કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટમાં

સને ૧૮૬૩થી તે સને ૧૮૭૨ના દીસેમબર આખર સુધીમાં પ્રસિદ્ધ થએલા

# સરક્યુલરો અને, જાહેરખબરો.

તથા તે શિવાયની કેટલીક ઉપયોગી બાબતના સંગ્રહ.

અને

## કાઠીયાવાડના કામ ચલાઊ દીવાની ફોજદારી ધારા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## ઠકર નથુ પીતાંબર માણેક,

રાજકોટ થાણદારના પહેલો કારકુન.

મુંબઈ મધ્યે

અતભુકરામ ગોમાંડીના છાપખાનામાં છાપ્યું

# પ્રસ્તાવના.

---

કાઠીયાવાડ એજન્સીના કાયદા, તથા રીવાજને લગતા સને ૧૮૬૩ થી પ્રસિદ્ધ થયેલા સરક્યુલર અને જાહેરખબરો વીગેરે તથા એ એજનસીના કામચલાઉ ધારા અને તે શિવાય કેટલીક ઉપયોગી બીજી બાબતો એ સર્વ એકઠા કરી એક પુસ્તકના આકારમાં બાહાર પડેતો તે આ પ્રાંતના એજનસી સાથે સંબંધ રાખતા સજ્જન ગૃહસ્થોને ઘણા ઉપયોગી થાય એવી મારા મનમાં ઘણી મુદ્દત થયાં જીગ્નાસા હતી પણ નાણાંની અને બીજી કેટલીએક અડચણોને લીધે મેં મારો એ વિચાર આજસુધી બંધ રાખેલો.

હાલમાં આ પ્રાંતમાટે વકીલોની પરિક્ષા લેવા પોલીટીકલ એજંટ મેહેરબાન કરનલ ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન સાહેબે ફરી ઠરાવ કર્યો જેથી તેમાં દાખલ થવા ઘણાક ઉમેદવારો તૈયારી કરેછે તેઓને આવાં પુસ્તકની ઘણી જરૂર છે કેમકે રાજેશ્રી બજીભાઈએ સને ૧૮૬૮ ની સાલ સુધીનાં સરક્યુલરો વીગેરેની એક બુક છપાવેલી તે તથા ત્યારપછી મેહેરબાન ધનજીશાહ સાહેબે પોતાની સને ૧૮૭૧ ની સાલની કાઠીયાવાડ લોકલ ડીરેક્ટરીમાં સને ૧૮૭૧ ની સાલસુધી પ્રસિદ્ધ થએલા સરક્યુલરો વીગેરે દાખલ કીધા છે તે બંને બુકોની બધી પ્રતો મારા ધારવા પ્રમાણે ખપી ગઇ છે તેમજ એ દરેક બુક છપાયા પછી જે સરક્યુલરો વીગેરે પ્રસિદ્ધ થએલા છે તેને માટે અભ્યાસીઓને બીજે શોધ કરવો પડે માટે આવાં પુસ્તકથી તેઓની ગરજ સરશે એમ મને વિચાર થયો અને મારી પ્રથમની જીગ્નાસા તાજી થઈ પણ એ કામમાં જે સાધનની મુખ્યત્વે જરૂર તે મારીપાસે ન હોવાથી ફરીથી લાચાર થઈ બેશી રેહેવાનું મેં ધાર્યું અને મારા કેટલાક મિત્રોને મેં એવિશે સુચના કરી પણ તેમનાથીબી એ જોગ બને એમ લાગ્યું નહીં તેવામાં મારા એક બાળમિત્ર અને આ પુસ્તકના પ્રવર્તાવનારને મારા પ્રયત્નવિશે ખબર પડતાં તેઓએ મારો વિચાર સ્વિકારી એ કામ પોતે

માથે લીધું જેથી હું મારી ઉમેદમાં ફતેહ પામ્યો છું માટે એ ભાઇનો હું ઉપકાર માનું છું.

પ્રથમ મારો એવો ઇરાદો હતો કે એકઠા કરેલા સરક્યુલરો અને જાહેરખબરો વિગેરે બાબતવાર ગોઠવવામાં આવે તો સારૂં પણ તેમ થવું ઘણું કઠણ હોવાથી બન્યું નથી તોપણ અનુક્રમણીકામાં તેને માટે ઘટતા ઉપાય લઇશ.

આ પુસ્તક લખી તૈયાર કરવામાં રાજેશ્રી બજીભાઈના પુસ્તકની અને મેહેરબાન ધનજીશાહ સાહેબની બનાવેલી ડીરેક્ટરીની મે મદત લીધેલી છે જેથી તે સાહેબોનો આ જગોએ મારે પ્રથમ ઉપકાર માનવો જોઇએ.

છેવટ હું સર્વેને વિનંતી કરૂંછું કે આ મારો પેહેલીવારનો પ્રયત્ન છે જેથી તે દોષ રહીત નહીં હોય તેમજ તે થોડો ઉપયોગી થશે એમ પણ નથી માટે કાંઈ ભુલ માલમ પડે તો તે સુધારીને વાંચશો એજ અરજ.

લા૦ સેવક,

ઠકર નથુ પીતાંબર માણેક.

રાજકોટ, તા૦ ૨૫ નવેંબર સને ૧૮૭૨.

# કાઠીયાવાડ પોલીટીકલ એજનસી ગેઝેટમાં છપાયેલા સરક્યુલર તથા જાહેરનામાં વીગેરેનો સંગ્રહ.

આંક ૧ પાનું ૨.

## સરક્યુલર નંબર ૧ સને ૧૮૬૩.

( આ ઉપરની કલમોનો મજકુર લીધો નથી. )

૫. એક રાજનો બારવટીયો બીજા રાજમાં નુકસાન કરશે અને તે પકડાશે ત્યારે તેવાં સઘળાં કામમાં તે બારવટીયાની તપાસ પોલીટીકલ એજંટ સાહેબની રૂબરૂ થશે અને જે રાજવાળાનો બારવટીયો નીકળ્યો હશે તથા જે રાજવાળાએ તે ગુન્હેગારને મદત આપેલી સાબેત થશે તેની પાસેથી વળતર અપાવવામાં આવશે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૨૮ ફેબ્રુઆરી સને ૧૮૬૩.

---

આંક ૧ પાનું ૧ સને ૧૮૬૩.

આ પ્રાંતના સર્વે રાજાઓ અને તાલુકદારો તથા ભોમીયાઓ ઉપર કાઠીયાવાડના પોલીટીકલ એજંટ મેજર આર. એચ. કીટીંજ સાહેબના તરફથી સરક્યુલર.

કાઠીયાવાડ પ્રાંતમાં આશરે ચારસેં જુદા જુદા તાલુકદારો છે માજી પોલીટીકલ એજંટ સાહેબોને સરવે રાજાઓ તથા તાલુકદારો તથા ભોમીઆઓની સાથે કાગળ

પત્રનો વહેવાર ચલાવવામાં તથા આ પ્રાંત બાબત સરકારની શી મરજી છે તેથી તેઓને વાકેફ કરવામાં ઘણી મુશ્કેલી માલમ પડી છે.

કાઠીયાવાડ પ્રાંતમાં અમારૂં આવવું થવાને ઘણી ટુંકી મુદત થઇ છે પરંતુ લોકોની હાલત વિશે જે મારા જોવામાં આવ્યું છે તેથી જે રાજ્ય નીચે તેઓનો મુલક આવ્યો છે તે રાજ્યના કાયદાઓ તથા ધારાથી તેઓ બીલકુલ અજાણ્યા છે એ જોઇને અમને ઘણી દીલગીરી થાય છે.

અમારી હાફીસને લગતું એક છાપખાનું કાડવામાં આવ્યું છે તેમાં એક પત્ર પ્રસિદ્ધ કરવાનો અમે ઠરાવ કીધો છે ને તે પત્રને "કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટ" એવું નામ આપવું ધાર્યું છે ને તે દ્વારાએ ઘણી ઉપયોગી બાબત તમને જણાવવાનો તથા ગુજરાત અને કાઠીયાવાડને લગતા સરકારના સઘળા હુકમો તેમાં દાખલ કરવાનો મારો ઇરાદો છે.

જે શખ્સ નોખી ચુકવતીનો (એટલે સરકારમાં જુદી પેસકસી પોતાનાં નામથી ભરેછે તે) દાવો રાખતા હોય તેઓએ એ ગેઝેટ હમેશાં લીધા જવું એવી મારી ઇચ્છા છે અને જેઓના ઉપરના સરક્યુલર એ પત્રમાં છાપવામાં આવે તેઓએ મારી અથવા મારા આસીસ્ટેન્ટોની સહીથી જૂદી નકલ પોહોંચે તેમ ગણવું.

એ ત્રપદ્વારાએ ઘણી અગત્યની વાતો તમારા જાણવામાં આવશે અને એ ગેઝેટથી ફકત સરકારી બાબત પ્રસિદ્ધ કરવાને સેલું પડશે એટલુંજ નહીં પણ એ પત્રના ઘરાકોને તે ખરીદ કરવામાં જે જુજ ખરચ પડશે તેના બદલામાં એ પત્રથી જોઇએ તેટલી ખુશી હાંસલ થશે એવી ઊમેદ છે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી મુકામ રાજકોટ.
તા૰ ૧૬ માર્ચ ૧૮૬૩.

---

આંક ૪ પાનું ૧૪ તા૰ ૭ મે સને ૧૮૬૩.

# સરક્યુંલર હુકમ નંબર ૪ સને ૧૮૬૩.

## કાઠીયાવાડના સર્વે આસીસ્ટેન્ટ સાહેબોને.

અમારા જાણવામાં આવેછે કે પેહેલી કલાસના રાજાઓના સરકાર મસહુર કારભારીઓમાંથી કેટલાએકને ખુરશી નથી મળતી એવા સર્વે કારભારીઓને ખુરશી

આપવાનો અહીંનો ઈરાદો છે અને આપને પણ એજ રીતે કરવાની સલાહ આપવામાં આવે છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧૧ ફેબ્રુઆરી સને ૧૮૬૩.

---

આંક ૫ પાનું ૧૯ તા૦ ૧૪ મે સને ૧૮૬૩.

## જાહેરખબર.

પોલીટીકલ એજંટ સાહેબ સર્વ લોકોને ખબર આપેછે કે કાઠીયાવાડ પ્રાંત બાબત અપીલો તથા અરજીઓ સરકારમાં અથવા નામદાર ગવરનર સાહેબ ઉપર મોકલવામાં આવે તેની બે પ્રત મોકલવી.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી આફીસ.
મુકામ રાજકોટ, તા૦ ૪ મે સને ૧૮૬૩.

---

આંક ૫ પાનું. ૨૦ તા૦ ૧૪ મે સને ૧૮૬૩.

## સરક્યુલર નંબર ૭ સને ૧૮૬૩.

### કાઠીયાવાડના સર્વે આસીસ્ટેન્ટ સાહેબોને.

આપના તાબાનાં કામ બાબત સરકયુલર હુકમ જારી કરવાની જ્યારે જરૂર હોય ત્યારે બની શકે ત્યાંસુધી તે હુકમ ઇંગ્રેજીમાં તૈયાર કરવો અને તે ગુજરાતી તરજુમાં સહીત સર્વને જાહેર થવા સારૂ એજન્સી ગેઝેટમાં છાપવા માટે મોકલવો.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૨૭ માર્ચ સને ૧૮૬૩.

આંક ૬ પાનું ૨૩ તા૦ ૨૧ મે સને ૧૮૬૩.

# સરક્યુલર નંબર ૯ સને ૧૮૬૩.

## પેહેલા તથા બીજા કલાસના રાજાઓ ઉપર.

૧. કેટલાંએક ખતો જે હું ધારૂંછઉં કે, આપના તરફથીજ આવેલાં હશે તે મને પોહોંચ્યાથી ઘણી ખુશી થઈ છે અને આપની સાથે કાગળપત્રોનો દોસ્તીના રાહાનો વેહેવાર ચલાવવાથી મને હમેશાં ખુશી ઉત્પન્ન થશે પણ આપના જે કાગળો આવેછે તેમાં એક ફેરફાર કરવાની મારી નજરમાં જરૂર જણાય છે શાથીકે એ ફેરફાર કર્યા વગર તે ખતો ખરાં છે કે કેમ ? તે જાણવાને કાંઈ આધાર નથી.

૨. એવું માલમ પડેછે કે આપ જે કાગળો મારા ઉપર લખોછો તેની નીચે આપના નામની સહી કરતા નથી. એ શીરસ્તો મારા જાણ્યા પ્રમાણે ઘણો જુનો છે પણ એ રીત ઘણી અડચણ ભરેલી છે અને તે સુધરેલા લોકોના શીરસ્તાથી ઉલટી છે.

૩. આપને જે ખતો અમારા તરફથી લખવામાં આવે છે તે ઉપર હું મારા પુરા નામથી સહી કરૂં છું અને તેમાં મારો હોદ્દો પણ લખવામાં આવે છે તેથી તે ખતો અસલ છે એમ જાણવાને આપને આધાર મળે છે; અને સરકારખાતે મારો જે ધર્મ છે તેથી આપણા વચ્ચે સરકારી બાબતના કાગળપત્રનો જે વેહેવાર ચાલે તેમાં આ-યંદે મને પણ તેટલોજ ફાયદો હાંશલ થવાસારૂ આપને તસ્દી આપવાની મને ફરજ પડી છે.

૪. આ એજન્સીમાં આપનું કામકાજ ચલાવવામાં આપને કાંઈ જાસ્તી તસ્દી આપવાની મારી ઇચ્છા નથી તેથી જો આપની મરજી આપના એક મુકરર કરેલા કારભારીની મારફતે કાગળપત્રનો વેહેવાર ચલાવવાની હશે તો તેવા કારભારીની સહીના કાગળો લેવાને અમારી તરફથી કાંઈ હરકત નથી પણ સહી વગરના કાગળો હવેથી હું લઈ શકીશ નહીં.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧૩ એપ્રીલ સને ૧૮૬૩.

## આંક ૬ પાનું ૨૩ તા૦ ૨૧ મે સને ૧૮૬૩.

પેહેલા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ મેહેરબાન કોલસન સાહેબના તા૦ ૧૩ એપ્રીલ સને ૧૮૬૩ ના મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ ઉપરના ખતનો તરજુમો.—

આપના અભિપ્રાય પ્રમાણે જે આસીસ્ટેન્ટ સાહેબોના હવાલામાં પ્રાંત હોય તેઓએ વિધવાની જીવાઈ બાબત અથવા તાલુકદાર યા ગીરાશીયાની બે વિધવા વચ્ચે તકરાર પડેછે તે બાબતની ફરીયાદ સાંભળવી કે નહીં તેનો ખુલાસો મેહેરબાની કરી આપવો જોઇએ.

(એ ખતના જવાબમાં પોલીટીકલ એજંટ સાહેબના તરફથી ખુલાસો.)

### નંબર ૧૪૩.

તમારા ચાલતા મહિનાની તારીખ ૧૩ ના ખતના જવાબમાં લખવાનું કે મારા અભિપ્રાય પ્રમાણે તમારાં ખતમાં લખેલી બાબતોની ફરીયાદી આ એજન્સી ખાતામાં કોઇપણ આસીસ્ટેન્ટ સાહેબે સાંભળવી નહીં. પણ જે કામમાં એવું માલમ પડે કે મરનારના કુટુંબનું ભરણપોશણ તે મરનારનો વારસ કરતો નથી. એવાં ખરેખરી ઇજાનાં કામો તમારા જાણવામાં આવે તો તે બાબતનો રીપોર્ટ પોલીટીકલ એજન્ટ સાહેબને કરી મોકલવો.

૨. એવી બાબતમાં હાથ ઘાલવાની મારી બીલકુલ ખુશી નથી ને એજન્સી ખાતાના અધીકારીઓ જે કાંઈ હુકમ કરે તે મુજબ અમલ થવો જોઇએ અને તેનું ઘણું કરીને પરિણામ એવું થાયછે કે તે વિધવાઓને સરકારની બાહેંધરી છે એવું સમજીને તેઓ વારસને તાબે રહેતી નથી.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૧૬ એપ્રીલ સને ૧૮૬૩ મુકામ રાજકોટ.

---

આંક ૭ પાનું ૨૬ તા૦ ૨૮ મે સને ૧૮૯૩.

## સરક્યુલર નંબર ૧૦ સને ૧૮૯૩.

### કાઠીયાવાડના સર્વે આસીસ્ટેન્ટ સાહેબોને.

જ્યારે કોઇ જમીના કામમાં આપના તરફથી છેવટ હુકમ થાય ત્યારે જે તકરાર વાળી જમીન અથવા ગામ હોય તેનો ખુલાસો કરવો અને એ બાબત કાંઇ અવેજ અનામત હોય તો તે બાબત તીજોરીના ઇનચાર્જ સાહેબને લખી તે અવેજ જેનો હક પોહોંચતો હોય તેને અપાવવો.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૭ એપ્રીલ સને ૧૮૯૩ મુકામ રાજકોટ.

---

આંક ૧૦ પાનું ૩૯ તા૦ ૧૮ જુન સને ૧૮૯૩.

## સરક્યુલર નંબર ૧૨ સને ૧૮૯૩.

### કાઠીયાવાડ પ્રાંતના સર્વે આસીસ્ટંટ સાહેબો ઉપર.

રાજપ્રકરણી એટલે પોલિટીકલ કામ ન હોય અને દીવાની બાબત હોય તેવાં કામમાં આ એજન્સી ખાતાની સઘળી કોર્ટોમાં સ્ટાંપ અથવા ફી લેવા બાબતનું પરિશીષ્ટ સરકારે મંજૂર કીધું છે, પણ હાલ તારીખ ૧૧ જુન સને ૧૮૯૩ ના એજન્સી ગેઝેટમાં તારીખ ૧૪ ફેબ્રુઆરી સને ૧૮૯૩ ની યાદી છાપી પ્રગટ કરવામાં આવી છે, તે મુજબ ફકત દાવાની અરજી બાબત ફી લેવી.

૨. આ મુલકમાં દીવાની કામ ઘણું વધી ગયું છે તેથી તથા લોકોમાં પોતાના તાલુકદારોના ઠરાવ ઉપર તેઓનામાં હાલનો ચાર્જ જે સાહેબ પાસે હોય તેને અને તેના ઠરાવ ઉપર પોલીટીકલ એજંટ સાહેબને અને આખરે સરકારને હરેક કામમાં અપીલ કરવાનો ચાલ ઘણો નીકળ્યો છે તેથી ઇનસાફ મેળવવા સારૂ એટલો ખરચ કરાવવાની જરૂર છે.

૩. પોલીટીકલ એજન્સીની કોઈ પણ આફીસોમાં કોઇ જાતની અરજીની તપાસ કર્યા વગર તે અરજી નામંજુર કરવી મુનાસબ નથી પણ થોડાંએક વર્ષ

થયાં એવી રીતે કજીયા લડવાની ચાલ વધી પડવાથી એવું પરિણામ નીપજે છે, અને હાલમાં આ પ્રાંતનો વહિવટ ચલાવવાનાં કામમાં એવાં એવાં હલકાં કામ ઘણાં વધી પડયાં છે તેનો અટકાવ કરવા સારૂ કાંઇ ફી લેવાની જરૂર છે.

૪. જે ફી અથવા સ્ટાંપનો દર આખરે ચલાવવાનો છે તે સને ૧૮૬૨ ના આકટ ૧૦ માં જે દર ફરમાવ્યો છે તે કરતાં જાસ્તી નથી.

૫. આ બાબત ચલાવવામાં આ પ્રાંતના ઘણાખરા તાલુકદારો હરકત બતાવેછે એવા વિચારથી કે એ રીતે અમલ કરીને તેઓની રઇયતને તેઓના ઉપર એજન્સી ખાતાની કોર્ટોમાં દાવા કરવાની રજા દેવાનો ઇરાદો છે, પરંતુ એવો કાંઇ પણ વિચાર ચાલતો નથી; એ વાત આપને સારીપેઠે માલમ છે. દેશી રાજ્યોને પોતાનો વાજબી અખત્યાર ચલાવવામાં મદદ કરવાનો તથા તેઓનાં રાજ્યના વહિવટમાં બનીશકે ત્યાંહાંસુધી હાથ નહીં નાખવાનો સરકારનો વિચાર છે.

૬. એજન્સી ખાતાની કોર્ટોમાં દીવાની કામ ચલાવવા બાબત વિગતવાર ધારા સરકારની મંજુરીયત સારૂ મોકલવામાં આવ્યા છે.

૭. આપને માલમ છે કે કોઇ જાતનો ફેરફાર કરવામાં આવે છે તો આ જીલ્લાના લોકોમાં તેથી કેટલીએક દેહેશત પેદા થાયછે; અને એ ફી વસુલ કરવાનું કામ પ્રથમ કોઈ જાતની શખ્તી વગર શરૂ કરવું મુનાસબ છે, અને તમોએ લોકોને સમજુતી આપવી કે હાલમાં કામ ઘણું વધી ગયાથી એ ધારો કરવાની જરૂર પડી છે.

૮. આપે હમેશાં યાદ રાખવું કે કાઠીયાવાડ જીલ્લામાં આ ફી દાખલ કરવાની મતલબ આમદની પેદા કરવાની નથી પણ કજીઆ લડવાની હોંસનો અટકાવ કરવાની છે, અને અરજદારોએ નકામી તથા સામા પક્ષકારને હેરાન કરવા સારૂ કરેલી અરજીઓ માંડીવાળવા સારૂ આપ અરજદારોને સમજાવશો તો સારૂં; અને પ્રતિવાદી ઉપર સમન થયો નહોય અથવા બીજી રીતે તેને કાંઇ મેહેનતમાં પડવું પડયું ન હોય તો અરજદારોએ તે પેહેલી કોર્ટમાં આપેલા પૈસા તેઓને પાછા આપવામાં આપે કોઇ તરેહનો ઉજર કરાવો નહીં.

૯. પ્રથમ તો એ ફીના રોકડ રૂપિઆ લેવા અને લીધેલા રૂપિયાનો આંકડો અરજી અથવા બીજા કાગળને મથાળે લખવો પરંતુ આ મુલકને વાસ્તે જુદાજ છાપના કાગળ જલદીથી દાખલ કરવામાં આવશે એવી ઉમેદ છે.

૧૦. એ બાબતના જે પૈસા આપની આફીસમાં આવે તે દર મહીને એક વાર અથવા જરૂર પડે તો વધારે વાર દરરોજના હીસાબ સહિત તીજોરીમાં મોકલવા.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૬ જુન ૧૮૬૩.

---

આંક ૯ પાનું ૩૪ તા૦ ૧૧ જુન સને ૧૮૬૩.

એજન્સી ખાતામાં દીવાની તથા અપીલની અરજીઓ ઉપર "ફી" લેવામાં આવેછે તેનું કોષ્ટક.

| દાવાવાળી મીલકતની રકમ અથવા આંકેલી કીંમત. | | | | "ફી" રૂપીયા. |
|---|---|---|---|---|
| રૂપિયા ૧૬ ઉપર ન હોય તો | | | | ૧ |
| ૧૬ | રૂપિયા | ઉપર | ૩૨ સુધી | ૨ |
| ૩૨ | ,, | ઉપર | ૬૪ સુધી | ૪ |
| ૬૪ | ,, | ઉપર | ૧૫૦ સુધી | ૮ |
| ૧૫૦ | ,, | ઉપર | ૩૦૦ સુધી | ૧૬ |
| ૩૦૦ | ,, | ઉપર | ૮૦૦ સુધી | ૩૨ |
| ૮૦૦ | ,, | ઉપર | ૧૬૦૦ સુધી | ૫૦ |
| ૧૬૦૦ | ,, | ઉપર | ૩૦૦૦ સુધી | ૧૦૦ |
| ૩૦૦૦ | ,, | ઉપર | ૫૦૦૦ સુધી | ૧૫૦ |
| ૫૦૦૦ | ,, | ઉપર | ૧૦૦૦૦ સુધી | ૨૫૦ |
| ૧૦૦૦૦ | ,, | ઉપર | ૧૫૦૦૦ સુધી | ૩૫૦ |
| ૧૫૦૦૦ | ,, | ઉપર | ૨૫૦૦૦ સુધી | ૫૦૦ |
| ૨૫૦૦૦ | ,, | ઉપર | ૫૦૦૦૦ સુધી | ૭૦૦ |
| ૫૦૦૦૦ | ,, | ઉપર | ૧૦૦૦૦૦ સુધી | ૧૦૦૦ |
| ૧૦૦૦૦૦ | ,, | ઉપર હોય તો | | ૨૦૦૦ |

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૧ મે સને ૧૮૬૩.

એકસ્ટ્રો ઓરડનરી તા૦ ૧૮ જુન સને ૧૮૬૩.

# સરક્યુલર નંબર ૧૫.

## કાઠીયાવાડના સર્વે રાજા તથા તાલુકદાર તથા ભોમીઆ ઉપર.

૧. સરકારનો નંબર ૧૮૦૪ તારીખ ૮ જુન સને ૧૮૬૩ નો કાગળ આવ્યો છે તેમાં એવું ફરમાવ્યું છે કે કાઠીયાવાડમાં સરકારી રૂપીઆનું ચલણ આસ્તે આસ્તે દાખલ કરવું અને વળી તેમાં એહેવું લખેછે કે જુનાગઢ નવાનગર, અને પોરબંદરની ટંકશાળો કાહાડી નાખવાનો વીચાર છે.

એ ખબર સર્વે વકીલોને એક દરબાર ભરીને આપ્યા છે અને હાલ આપને લખવાનું કે એ વાત આપે આપની મેળે ચલાવી દેવી, કે આ એજન્સી તરફથી એ બાબતમાં હાથ નાખવાની જરૂર પડે નહીં.

૨. જે શીક્કા મુંબઈ ઇલાકાના બીજા ભાગોમાં ગેરચલણી થઇ ગયા છે તે શીક્કાથી અથવા બીજા દેશીશીક્કાથી આપના તરફથી વેરો વીગેરે લેવામાં આવે છે; તથા આપના નોકરોનો પગાર પણ એવાજ શીક્કાથી આપોછો પણ ઘણાંએક કારણોને લીધે દેશીશીક્કા વેપારના વધારા પ્રમાણે તથા અનાજ અને વેપારની બીજી જણસોના મુકાબલામાં રૂપાની કીંમત ઘટી ગઇ છે તે પ્રમાણે જોઇએ તેટલા મળી શકતા નથી.

૩. એપ્રમાણે થયાથી એવું બનેછે કે દેશીશીક્કાની કીંમત વેપારને નુકસાન પોહોંચાડે એહેવી ઓછી થઈ પડી છે અને તેથી ફાયદો તો થોડાંએક માણસો કે તેમાં આપના ઘણાખરા કારભારી પણ ગણાય છે તેઓનેજ છે.

૪. એ રીતે જુના અમદાવાદી શીક્કાઈ રૂપીઆનો દર સેંકડે ટકા ૨૧ાા નો અને જામસાઈ કોરીનો દર સેંકડે ટકા ૩૭ાા નો ઓછો ભાવ ચાલે છે.

૫. હાલમાં સરકારની ઇચ્છા પ્રમાણે આપ સર્વેને ખુલ્લી રીતે જાહેરખબર આપશો કે વેરા વીગેરે હક સરકારી રૂપીઆથી લેવામાં આવશે અને સઘળું લેણદેણ દેશી શીક્કાથી ચલાવવું આપ બંધ કરશો તો તેનો વટાવ પોતાની મેળે મુકરર થઈ જશે અને આપના તાબાના વેપારીઓ પણ એજ રીતે અમલ કરશે.

એ પ્રમાણે થશે તો જે હુકમની આપને હાલ સુચના કરવામાં આવે છે તે હુકમ

અમલમાં લાવવા સારૂ કાંઇ વિશેશ ઈલાજ કરવાની આ એજન્સી ખાતાના અમલદારોને જરૂર પડશે નહીં.

૬. તેમજ જો ઘટારત મુદત ગયા પછી અમને માલમ પડશે કે કોઇ તાલુકામાં દેશી શીક્કાનો ભાવ ખરેખરી કીંમત કરતાં ઘણોજ વધારે છે, તો અમે એમ સમજશું કે તે તાલુકદારે ઉપર મુજબનો અમલ કીધો નથી તેથી તે મુજબ ભાવ ચાલે છે અને તેમ થયેથી સરકારનો હુકમ અમલમાં લાવવા સારૂ હાથ નાખવાને હવે કાંઇ હરકત નથી એમ ગણવામાં આવશે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી.
મુ૦ રાજકોટ તા૦ ૧૫ જુન સને ૧૮૬૩.

---

આંક ૧૦ પાનું ૩૯ તા૦ ૧૮ જુન સને ૧૮૬૩.

## સરક્યુલર.

મુંબઈ સરકારે નંબર ૧૩૬૭ તારીખ ૨૨ મે સને ૧૮૬૩ નો એક સરકયુલર કર્યો છે તેની મતલબ લોકોને જાણ થવા સારૂ નીચે ઊતારી છે.

હિંદુસ્થાનની સરકારે એવો ઠરાવ કર્યો છે કે સમજફેર ન થવા સારૂ સીપાઈ એ શબ્દ ફકત દેશી લશ્કરના સીપાઈઓનેજ લાગુ પાડવો અને એવી જાતના બીજા નોકરોને હવેથી "પીયન" એટલે પટાવાળા કેહેવા; સીપાઈ કેહેવા નહીં.

આર. વેસ્ટ,
સરકારના આશીસીએટીંગ અંડર સેક્રેટરી.

મુંબઇ, તા૦ ૨૨ મે સને ૧૮૬૩.

---

આંક ૧૩ પાનું ૫૩ તા૦ ૯ જુલાઈ સને ૧૮૬૩.

## સરક્યુલર નંબર ૧૧ સને ૧૮૬૩.

### કાઠીયાવાડ પ્રાંતના સર્વ આસીસ્ટેન્ટ સાહેબોને.

૧. આ પ્રાંતના વીસ વરશની અંદરની ઉમરના જુદી ચુકવતીના તાલુકદારોની યાદ આ સરકયુલર સાથે મોકલવામાં આવે છે.

૨. એ તાલુકદારોની સાથે પત્ર વેહેવારમાં કુંવરોના નામ લખવાનો દસ્તુર આજ-સુધી ચાલે છે, એવું અમારા ધારવામાં આવે છે પણ એ કુંવરો નાહાની ઉમરના છે અને તેમાંના કોઈ કોઈ કુંવરતો બાળકજ હોય છે.

૩. વાસ્તે આપને લખવાનું કે આ ચાલ આપના પ્રાંતમાં તુરત બંધ કરી એવા તાલુકાનો કારભાર કોણ કરેછે તેનો તપાસ કરી તે શખ્સની સાથે પત્ર વેહેવાર રાખી તેને જણાવવું કે કદી એ તાલુકાની કાંઈ ઉપજ અથવા ગરારા મીલકત વીગેરે કોઈને આપી દીધામાં આવશે અથવા એ તાલુકા ઉપર કરજ થશે અથવા એ કુંવર કોઈ વાતે ગેરચાલમાં પડશે તો તેનો જુંમો તમારા પંડને માથે રેહેવાનો.

૪. કોઈ ઘણોજ મોટો તાલુકો હોય તો તેના કારભારી તથા કુંવરને સંભાળનારને અહીંની સલાહ લઈ મુકરર કરવા.

૫. કારભાર તથા કુંવરની સંભાળ એ બંને કામ એકજ માણસના હાથમાં રેહે એવું કાંઈ જરૂર નહીં. આ વાત ઉપર આપની તરફથી તુરત ધ્યાન આપી મોટા તાલુકાવિશે અલાહેદા રીપોર્ટ કરવા.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા. ૨૦ એપ્રીલ સને ૧૮૬૩ મુ. રાજકોટ.

---

આંક ૧૬ પાનું ૮૦ તા૦ ૬ આગસ્ટ સને ૧૮૬૩.

## જાહેરખબર.

કાઠીયાવાડ ખાતાનો દીવાની કાયદો સરકારે મંજુર કર્યોછે તેનો ઇન્તેખાબ સર્વને વાકેફ થવા તથા તે મુજબ અમલ કરવા સારૂ નિચે પ્રગટ કરવામાં આવેછેઃ—

૧૪૯. અપીલો યાદદાસ્તની માફક કરવી અને તે યાદદાસ્ત અપીલ કોર્ટમાં નીચે લખેલી મુદતમાં આપવી નહીં તો તે મુકરર કરેલી મુદતમાં તે નહીં આપવાનું અપીલ કોર્ટની ખાત્રી થાય એવું પાકું કારણ અપીલ કરનારે દેખાડવું; તે મુદત એ પ્રમાણે છે કે પ્રાંત ખાતાના આસિટેન્ટ પોલીટીકલ એજંટ સાહેબોની કોર્ટમાં ત્રીસ દીવસમાં અને પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં સાઠ દીવસમાં અપીલ કરવી. એ દીવસ ગણવા તે ફેસલો કહી સંભળાવ્યો હોય તે દિવસથી ગણવા પણ

તે દિવસ બાદ કરવો તથા જે હુકમનામા ઉપર અપીલ કરવી હોય તેની નકલ મળતાં જેટલી મુદત લાગે તે મુદત પણ બાદ કરવી.

(ખરો ઈન્તેખાબ.) આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ તા૦ ૧ આગસ્ટ સને ૧૮૬૩.

---

## આંક ૧૬ પાનું. ૮૨ તા૦ ૬ આગસ્ટ સને ૧૮૬૩.

નંબર ૨૨ તારીખ ૧૭ ફેબ્રુવારી સને ૧૮૬૩ મેજર ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન અમરેલીના આશીસ્ટંટ રેસીડેન્ટ સાહેબે કરનલ. આર. વાલિસ વડોદરાના રેશીડંટ સાહેબ ઉપર લખેલું ખત.

કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટ સાહેબે નંબર ૫ નો સરક્યુલર મોકલ્યો છે તેની નકલ આપની પાસે મોકલી લખવાનું જે અમરેલી તાબેના માહાલોમાં હેવીજ રીત ચલાવવી કે કેમ, તે બાબત ખુલાસો મેહેરબાની કરી લખશો.

૨. કાઠીયાવાડ એજન્સી ખાતેના દીવાની કામોમાં એ મુજબ અમલ કરવા સારૂ એ સરક્યુલરનો તરજુમો વહીવટદાર પાસે મોકલવામાં આવ્યો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન મેજર આસીસ્ટંટ રેશીડંટ અમરેલી સદરહુ ખતનો નંબર ૮૫ તારીખ ૨૧ ફેબ્રુવારી સને ૧૮૬૩ નો જવાબ.

૧. આપના નંબર ૨૨ તારીખ ૧૭ માહે મજકુરના કાગળના જવાબમાં આપને નિચે મુજબ લખવામાં આવે છે.

૨. કાઠીયાવાડ એજન્સી તાબે બરાબર દીવાની કોર્ટ સ્થાપન થઈ હોય તો ગાઐકવાડ સરકારની જે રૈયત તે કોર્ટમાં દાદ મેળવવા જાય તે સઘળાએ તે કોર્ટમાં મુકરર થએલી ફી, ભરવી. પણ તે ફી તે રઈયતે પરભારી તે કોર્ટમાં ભરવી. આપની તરફથી તે વસુલ કરવી નહીં.

૩. માટે આપની નજરમાં જે કામ પોલિટીકલ ઈયાને રાજદ્વારી તરેહનાં કે જેના ઉપર ફી લેવાતી નથી તેવાં હોય તેવાં કામ આપે પોલીટીકલ એજંટ સાહેબ પાસે મોકલવાં.

૪. અમરેલીના અધીકારીઓની નજરમાં આવે તો તેઓએ જે દીવાની કામો કે પોલીટીકલ તરેહના ન હોય તેવાં કામોમાં વાજબી ફી વસુલ કરવી. તે ફીઃ કાઠીયાવાડની રૈયતોને આપવી પડશે. આર. વાલિસ રેશીડંટ.

## આંક ૧૭ પાનું ૮૪ તા ૧૩ આગસ્ટ સને ૧૮૬૩.

## કાઠીયાવાડના સર્વે રાજાઓ તથા તાલુકદારો.

### તથા ભોમીઆઓને જાહેરખબર.

૧. રાજકોટની સરકારી વખારમાંથી અફીણનાં વેચાણ બાબત આજમ કૃષ્ણાજી લક્ષમણ એકસ્ટ્રા આસિસ્ટેન્ટ પોલીટીકલ એજન્ટના તરફથી રજુ કરવામાં આવેલી યાદ આ જાહેરખબરની સાથે આપને વાકેફ થવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

૨. ગયા એપ્રીલ મહિનામાં અમદાવાદ જીલ્લાના પોલીસ સુપ્રીન્ડેન્ટ સાહેબે કાઠીયાવાડના મુલકમાં અફીણ ચોરીથી લાવવામાં આવેછે તે બાબત લખ્યું હતું. વળી અહીંના દફતર ઉપરના તમામ કાગળો તથા ગયા પાંચ વરશોમાં જુદા જુદા તાલુકદારોએ કેટલું અફીણ વખારમાંથી ખરીદ કર્યું છે તે બાબતનું એક પત્રક આજમ કૃષ્ણાજી લક્ષમણના તરફથી તૈયાર કરવામાં આવ્યું છે તે અમારા વાંચવામાં આવ્યું છે.

૩. એ પત્રકથી માલમ પડેછે કે કાઠીયાવાડના હરેક તાલુકદારે પોતાની કબુલત પ્રમાણે અંમલ કર્યો નથી અને અફીણની ચોરી ગયાં ત્રણ વરશમાં વધતી ચાલી આવી છે એ વાત ઘણી ગેરઆબરૂ વાળી છે.

૪. એ બાબતમાં સૌથી વધારે કસુર નીચે લખેલાં રાજ્યો તથા તાલુકાની છેઃ—

| | |
|---|---|
| ૧ હલવદ ધ્રાંગધ્રા | ૭ થાતલગતર |
| ૨ લીંબડી | ૮ વીઠલગડ |
| ૩ તલસાણા | ૯ દશાંડા |
| ૪ ભોઇકા | ૧૦ બજાણા |
| ૫ ભલગામડા | ૧૧ ઝીંઝુવાડા |
| ૬ વઢવાણ | ૧૨ વણોદ |

અને એ શિવાય ઝાલાવાડના ઉત્તર તથા ઇશાન તરફના નાહાના તાલુકાઓએ રાજ્યો તથા તાલુકાઓની હદમાં થઇને ચોરાઉ અફીણ પેહેલું જાયછે તેથી જો તેઓ બરાબર રીતે ચોકસી રાખે તો તે અફીણ આગળ જવા નહીં દેવાને તેઓને કાંઈ મુશ્કેલી પડશે નહીં.

૫. ઉપર લખેલાં રાજ્યો તથા તાલુકાઓની તરફથી ગયાં પાંચ વરસમાં કેટલું અફીણ ખરીદ કરવામાં આવ્યું છે તે નીચેનાં પત્રકથી માલમ પડશે. અને વળી તેથી એવું સાફ જણાય છે કે તેઓએ ચોરાઉ અફીણ વાપરીને અફીણ ચોરવાના ધંધાને ઉત્તેજન આપ્યું છે.

૬. કાઠીયાવાડનાં રાજ્યો તથા તાલુકાઓનો સરકાર સાથે જે ધર્મ છે તે પ્રમાણે તેઓ નહીં ચાલવાથી સરકારને પોતાને આમદની સંભાળવાને સારૂ વધારે મજબુત ઇલાજ કરવાની જરૂર પડશે.

જ્યારે રાજાઓ તથા તાલુકદારો પોતાનાં ગામોમાં કષ્ટમ ખાતાના મેહેતા તથા પટાવાળાઓને રેહેતા જોશે ત્યારે સરકાર તેમનો ભરોસો કર્યાં છતાં તેઓ સારી રીતે ચાલ્યા નહીં અથવા તેઓએ પોતાના કરાર પ્રમાણે અમલ કીધો નહીં તે બાબત તેઓને પસ્તાવું પડશે.

વાસ્તે જ્યાંહાંસુધી એ વાત હાથમાં છે ત્યાંહાંસુધીમાં નવો બંદોબસ્ત કરી વધારે ચોકસી રાખવા સારૂ આપ સરવેને ભલામણ કરવામાં આવે છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીટલ એજંટ.

મુ૦ રાજકોટ તા. ૨૩ જુલાઈ સને ૧૮૬૩.

---

આંક ૧૮ તા૦ ૨૦ આગષ્ટ સને ૧૮૬૩ પાનું ૯૨.

નંબર ૬૩૩.

પરાયા સીમાડાથી નવું ગામ વાર ૧૭૬૦ ઉપર આબાદ કરવા બાબત સરકયુલર શેરો તારીખ ૨૧ માર્ચ સને ૧૮૫૧ ના નંબર ૯૮૬ નો માજી પોલીટીકલ એજંટ આજમ મેહેરબાન લાંગ સાહેબે કરેલો છે તે કાયમ સમજી એ પ્રમાણે ચલાવવો તે સર્વેને ખબર થવા કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટમાં છપાવવા સારૂ આ શેરો આજમ મુકંદરાએ સાહેબ પાસે મોકલવો.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજન્ટ—

તા૦ ૫ આગષ્ટ સને ૧૮૬૩ ઈસ્વી.

## આંક ૨૦ પાનું ૧૦૬ તા૦ ૩ સપટેંબર સને ૧૮૬૩.

## કાઠીયાવાડના સર્વે રાજાઓ તથા મુખ્ય તાલુકદારો ઉપર.

પરદેશી આરબ, મકરાણી, સીંધી, બલોચ તથા સીદી લોકો હાલમાં કાઠીયાવાડ મુલકમાં છે તે વિશે આકટીંગ સેકન્ડ આસીસ્ટેન્ટ પોલીટીકલ એજન્ટ લેફટેન્ટ હેબર્ટ સાહેબનો રીપોર્ટ આવ્યો છે. એવું માલમ પડેછે કે તેઓની સંખ્યા ત્રીશથી પચાસ હજાર સુધીની ગણવામાં આવે છે.

જે બારવટીયા લોકો છે તેઓમાં સેંકડે ત્રીસ જણા એ લોકો છે અને ગયાં છ વરશમાં જે ટોળાંઓએ આ મુલકમાં જુલમ ગુજાર્યો છે તેમાં મુખ્ય કરીને એ લોકો સામેલ હતા.

આપને માલમ છે કે મોટા દરજ્જાના રાજાઓ શિવાય બીજા કોઈએ એવા લોકોની શીબંદી રાખવી નહીં એમ સરકારે ઘણીએક મર્તબે હુકમ કર્યા છે. અને વળી આ મુલકમાં એવાં વધારે માણસોને ઉતરવા દેવાં નહીં એવો પણ હુકમ છે.

એ હુકમો પ્રમાણે અમલ થયેલો જોવામાં આવતો નથી.

હવે એવા લોકોને સીબંદીમાં રાખવા વિશે વધારે તપશીલવાર હકીકત અમારા જાણવામાં આવશે ત્યારે તે બાબત આપને ફરીથી લખવામાં આવશે એવી ઉમેદ છે.

પણ આ મુલકમાં એવા લોકો વગર હરકતે આવ્યા જાય તેનો અટકાવ કરવા સારૂ એકદમ કાંઈ ઈલાજ કરવાનો અમારો ઈરાદો છે.

આપના બંદરોએથી અરબસ્થાન તથા ઈરાનના અખાત તરફ વાહાણોને જવાનો વખત નજદીક આવ્યો છે માટે આપને લખવાનું કે વાહાણોના માલીકોને આપના તરફથી ખબર આપવી કે જો તેઓ પોતાનાં વાહાણોમાં એવા લોકોને લાવવા દેશે ને તે વાત માલમ પડશે તો તેઓને પાછા લઈ જવાનો તથા તેઓને રાખવા પડે ત્યાંહાંસુધી તેઓનો ખોરાકી ખરચ તેઓને આપવો પડશે ને એવા કોઈ લોકો આપના કીનારા તરફ ઉતરશે તો તે બાબતની જુંમેદારી આપને શીર રેહેશે.

એજ મુજબ એવા પરદેશી શીબંદીના કોઇ માણસો પોતાને મુલક જવા ચાહે તો તેઓને આપના તરફથી મદદ મળવી જોઇએ અને વળી વાહાણના માલીકો તથા કપ્તાનોને આપે સમજુતી આપવી કે એવા લોકોને તેઓને દેશ પોહોંચાડવામાં કંઈજ હરકત નથી.

આર. એચ. કીટીંજ,

મુકામ, રાજકોટ તા૦ ૨૬ આગષ્ટ સને ૧૮૬૩. પોલીટીકલ એજંટ.

આંક ૨૧ પાનું ૧૧૦ તા ૧૦ સપ્ટેંબર સને ૧૮૬૩.

## જાહેરખબર.

કાઠીયાવાડમાં વીઘાંના ભરતર વિશે તકરાર ઉત્પન્ન થઇ છે. અને જપ્ત કરેલી મીલકતોની માપણી કરવા સારૂ જે મોજણીદારો કામે લાગેલા છે તેઓએ એ બાબત ખુલાસા પુછેલા છે.

આ મુલકનું વીઘું એંશી ચોરસ હાથ હોયછે અને પેસ્તરની માપણીમાં એક બાજુ ૧૧૯ થી ૧૨૧ ફીટ સુધીની થાયછે.

ચોરસ વીઘાં એકની બાજુ ૧૨૦ ફીટ અને ૬ ઇંચ ગણતાં જમીનની દેશી ભરતરથી માપણી એક એકરનો બરાબર ત્રીજો હીસ્સો થાયછે.

માટે ફરમાવવામાં આવેછે કે આયંદે માપણી કરવામાં આવે તેમાં ચોરસ વીઘાંની બાજુ ૧૨૦ ફીટ અને ૬ ઇંચ ગણવી અને એક વિઘાંમાં ૧૪૫૨૦ ફીટ અથવા ૧૬૧૩⅓ વાર છે એમ સમજવું.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ તા૦ ૧ સપ્ટેંબર સને ૧૮૬૩.

---

આંક ૨૧ પાનું ૧૧૧ તા૦ ૧૦ સપટેંબર સને ૧૮૬૩.

## જાહેરનામું.

લોકો સરકારને અરજીઓ તથા અપીલો બારોબાર કરેછે તે જે ખાતાની હોય તે ખાતામાંથી તે બાબતનો જવાબ મંગાવ્યા વગર તે ઉપર હુકમ આપી શકાતો નથી, વાસ્તે સરકારને બારોબાર અરજીઓ કરવાની હાલ ચાલ છે તે ઉપ-રથી સરકારી કચેરીઓને અડચણ થાયછે તથા લોકોનો ખોળંભો થઇને તેઓ આશામાં ને આશામાં રેહેછે માટે બંદેગાન અલીનવાબ મુસ્તેતાબ હજરત રેટ હન-રાબલ ગવરનર સાહેબ બાહાદુર દરઇજલાસ કોન્સીલ એઓએ હેઠળ લખેલી કાનુનો સર્વે લોકોને જણાવવા સારૂ પ્રગટ કરી છે એ કાનુનો તારીખ ૧ જુલાઇ સને ૧૮૫૪ થી અમલમાં આવશે:—

૧. સરકારની સાથે કાગળપત્રનો વેહેવાર વકીલની મારફતે રાખવાની જે લોકોની લાયકી હશે તે શીવાય બીજા લોકો વકીલની મારફતે અરજી કરશે તે સરકાર ધ્યાનમાં લેશે નહીં.

૨. અરજીઓ ડાકમાં મોકલવી અથવા સેક્રેટરીના કચેરીના દરવાજા બાહાર અરજી નાંખવા સારૂ પેટી રાખશે તેમાં નાંખવી તે પેટી રવીવાર તથા તેહેવારના દીવસ શીવાય બીજે સઘળે દીવસે પરશીયન ડીપાર્ટમેન્ટના સેક્રેટરી દરરોજ ઉઘાડશે, અને અરજીઓ સેક્રેટરીના જુદાં જુદાં ખાતામાં મોકલશે, ડાકમાં અરજી મોકલશે તો ડાકનો ખર્ચ આપવો પડશે.

૩. નનામી અરજીઓ સરકાર ધ્યાનમાં લેશે નહીં.

૪. મુંબઈ ઈલાકા માંહેની હરકોઈ ભાષામાં અરજીઓ ઇંગ્રેજી તરજુમા વગર આવશે તે ગવરનર કૌન્સીલની હજુરમાં ગુજારતાં પેહેલાં તેનો તરજુમો સરકારી ટ્રાન્સલેટર કરશે. ઇંગ્રેજી અરજીઓ મજકુર સમજાય તેવી રીતે લખી હશે તો સરકાર લેશે, નહીં તો પાછી મોકલશે.

૫. જે બાબતો વિશે કોર્ટમાં ઈન્સાફનું કામ ચાલતું હશે અથવા જે બાબતો વાસ્તવિક કોર્ટના ઇલાકા માંહેની હશે તે બાબતની અરજીઓ સરકાર લેશે નહીં. તથા કાયદા પ્રમાણે દાદ મળવાનો બીજો રસ્તો ખુલ્લો છતાં દીવાની અથવા ફોજદારી ફેસલા બાબત ફરીયાદ લખાઇને જે અરજીઓ આવશે તે પણ સરકાર લેશે નહીં.

૬. લશ્કરી ખાતામાંહેલા સઘળી પદવીના લોકોએ પોતાની ફરીયાદ અથવા દુઃખ ઉપરી અધીકારીને કઈ રીતે તથા કોની મારફતે જાહેર કરવું તે રીત તથા રસ્તો લશ્કરી કાયદામાં સાફ લખ્યો છે તેમાં આ કાનુન ઉપરથી કોઇ રીતે ફેરફાર થતો નથી.

૭. જે ચાકરીઓ આપવાનો અખત્યાર ઠેકાણે ઠેકાણેના અધીકારીઓના હાથમાં અથવા તેઓના ઉપર જેનો હુકમ ચાલે તેના હાથમાં હોય તે ચાકરી મળવા બાબતની અરજીઓ તથા સરકારી ચાકરીમાં દાખલ થવા બાબતની અરજીઓ સરકાર ધ્યાનમાં લેશે નહીં.

૮. સરકારના ગામખાતાના તથા લશ્કરી અધીકારીઓએ કરેલાં કામ બાબત કોઇને ફરીયાદ કરવાનો સબબ હોય તો તેણે તે અધીકારીના ઉપરીની પાસે

પ્રથમ દાદ માગવી અને જો ઉપરી અધીકારી દાદ ન દે તો તેણે શા સબબથી અરજી નામંજુર કરી તે સબબ બતાવીને શેરો અથવા હુકમ અરજદારને લખી આપવો તે હુકમથી અરજદાર નારાજી હોય તો તેણે તે ઠેકાણાંના મુખી અધીકારીને અરજી કરવી છેવટે તે ઠેકાણાંનો મુખ્ય અધીકારી જે ગામખાતાના અથવા લસ્કરી અધીકારીના તાબામાં હોય તેને અરજી કરવી. જો તે મુખ્ય અધીકારી બીજા અધીકારીના તાબામાં ન હોય તો સરકારને અરજ કરવી. અધીકારીઓને કયા અનુક્રમે અરજીઓ કરવી તેની યાદી આ કાનુનો સાથે જોડેલી છે.

૯. અરજીઓ તથા ફરીયાદો પોતાના કનીષ્ટ અધીકારી પાસે આગળથી કરી ન હોય તે બારોબાર લેવાનો અથવા ન લેવાનો ઠેકાણે ઠેકાણેના મુખ્ય અધીકારીઓને અથવા તેઓની ઉપર જેઓનો હુકમ ચાલે તેઓને અખત્યાર છે તે અખત્યારને ઊપરની આઠમી કાનુન ઉપરથી હરકત થાયછે એવું સમજવું નહીં.

૧૦. હરેકોઈ બાબતમાં અરજદાર પોતાના ઠેકાણાંના મુખ્ય અધીકારીને તથા તેની ઉપર હુકમ ચલાવનાર અધીકારી હોય તો તેને અરજી કરી ચુકયો છે એવું અરજી ઉપરથી ન દેખાય તો સરકાર તેની અરજી લેશે નહીં; ઠેકાણે ઠેકાણેના મુખ્ય અધીકારીને તથા તેની ઉપર જે અધીકારીનો હુકમ ચાલતો હોય તે અધીકારીને કરેલી અરજીઓ અથવા તેઓની નકલો તથા તે અરજીઓનો અસલ જવાબ અથવા હુકમ સરકારને કરેલી અરજી સાથે મોકલવો જોઇયે.

૧૧. સરકારને કરેલી અરજીનો સરકારનો આખરનો હુકમ થયા પછી તેજ બાબત બીજી અરજી કરે તેમાં વીચાર કરવા લાયક કાંઈ નવો મજકુર ન હોય તો તે અરજી સરકાર ધ્યાનમાં લેશે નહીં.

૧૨. ઉપરની કાનુન પ્રમાણે અરજી લખી નથી અથવા ગુજારી નથી એવા સબબથી અરજી પાછી મોકલવી પડે તો ફલાણી કાનુન તોડી એવું લખીને તે અરજી ઉપર શેરો લખવો.

બમુજબે હુકમ બંદેગાન અલીનવાબ મુસ્તેતાબ હજરત રાઇટ હનરાબલ ગવરનર સાહેબ બાહાદુર દરઈજલાસ કૌન્સીલ.

(સહી) હેનરી. એડવર્ડ ગોલસ્મીડ,

આફીસીએટીંગ ચીફ સેક્રેટરી ની. સરકાર—

તા૰ ૨૩ મે સને ૧૮૫૪ ઇસવી મુકામ મુંબઈ.

આંક ૨૪ પાનું ૧૨૨ તા૦ ૧ અકટોબર સને ૧૮૬૩.

# સરક્યુલર નંબર ૧૯ સને ૧૮૬૩.

કાઠીયાવાડના સર્વ આસીસ્ટેન્ટ સાહેબો ઉપર.

આ મુલકમાં દિવાની કામનો વહિવટ ચલાવવા સારૂ ધારા મુકરર કરવામાં આવ્યા છે અને તે ધારા સરકારે હાલ પસંદ કર્યાથી તેની એક નકલ આપની પાસે મોકલી છે.

અમને સારીપેઠે માલમ છે કે આ મુલકની હાલની સ્થિતિ જોતાં એ ધારાઓમાં ઘણીએક બાબતો એવી છે કે તે પ્રમાણે બરાબર અમલ થઈશકે નહીં તોપણ આ એજન્સી ખાતાની સરવે કોર્ટમાં એક સરખો રીવાજ ચલાવવાને એ ધારા ઘણા ઉપયોગી પડશે અને કેટલેએક દરજ્જે આપણા ઇલાકાના દેશીરાજ્યો પણ તે મુજબ વહીવટ ચલાવશે, તે કદાપી પોતાની રૈયતની બાબતમાં ન ચલાવે તોપણ આસપાસના રાજ્યની રઈયતની બાબતનાં કામમાં તો તે મુજબ વહીવટ ચલાવ્યા વગર રહેશેજ નહીં એવો ભરૂસો છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી.
મુ. રાજકોટ, તા૦ ૪ સપ્ટેંબર સને ૧૮૬૩.

---

આંક ૩૦ પાનું ૧૫૧ તા૦ ૧૨ નવેંબર સને ૧૮૬૩.

# અપીલનો ફેસલો.

આ કામ સને ૧૮૪૮ ના સાલથી શરૂ થયું છે પેહેલા કલાસના......ના.... સાહેબ....ના ઠાકોર સાહેબના તાબાનાં ગામ....માંથી "પાળ" બાબતના દરવર્ષે વીશ રૂપીયાની જુજ રકમ લેવાનો દાવો કરેછે.

એ દરબારના એક નોકરને "પાળ" બાબતના રૂપીયા સદરહુ ગામના લોકોએ પેસ્તર આપવાને કબુલ કરેલું એમ કહીને આ દાવો કરવામાં આવેલો છે.

....દરબારના તરફથી એ દાવાની જુંમેદારીનો ઈનકાર કરી એવું કેહેવામાં આવેછે કે અમારે ત્યાં એ રૂપીયા આપવાની કબુલતનો કાંઈ દાખલો નથી.

આ બાબતનું કામ પંદર વરશ સુધી ચાલ્યું છે તેથી તે કામના કાગળો ઘણા થઈ ગયા છે.

પ્રાંત ખાતાના સાહેબે એ તમામ કામ તપાસી હુકમ કર્યો છે કે એ રૂપીયા સને ૧૮૪૨ ના સાલસુધી આપેલા માલમ પડુછે તો તે હંમેશાં આપ્યા જવા જોઈયે એવા અભીપ્રાયથી તે સાહેબે હુકમ કીધો કે ચડેલા વર્ષોના રૂપીયા ૪૨૦......દરબારે ......દરબારને આપવા.

આ દાવો ચલાવવોજ જોઈતો નોહોતો એમ ફરમાવવાને અમારાં મન સાથે જરાપણ શક રેહેતો નથી. એવાં મોટાં રાજસ્થાનોની એવી જુજ તકરાર સાંભળવામાં આવે તો પછી નાહાના ભોમીઆઓની બાબતમાં આપણે કેટલો હાથ નાખવો તેની કાંઈ હદ રેહેતી નથી.

એ બાબતનો બંદોબસ્ત....દરબારની મંજુરીયતથી કરવામાં આવ્યો હતો એવું કોઈ તરેહ માલમ પડતું નથી માટે એ બાબત,....................સાહેબે એટલોજ ઈલાજ કરવો જોઈતો હતો કે એ બંદોબસ્ત મંજુર કરવાને સારૂ તે દરબારને ખુલ્લી રીતે લખવું હતું ને તેમ ન કરે તો એ દાવા ઉપરથી હાથ ઉઠાવવો હતો.

સબબ પ્રાંતખાતાના સાહેબનું હુકમનામું ફેરવી આ દાવો રદ કરવામાં આવેછે અને હુકમ કરવામાં આવેછે કે આ હુકમ સઘળા આસીસ્ટેન્ટ સાહેબોને વાકેફ થવા સારૂ મોકલવો કે જેથી તેઓ પોલીટીકલ એજન્ટ સાહેબની ખાત્રીશ વગર એવી જાતના દાવા કદી શાંભળે નહીં.

આર. એચ. કીટીંજ,

મુકામ ઘોઘા, તા૦ ૨૯ અક્ટોબર સને ૧૮૬૩. પોલીટીકલ એજન્ટ.

---

આંક ૩૪ પાનું ૧૭૦ તા૦ ૧૦ ડીસેંબર સને ૧૮૬૩.

કાઠીયાવાડના રાજા, તથા તાલુકદારો તથા ભોમીઆઓ ઉપર.

આપની હદમાં ગુન્હો કરનાર ઇંગ્રેજ સરકારના સ્વરાજ્યમાં પકડાયે તે લોકની તપાસ કરવા બાબત જે ધારા પ્રવર્તે છે તે આપનામાંથી ઘણા ખરાઓના જાણ્યામાં–નથી એમ માલમ પડે છે.,

માટે સને ૧૮૪૯ના આક્ટ ૧નો ગુજરાતી તરજુમો નીચે પ્રગટ કરી આપને લખવા હાંસલ કે ગુન્હા કરનારને સોંપવા બાબત આ એજન્સી ખાતામાં કાગળ પત્રો લખી તકરાર ચલાવે ત્યારે એ ધારો હંમેશાં યાદ રાખવો.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ લીમડી, તા૦ ૨૮ નવેંબર સને ૧૮૬૩.

---

સને ૧૮૪૯ નો આક્ટ ૧ લો.

## ઈન્ડીયાની કૌન્સીલના આનરેબલ પ્રેસીડેન્ટ ઈનકૌન્સીલે સને ૧૮૪૯ ના જાન્યુઆરી મહીનાની ૨૭ મી તારીખે ઠરાવ્યો.

પારકાં રાજ્યમાં કરેલા ગુન્હાની શિક્ષા બાબત હાલ જે નીયમ છે તે કર્તાં સારા બંદોબસ્તના નીયમ ઠરાવવા બાબતનો આક્ટ.

ઇંગ્રેજી મુલકની હદ બાહાર ફોજદારી ગુન્હો કરનારી ઇંગ્રેજ સરકારની એતદ્દેશીય રૈયત લોકનો ઈન્સાફ કરવા સારૂ બંગાળાના તથા મદ્રાસના અને મુંબઇના કાયદા પુસ્તકમાં વખતે વખતે અનેક કાયદા કર્યા છે તેમાં હાલ જે નીયમ છે તે કરતાં સારા બંદોબસ્તના તથા એક સરખા નીયમ કરવા તથા તે હાલ જેઓને લાગુ છે તેઓ કરતાં વધતાઓને લાગુ કરવા એ યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. હેઠળ લખેલા કાયદાના તથા કાયદાના ભાગ રદ કીધા છે તેની વીગતઃ—

બંગાળાના કાયદાનાં પુસ્તકમાંહેનો સને ૧૮૦૯ નો ૫ મો કાયદો, તથા સને ૧૮૧૩ નો ૮ મો કાયદો, તથા સને ૧૮૨૨ ના ૧ કાયદાની ૬ ઠી કલમ, તથા સઘળો ૯ મો કાયદો, તથા સને ૧૮૨૯ નો ૮ મો કાયદો, અને મદ્રાસના કાયદાના પુસ્તકમાંહેનો સને ૧૮૨૯ નો ૨જો કાયદો, તથા સને ૧૮૩૨ નો ૧૨ મો કાયદો; અને મુંબઇના કાયદાનાં પુસ્તક માંહેનો સને ૧૮૨૭ ના ૧૧ મા કાયદાની ૪ થી કલમ રદ્દ કરી છે; પણ સદરહુ કાયદાઓ ઉપરથી અથવા કલમો ઉપરથી પાછલો એકાદો કાયદો રદ્દ થયો હોય તો તે બાબત તે કાયદા અથવા કલમો રદ્દ છે એવું સમજવું નહીં.

૨. ઇંગ્રેજ સરકારની રૈયત લોક અને સદરહુ સરકારની મુલકી અથવા લશ્કરી ચાકરી માંહેના માણસો ચાકરીમાં હોય ત્યારે અને ત્યારપછી ૭ મહીના સુધી અને ઇસ્ટ ઇન્ડીયા કંપની સરકારના તાબામાંહેના ઇંગ્રેજી મુલકના કાયદા લાગુ હોય તેવાં તે મુલકમાં ૭ મહીના સુધી રહેલાં માણસો; સદરહુ મુલકમાં પકડાશે. અથવા બીજે કોઇ ઠેકાણે પકડયા તોપણ સદરહુ મુલકના માજીસ્ત્રેટને સ્વાધીન કરવામાં આવે તે માણસોએ કોઈ પારકા રાજાના અથવા સ્વસ્થાનના મુલકમાં કરેલા સર્વ ગુન્હા બાબત તેઓને ઇસ્ટ ઇન્ડીયા કંપની સરકારના કાયદા લાગુ છે એવું સમજવું. અને તેઓ જે ગુન્હો ઇંગ્રેજી મુલકમાં કીધો હોત તો જે પુરાવા ઉપરથી ગુન્હેગારનો જામીન લેતે, અથવા તેનો ઇન્સાફ થવાને સારૂ તેને ઉપરી અધીકારીને સોંપતે તેવો પુરાવો હોય તો સદહું માણસનો જામીન લેવો અથવા તેને ઇન્સાફને સાર ઉપરી અધીકારીને સોંપવો.

૩. ઇન્સાફને સારૂ જે માજિસ્ત્રેટ ગુન્હેગારને ઉપરી અધિકારીને સોંપે તે માજિસ્ત્રેટે તાબડતોબ તથા ઇન્સાફ થતા પેહેલાં એવા દરેક મુકદમા બાબત સરકારને જાહેર કરવું અને સરકારનો તે બાબત તેને જે હુકમ આવે તે પ્રમાણે તેણે ચાલવું.

૪. ઇંગ્રેજી મુલકમાં ગુન્હો થયો હોય ત્યારે તે તોહોમતવાળા માણસનો ઇન્સાફ કરવાનો અધિકાર જે ફોજદારી કોર્ટને હોયછે તે કોર્ટમાંહેની ગમે તે કોર્ટની રૂબરૂ એવા મુકદમાનો ઇન્સાફ કરવાનો હુકમ આપવાને સરકાર મુખ્ત્યાર છે.

૫. ઇસ્ટ ઇંડિયા કંપનીના હુકમ ઉપરથી ચાલનારા અમલદાર કોઇ પારકા રાજાના અથવા સ્વસ્થાનના મુલકનો વહીવટ કરતા હોય તે મુલકમાં ગુન્હો થયો એવું કેહે અને તે ગુન્હાનું તોહોમત જે માણસ ઉપર આવ્યું હોય તેનો ઇન્સાફ કરવાના અધિકારવાળી કોર્ટ તે મુલકમાં ઇન્ડીયાના ગવરનર જનરલ ઇન કોન્સીલના હુકમ ઉપરથી બેસાડી હોય તો તે માણસનો ઇન્સાફ થવા સારૂ તે કોર્ટને સ્વાધીન કરવા સારૂ તે માણસને ઇંગ્રેજી મુલક બાહાર સંભાળીને લઈ જવાનો હુકમ કરવાને સરકાર મુખ્ત્યાર છે.

૬. સરકારનો હુકમ આવીને તે અમલમાં આવે ત્યાંહાંસુધી ગુન્હેગારને સોપ્યો એ રીતે તોહોમતવાળું માણસ સોંપતી વખતે વારંટમાં લખવું. જો તેનો જામીન લીધામાં આવે તો સરકારનો હુકમ આવતાં યોગ્ય મુદત લાગે તેટલી મુદત મુકીને ઠરાવેલ દાહાડે માજિસ્ત્રેટની રૂબરૂ હું હાજર થઇશ, તથા ત્યાર પછી વખતે વખતે માજીસ્ત્રેટ જે દાહાડો ઠરાવે તે દાહાડે હાજર થઇશ; એવું પેહેલાના

જામીન ખતમાં લખાવી લેવું, અને તોહોમતવાળાં માણસનો ઈન્સાફ પ્રેસીડિન્સીમાં કરવો એ રીતે સરકાર હુકમ કરેતો ઇન્સાફ કરવા સારૂ ઠરાવેલી કોર્ટમાં ઈન્સાફને સારૂ હાજર થઇશ એં રીતે મામુલ ચાલ પ્રમાણે નવું જામીનખત લખાવી લેવાને માજી-સ્ત્રેટ મુખત્યાર છે.

૭. ઇંગ્રેજી મુલકમાં તોહોમતવાળાં માણસનો ઈન્સાફ કરીને તેને શિક્ષા કરવી અથવા ઉપર કહ્યા પ્રમાણે ઇંગ્રેજી મુલકમાંથી તેને સંભાળીને બાહાર લઈ જવું એ બેઉ વાતમાંથી ગમે તે વાત કરવાને સરકારનો વીરોરા હુકમ આવ્યો, એટલે તે મજબુત આધાર છે એવું સમજવું.

૮. આ આક્ટની ૩ જી તથા ત્યારપછીની કલમમાં સરકાર શબ્દ લખ્યો છે તે શબ્દનો અર્થ ગવરનર અથવા ગવરનર ઈન કૌન્સીલ અથવા ગુન્હેગારને સોંપનારા માજીસ્ત્રેટની પ્રેસીડન્સીનો અથવા ઠેકાણાંનો ઉપરી અધીકારવાળો માણસ અથવા માણસો છે એવું સમજવું.

૯. આ આક્ટ જે મુકદમાને લાગુ છે તે મુકદમા બાબત રીપોર્ટ લેવાનો તથા હુકમ આપવાનો અધીકાર ગવરનર જનરલ ઈનકૌન્સીલ હરકોઈ કમીશનરને અથવા ઈસ્ટ ઇન્ડીયા કંપનીના મુલકી ખાતામાં કામ કરનારા બીજાં માણસને આપ્યો હોય તે કમીશનર અથવા બીજું માણસ આ આક્ટમાં ઉપર કહેલા સરકારનો અધીકાર ચલાવવાને મુખત્યાર છે.

---

## આંક ૩૪ પાનું ૧૬૯ તા૦ ૧૦ ડીસેંબર સને ૧૮૬૩.

## કાઠીયાવાડના રાજા, તથા તાલુકદારો, તથા ભોમીઆઓ ઉપર.

અમારા જાણવામાં આવ્યું છે કે એક તાલુકદારે પોતાના મુલકમાં થઇને અનાજ લઇજવાને મને કરી છે એ ચાલ બીલકુલ નાદુરસ્ત છતાં તે પ્રમાણે થવા દેવામાં ન આવે.

કાઠીયાવાડના મુલકમાં ઘણી લાંબી મુદતથી એવો શીરસ્તો ચાલેછે કે પરંપરાથી ચાલતા આવેલા ધારા ઉપરાંત કોઈએ કાંઇ વધારે દાણચોલો વસુલ કરવો નહીં.

આ મુલકમાં શેંકડો નોખી ચુકવતીદાર છે અને તે હરેક તાલુકદારને પોતાની મરજી પ્રમાણે દાણચોલો વસુલ કરવા અથવા પોતાના તાલુકામાંથી વેપાર અથવા

ખોરાકની ચીજ લઇ જવાની મને કરવા દેવામાં આવે તો મધ્યસ્થના તાલુકાઓને અત્યંત ઇજા વેઠવી પડે.

માટે અમે પ્રાંત ખાતાના સાહેબોને લખ્યું છે કે કોઇ તાલુકદાર આ હુકમનું અપમાન કરે તો તુરત તે વાત અમને લખી મોકલવી.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજન્ટ.

મુકામ વઢવાણ, તા૦ ૪ ડીસેંબર સને ૧૮૬૩.

---

આંક ૩૬ પાનું ૧૭૩ તા૦ ૨૪ ડીસેંબર સને ૧૮૬૩.

# જાહેરખબર.

આશરે પાંચ વર્ષ ઉપર "ગ્રેટ ટ્રીગનામેટ્રીકલ સરવે" ની માપણીનું કામ કાઠીયાવાડમાં ઘણેખરે ઠેકાણે ચાલી ગયું છે.

હાલમાં તે કામ પાછું જારી કરવામાં આવ્યું છે અને પોટોગ્રાફીકલ યાને સ્થાનિક અને સરહદની માપણીનું કામ હાર પડવાની તૈયારી છે.

એવું માલમ પડુછે કે ઘણી ખરી જગોમાં જે છોબંધી કોડાબના વેલા હતા તે તોડી પાડી નીશાણના પથરો ઉખેડી નાખવામાં આવેલા છે.

જે તાલુકદારોની હદમાં એ પ્રમાણે બનેલું હશે ત્યાંહાંના તાલુકદારોએ એ નીશાણોની સંભાળ લેવી જોઇતી હતી; તે ન લીધાથી જે નુકસાન થયું હશે તે તેઓના પાસેથી વસુલ કરવામાં આવશે.

એ માપણીના અધીકારીઓને હરેક તરેહથી સરવેએ મદત કરવી અને એજન્સી ખાતાના અધીકારીઓ જેવા સરકારી કામપર છે તેવાજ તેઓ પણ સરકારી કામપર છે એમ ગણવું ને જે કોઇ તેઓને વગર કારણે હરકત કરશે તેને તે બાબત જવાબ દેવો પડશે તથા એ કામમાં ઢીલ કરવાથી સરકારને જે નુકસાન થશે તે આપવું પડશે એમ નક્કી સમજવું.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ માલીયા, તા૦ ૨૦ ડીસેંબર સને ૧૮૬૩.

આંક ૩ પાનું ૧૦ તા૦ ૨૧ જાનેવારી સને ૧૮૬૪.

# સરક્યુલર નંબર ૨.

**કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ખાતાના સર્વે આસીસ્ટેન્ટ સાહેબો ઉપર.**

એજન્સી ખાતાનાં જુનાં કામોનો ફેસલો કરવાનો આસીસ્ટેન્ટ સાહેબોની જુદી જુદી કોર્ટોમાંથી કોહેનો અખત્યાર છે તે બાબત કેટલુંએક લખાણ ચાલેલું છે.

સને ૧૮૬૨ ના આખર સાલસુધી ઘણુંકરીને એવો શીરસ્તો ચાલેલો છે કે જે અધીકારીના પ્રાંતમાં ફરીયાદી રેહેતો હોય તે કામોનો ફેસલો તેઓ સાહેબ કરતા.

સદરહુ સાલપછી એથી જુદો ધારો ચાલ્યો છે અને જે અધીકારી સાહેબના પ્રાંતનો પ્રતિવાદી હોય તે અધીકારી સાહેબના રૂબરૂ તેની ફરીયાદ ચાલેછેઃ—

હવે જુનાં કામ બાબત આપને લખવાનું કે નીચે મુજબ ધારો ચલાવવોઃ—

કદાપી કોઈ કામ આપની રૂબરૂ પેસતર ચાલી ચુકયાથી તેની હકીકતથી આપ પંડે વાકેફ થએલા હો અથવા તે કામના કાગળો આપના દફતરપર છતાં તે કામના પક્ષકારો તથા શાહેદો પ્રતિવાદી જે પ્રાંતમાં રહેછે તે પ્રાંતના અધીકારી કરતાં આપના રૂબરૂ મહેલથી આવી શકે તેવું હોય તો આપે તે કામની તજવીજ ચલાવવી.

પરંતુ ઉપરપ્રમાણે હકીકત ન હોય અને આપ તે કામની હકીકતથી બીલકુલ વાકેફ થયેલા ન હો તથા મુકદ્દમો દફતર ખાતામાં હોય તો આપે ફરીયાદીને પ્રતિવાદી જે પ્રાંતમાં રેહેતો હોય ત્યાંહાંના અધીકારી સાહેબ પાસે જવા કેહેવું.

એ છેલ્લો રસ્તો બતાવ્યો છે તે ધારો સમજવો ને પેહેલા રસ્તા પ્રમાણે ઉપર મુજબની હકીકત હોવાથી કોઈ કોઈ કામમાં કરવાનું છે એમ જાણવું.

જમીન બાબતના કામ તો જે પ્રાંતમાં તે જમીન હોય તે પ્રાંતના અધીકારી સાહેબે હંમેશાં સાંભળવાં.

**આર. એચ. કીટીંજ,**
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી.
મુ૦ રાજકોટ, તા૦ ૧૨ જાન્યુઆરી સને ૧૮૬૪.

આંક ૩ પાનું ૧૧ તા૦ ૨૧ જાનેવારી સને ૧૮૬૪.

# સરક્યુલર નંબર ૩.

## કાઠીયાવાડના રાજા તથા તાલુકદાર તથા ભોમીઆઓ ઉપર.

સરકારનો તારીખ ૭ જાનેવારી નંબર ૧૬ નો કાગળ અમારા ઉપર આવ્યો છે તેમાં કાઠીયાવાડના મુલકમાં ડાકખાતાની બીંદડીઓની ચોરી રસ્તામાંથી વારેવારે થાય છે તેનો શો સબબ છે તે બાબદનો રીપોર્ટ અમારી પાસેથી માગ્યો છે એ રીપોર્ટ માગવાનું કારણ એટલુંજ છે કે મુંબઇ સરકારના ઊપર હિંદુસ્થાનની સરકારનું એક ખત આવ્યું છે કે જેનો તરજુમો નીચે દાખલ કરવામાં આવેછે:—

### નંબર ૧૭૦૪.

હિંદુસ્થાનની સરકારના આસીસ્ટેંટ સેક્રેટરી સાહેબના તરફથી.

મુંબઇ સરકારના સેક્રેટરી સાહેબના ઉપર.

ફારેન ડીપાર્ટમેન્ટ.
જનરલ ખાતું.

કલકત્તા તા૦ ૧૧ ડીસેંબર સને ૧૮૬૩.

સને ૧૮૬૨–૬૩ ના શાલમાં હિંદુસ્થાનની પોષ્ટ ઓફીસના વહીવટ બાબતના રીપોર્ટની નકલ મોકલી લખવાનું કે એ રીપોર્ટની કલમ ૪૪–૪૫ માં કાઠીયાવાડ ખાતે ડાકની બીંદડીઓની ચોરી શરીઆમ રસ્તા ઉપર વારેવારે થાયછે તે ઉપર મુંબઈ સરકાર પોતાનું ધ્યાન પોહોંચાડશે.

જે. ટી. વીલર,
આસીસ્ટેન્ટ સેક્રેટરી.

અમને ભરૂસો છે કે એ ખત ઉપરથી આપના તાલુકાઓમાં ડાકનું બરોબર રક્ષણ કરવાની ઘણી જરૂર છે એમ આપના જોવામાં આવશે.

વળી આપને લખવાનું કે જો પોસ્ટ ઓફીસ ખાતાનાં માણસો પોતાનાં ખાતાના પગારના રૂપીયા લઈ જવાને વાસ્તે સીપાઇઓની મદત માગે તો તે આપવી ને એ રીતે મદત માગવી તે દરમહીને સરાસરી એકવાર કરતાં વધારે વાર નહીં માગવા એમ તેઓને લખ્યું છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧૩ જાન્યુઆરી સને ૧૮૬૪.

આંક ૪ પાનું ૧૪ તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૬૪.

# સરક્યુલર નંબર ૬.

## કાઠીયાવાડ પ્રાંતના સરવે આસીસ્ટંટ સાહેબો ઉપર.

૧. આ મુલકમાં ફોજદારી કામ ચલાવવા બાબતના અજમાએસી ધારાની એક ઇંગ્રેજી અને એક ગુજરાતી નકલ આપની પાસે મોકલી છે.

૨. એ ધારા સરકારમાં મોકલવામાં આવ્યા નથી.

૩. આપને માલમ પડશે કે એ ધારા સને ૧૮૬૧ ના આકટ ૨૫ ઉપરથીજ કરવામાં આવ્યા છે અને એ આકટમાં કલમ ૪૪૫ છે તેમાં ફેરફાર કરી એ ધારામાં કલમ ૨૦૯ રાખી છે.

૪. આપણી રૂબરૂ જે કામો આવે છે તેમાં કોઈ કોઈ વખત જુડીશીયલ કામ કયાં અને પોલીટીકલ કામ કયાં એ મુકરર કરવું ઘણું મુશ્કેલ છે અને કામના પ્રમાણમાં આપણું ઇસ્ટાબ્લીશમેન્ટ ઘણુંજ થોડું છે.

૫. એ પ્રમાણે હકીકત છતાં આકટ ૨૫ માં હરદમ પરિશીષ્ટનો જીકર લખ્યો છે, તેથી એ આકટના હેતુ પ્રમાણે ચલાવવામાં પણ ઘણી મુશ્કેલી છે.

૬. એ પરિશીષ્ટના હેતુ પ્રમાણે કામ ચલાવ્યું હોય તો ઘણાંએક કામોમાં ફરીયાદીઓને મોહોટી મુશ્કેલી પડે અને તેથી ઘણા લોકો દાવા કરવાને કંટાળી ગયાથી જે ગુન્હેગારો કે વધારે સેહેલા રીવાજથી તજવીજપર આવીશકે તેવા ગુન્હેગારો ઉપર મુજબ ચલાવ્યાથી ઈન્સાફ પર આવી નહીં શકશે એવી દેહેશત રેહે છે.

૭. આ ધારાની દશમી કલમ આકટ મજકુરની કલમ ૨૨ ને મળતી છે. અને આપને માલમ પડશે કે એ ધારામાં પરિશીષ્ટ વિશે કંઈજ લખવામાં આવ્યું નથી.

માટે આપને લખવાનું કે કયાં કામોનો ઇન્સાફ આપે કરવો અને કયાં કામો સુપીરીયર કોર્ટમાં કમીટ કરવાં તે બાબત નીચે મુજબના ધારા ઉપરથી અમલ કરવો.

૮. કેદી ઉપરનું તોહોમત બીલકુલ રીતે સાબેત થાય છે અને તેથી કલમ ૧૦ માં આપના અખત્યારની જે હદ છે તે હદની અંદર સજા કરી તો તે બસ છે એવું આપના ધારવામાં આવે તો તે ગુન્હો ગમે તે પ્રકારનો હોય તે ઉપર સુરત ન રાખતાં તેવાં કામનો ઇન્સાફ આપે કરવો.

૯. આપણી રૂબરૂ જે કામો આવે છે તેમાંના ઘણાખરાં કામ બારવટીઆં તથા બીજા ગુન્હેગારો કે જેઓનો ઇન્સાફ થતાં પેહેલાં તેઓએ ઘણા ગુન્હા કર્યા હોય છે તેવા લોકોનાં હોય છે એવાં કામમાં કલમ ૨૧ કે જે આક્ટની કલમ ૪૧ ને મળતી છે તે ઉપર સુરત રાખ્યાથી એવી બાબતોનો ફેસલો આપજ કરી શકશો એમ માલમ પડશે.

૧૦. આપના જાણવામાં આવશે કે ગામના મુખીઓને અમે કેટલોએક અખત્યાર આપ્યો છે.

આ મુલકના નહાના તાલુકદારો તથા ભોમીઆઓના અખત્યારની ગોઠવણ હાલ છે તે કરતાં વધારે વીગતવાર ગોઠવણ કરવાની છે પણ તે અગાઊ તેને અનુસરીને આ ધારા મુકરર કરવામાં આવ્યા છે.

ઊપર મુજબની ગોઠવણ સરકારની રૂબરૂ જઈ ચુકી છે અને તે પસંદ પણ પડી છે પરંતુ તે બાબત હજી આખરીનો હુકમ આવી ચુક્યો નથી.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧૮ જાન્યુઆરી સને ૧૮૬૪.

---

આંક ૧૧ પાનું ૪૭ તા૦ ૧૭ માર્ચ સને ૧૮૬૪.

## સર્વે જમીદારોને માલમ થાયજે.

હાલ જસદણનાં ગામ અણીપાલી તથા આણદપોરના ગામ વડાલીના લોકોને ટંટો થયાનું કામ તપાસતાં માલમ પડ્યું કે એ કામનો આણંદપરના જમીદારે સરકારમાં રિપોર્ટ કરવો જોઇયે તે કરેલો નથી ને માત્ર ડાયરીમાં ખબર લખ્યા હતા.

એ વાતમાં એ જમીદારે ચુક કરીછે ને તે એમ સમજેછે કે તારીખ ૧૫ મી જુલાઈ સને ૧૮૬૩ ના સરક્યુલર હુકમ પ્રમાણે ડાયરી મોકલી છે તે બસ છે પણ જસદણ તરફથી આણંદપરનું ભારે નુકસાન કર્યું તેથી એ સરક્યુલરની કલમ ૧ લી ના અર્થ મુજબ એ જમીદારે તુરત રિપોર્ટ કરવો મુનાસબ હતો.

એ વાત નજરમાં રેહેવા તથા આયંદે બીજા જમીદારો પણ એવાં કામમાં ચુક ન કરે તે સારૂ સદરહુ સરક્યુલરની પેહેલી કલમની નકલ આ સાથે દાખલ કરીછે.

આર. એચ. કીટીંજ,

તારીખ ૧૧ માર્ચ સને ૧૮૬૪. પોલીટીકલ એજંટ.

તા૦ ૧૫ જુલાઈ સને ૧૮૬૩ ના સરક્યુલરની પેહેલી કલમની નકલ.

"એ તાલુકાની વચમાં જે ગુન્હા બને તો તે કામમાં જમીદારે મદદ આપી રિપોર્ટ માત્ર કરવો."

આર. એચ. કીટીંજ.
પોલીટીકલ એજંટ.

---

આંક ૧૬ પાનું ૬૬ તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૬૪.

## જાહેરખબર.

તારીખ ૭ એપ્રીલના કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટમાં જે જાહેરખબર આપવામાં આવી છે તે બાબત પોલીટીકલ એજંટ સાહેબ વળી જાહેરખબર આપેછે કે એજન્સી સ્ટેશનની હદની અંદર જે જમીન છે તેનું કીરાયું દરવીંઘે રૂપીયા એક લેખે લેવાનું મુકરર કરવામાં આવ્યું છે માટે એ જમીન એજન્સી ખાતે લેવામાં આવી તે વખત જે જમીન જેના કબજામાં હોય તેને તે જમીન આવંદે દરવરશે બેડચા જવાનો અખત્યાર આપવામાં આવેછે ને જેને પોતાની જમીનનો પટો કરાવી લેવાની મરજી હોય તેણે એકસ્ત્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ મીસ્તર કૃષ્ણાજી લક્ષ્મણને અરજ કરેથી કેવી સરતથી તે પટો આપવ માં આવશે તે માલુમ પડશે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૭ એપ્રીલ સને ૧૮૬૪.

---

આંક ૧૭ પાનું ૬૮ તા૦ ૫ મે સને ૧૮૬૪.

## જાહેરખબર.

આ મુલકમાં એવો શીરસ્તો છે કે, રાજા અથવા તાલુકદાર, શીવાય બીજા કોઈએ ચોરાઉ અફીણ વિશે ખબર આપ્યાથી તે અફીણ પકડાય છે તો તે અફીણ રાજકોટ મોકલવામાં આવેછે અને ત્યાં તે હરરાજ કરી તેના ઉત્પન્નમાંથી ત્રીજો ભાગ ખબર કરનારને આપવામાં આવતાં બાકીનું તે રાજા અથવા તાલુકદારને અપાય છે.

આ જાહેરખબર પ્રસિદ્ધ થયા પછી ઉપર મુજબ ખબર આપ્યાથી કાંઈ અપીણ ઇંગ્રેજ સરકારના ખાલશા મુલકની હદ્દથી દશ માઈલની અંદર પકડવામાં આવશે તો તેના હરરાજીના ઉત્પન્નમાંથી ત્રીજા ભાગને બદલે અરધી કીંમત ખબર દેનારને આપવામાં આવશે.

આર. એચ. કીટીંજ,

મુ. રાજકોટ, તા૦ ૨૩ એપ્રીલ સને ૧૮૬૪. પોલીટીલ એજન્ટ.

---

## આંક ૨૯ પાનું. ૧૨૧ તા૦ ૨૮ જુલાઈ સને ૧૮૬૪.

## કાઠીયાવાડના સર્વે આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ સાહેબો ઉપર.

૧. એક દીવાની મુકદ્દમાની અપીલના કાંમમાં કેટલુંએક લખાણ ચાલવાથી જણાય છે કે કોઈ દેણદાર નાહાસીને બીજા તાલુકામાં જાય તો જે તાલુકામાંથી તે નાહાસી ગયો હોય ત્યાંહાંના તાલુકદારના લેણાં બાબત તેહેને તે દેણદારને સોંપીદે અથવા જે તાલુકદારની હદ્દમાં જઈ રહ્યો હોય તે તાલુકદાર તે દેણાંનો જવાબ દે એ- હેવો હુકમ કરવાનો શીરસ્તો હાલસુધી આ એજન્સીના કેટલાંએક ખાતામાં ચાલેછે.

૨. એ શીરસ્તો સઘળે ઠેકાણે મોકુફ કરવો જોઇયે.

એવા સઘળા દાવાની બરાબર રીતે તજવીજ ચલાવવાથી જે કામ આવી પડે તે દાખલ કરવાથી એજન્સી ખાતામાં હાલ જેટલા અમલદાર છે તે કરતાં ત્રેણ- ગણા વધારવા પડે.

૩. ગુન્હેગારો તથા ઇન્સાફના પંજામાંથી છટકી જવાના ઇરાદાથી જે લોકો નાહાસી જાય તેહેને સોંપીદેવા સારૂ હાલ જેમ રાજા તથા તાલુકદારો તથા ગરાશીઆ- ઓને ફરમાવવામાં આવેછે તે પ્રમાણે વહીવટ ચલાવ્યા જવો પણ દીવાની કામના દાવેદારોને તો હેવો હુકમ કરવો કે જે ઇલાકામાં તે દેણદાર જઈ રહ્યો હોય ત્યાંહાંની કોર્ટમાં જઈ દાદ મેળવે.

૪. આ મુલકના મુખ્ય રાજાઓએ હાલમાં જે સુધારો દાખલ કીધો છે તેથી ભરોસો છે કે એવા દાવાના ઇન્સાફ તેઓને બરાબર મળશે કેટલાએક નાહાના તાલુકામાં હેવી બાબતોમાં જરા મુશ્કેલી પડશે ખરી પણ ઉમેદ છે કે થોડાએક મહી- નામાં આપણને ખુલાસો મળશે જેથી એવા પ્રસંગની બાબતોમાં સફાઇ થઈ જશે.

આર. એચ. કીટીંજ,

મુ. રાજકોટ, તા૦ ૧૯ જુલાઇ સને ૧૮૬૪. પોલીટીકલ એજંટ.

આંક ૩૨—પાનું ૧૩૫— તા૦ ૧૮ આગષ્ટ સને ૧૮૨૪.

# સરક્યુલર નંબર. ૨૨૧૦ સને ૧૯૬૪.

પોલીટીકલ ખાતું.

આનરેબલ એચ. એલ. આડરશન.

મુંબઇ સરકારના ચીફ સેક્રેટરી સાહેબના તરફથી.

કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબ તરફ.

સાહેબ.

નામદાર ગવરનર ઈન કૌન્સિલના સાહેબના હુકમથી દેશી રાજ્યસ્થાનો તથા ત્યાંહાંના રાજાઓ સાથે સરકારી રાહે કાગળપત્રનો વેહેવાર ચલાવવો તે ઇંગ્રેજી ભાષામાં ચલાવવા વિશે હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી સાહેબનું નંબર ૨૧૬ તા૦ ૩૦ જુનનું ખત આવ્યું છે તેની નકલ આપને વાકેફ થવા સારૂ મોકલી છે.

એચ. એલ. આંડરશન,

સરકારના ચીફ સેક્રેટરી.

મુંબઇ, તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૬૪.

---

## નંબર ૨૧૬.

કરનલ એચ. એમ. ડયુરંગ, સી. બી.

હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી સાહેબના તરફથી.

મુંબઈ સરકારના સેક્રેટરી સાહેબ તરફ.

ફારેન ડિપાર્ટમેન્ટ.

પોલીટીકલ.

સીમલા, તા૦ ૩૦ જુન સને ૧૮૬૪.

સાહેબ,

આપને ખબર છે કે ગવરનર જનરલ ઈન કૌન્સાલના સાહેબે ફારેન ડિપાર્ટમેન્ટમાં કેટલા હુકમ મુજબ કેટલીએક મુદતથી એવો શીરસ્તો ચાલેછે કે દેશી રાજા તથા રાણાઓને ગવરનર જનરલ સાહેબના તરફથી ખલીતા મોકલવામાં

આવેછે તે તથા સઘળી સનદો તથા ટ્રીટીઓ અથવા બંદોબસ્તો તથા અગત્યના સઘળા કાગળો ઇંગ્રેજીમાં જાય છે અને તેવા કાગળોની સાથે તરજુમા મોકલવામાં આવ્યા હોય તોપણ તે તરજુમા ઉપર આધાર ન રેહેતાં ફક્ત ઇંગ્રેજી કાગળ અસલ અને સત્તા ભરેલો ગણાયછે.

૨. નામદાર ગવરનર જનરલ સાહેબ હાલ આ ધારા વિશે લખેછે તેહેનું કારણ એટલુંજ છે કે જ્યાંહાં એ પ્રમાણે કરવાને અનુકૂળ પડે તેવાં કામમાં દેશી રાજ્યસ્થાનો તથા ત્યાંહાંના રાજાઓ સાથે સરકારી બાબતમાં કાગળપત્ર લખવામાં આવે તે ઇંગ્રેજીમાં લખવાનો રીવાજ ધીમે ધીમે ફેલાવવાની જરૂર છે એ વાત ઉપર આપનું ધ્યાન પોહોંચાડવું.

૩. કેટલાએક દેશી રાજાઓ ઇંગ્રેજ સરકારને કાગળપત્રો લખેછે તે ઇંગ્રેજીમાં લખવાને તેઓ પોતાની મેળેજ વધારે ખુશી બતાવેછે. ગવરનર જનરલ ઇન કાન્સિલના સાહેબનો અભિપ્રાય એવો છે કે જો એવી જાતની ખાએશ બતાવવામાં આવે તો તેને ઉત્તેજન આપતાં ફારશી અથવા બીજી દેશી ભાષાને બદલે ઇંગ્રેજી ભાષા વાપરવાનો શીરસ્તો કાયમ થવામાં હરકત નાખવી નહીં. નામદાર સાહેબ મોસુફને માલુમ છે હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં દેશીભાષાનો અભ્યાસ પણ હાલ ઘણો થોડો છે અને નાહાનાં નાહાનાં ઘણાંએક રાજ્યસ્થાનોમાં ઇંગ્રેજી અભ્યાસ બીલકુલ ચાલતો નથી તેથી સરકાર સાથેનું સઘળું લખાણ ઇંગ્રેજીમાંજ ચલાવવું એવો ખરેખરો નીયમ ઠરાવવામાં આવે તો તે વાજબી નથી. એ રીતે આખરે અમલ કરવાની ગમે તેટલી ખાએશ છે તોપણ ગવરનર જનરલ ઇન કોન્સિલના સાહેબનો અભિપ્રાય એવો છે કે લોકોની હોશીયારી તથા વિદ્યાની સ્થિતિ જોતાં એ રીવાજ આ દેશમાં ચલાવવાનો વખત હજીસુધી આવ્યો નથી અને ઇંગ્રેજી ભાષા વાપરવાનું કામ તેઓની મરજી ઉપર રેહેવા દીધાથી તેનો ધીમેધીમે ફેલાવો કરવો એટલુંજ બસ છે નામદાર ગવરનર જનરલ સાહેબના રજપુતસ્થાનના એજંટ સાહેબના મનોરંજક રિપોર્ટથી દેશી તથા ઇંગ્રેજી ભાષાના અભ્યાસનો જે ફેલાવો થયેલો જણાયછે તે ઉપર વિચાર કરતાં નામદાર સાહેબ ઉમેદ રાખેછે કે એ ફેરફાર કીધાથી અંગ્રેજ સરકાર સાથેનો તેઓનો સંબંધ સેહેલો અને વધારે નીકટનો થયા વગર રેહેશે નહીં. તેથી તે ફાયદો કેટલાએક રાજાઓની નજરમાં હાલ પણ આવશે તેમ એ રીવાજ જબરદસ્તીથી ચલાવવામાં આવ્યો નથી પણ રાજાઓની મરજી ઉપર ચલાવવાને રાખ્યો છે તે ઉપરથી અડચણ અથવા મગરૂબી અથવા વેહેમ ખાઈને

જે હરકત લેવામાં આવે તે આવી શકશે નહીં. જે બુદ્ધિવાન રાજાઓ પોતાની ખુશીથી ઇંગ્રેજી લખાંણ ચલાવે તેઓનેજ એ પ્રમાણે કરવા દેતાં કાગળપત્ર ઇંગ્રેજીમાં લખવાની સાધારણ રીત ચલાવવાને ઉત્તેજન આપવું.

૪. આ બાબતને લગતું અટલું લખવાની જરૂર છે કે કોઈ કોઈ વખતે રાજાઓનો ખીતાબ આપણી રૂઢીમાં નવાઇ જેવા લાગેછે તોપણ જેઓ એવા ખીતાબના હકદાર છે તેઓ તેને ઘણા કીમતી ગણેછે. તો જે ખીતાબ તથા ઇલકાબથી દેશીરાજાને લખાતું હોય તે ખીતાબ તથા ઇલિકાબ ઇંગ્રેજી ભાષા વાપર્યાથી કાહાડી નાખવા એવું કદી થવા દેવું ન જોઇયે ને ફારશી અથવા બીજી દેશી ભાષાને બદલે ઇંગ્રેજી ભાષા વાપર્યાથી આબરૂ તથા અધીકારને નુકસાન પોહોંચવું જોઇયે નહીં. કેમકે એ પ્રમાણે થએ દેશીરાજાઓ ઇંગ્રેજીમાં લખાંણ ચલાવવાની રીતની સામાં થઇ જશે.

૫. એવી રીતે તદન ફેરફાર થવાથી જે લોકોના હકને નુકશાન છે તેઓ બેશક આડા આવશે ખરા પણ કાગળપત્રનો વેહેવાર ચલાવવાની એ રીત દાખલ કરવામાં પોહોંચ તથા બુદ્ધિથી દેશી રાજાઓને જેવું ઉત્તેજન આપવામાં આવશે તેવું પરીણામ જોવામાં આવશે. અને નામદાર સાહેબ મોસુફને ભરૂંસો છે કે સરકારના અધીકારીઓ એવી રીતે કોઈ કામ નહીં કરે કે જેથી ગવરનર જનરલ ઇન કૌન્સીલના સાહેબના હુકમને ખોટી રીતે વાપર્યા એમ સમજવામાં આવે. એવી બાબતમાં સ્પષ્ટ ધારા મુકરર થઇશકતા નથી, પરંતુ હિંદુસ્થાનની વડી સરકારનો એ વિશે કેવો અભિપ્રાય છે તે સાધારણ રીતે બતાવ્યા છતાં સરકારના હુકમની મતલબ રાજાઓની પાસે કાંઇ જબરદસ્તીથી કરાવવાની નથી. તેમ જે પ્રસંગે કાગળ પત્રોનો વેહેવાર ઇંગ્રેજીમાં ચલાવવાની પ્રસન્નતા ખુલ્લી રીતે બતલાવવામાં આવે તે વખત સરકારના હરેક દરજ્જાના અમલદારે ખરા અંતઃકરણથી મદત કરી એ ફેરફાર સેહેલથી થવાને ઉત્તેજન આપવામાં તેઓ કોઈ તરેહની ચુક કરશે નહીં.

એચ. એમ. ડ્યુરંડ,
હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી,

---

આંક ૩૯ પાનું ૧૭૦ તા૦ ૬ અકટોબર સને ૧૮૬૪.

## સરકયુલર નંબર ૧૪ સને ૧૮૬૪.

જે અમલદારોની પાસે સીમાડાનાં કામ સારૂ સરવેયરો છે તેઓને લખવાનું કે જે સીમાડાનો નક્શો થઈ ફેસલો થયો હોય તેહેવાં સઘળાં કામમાં મુકરર કરેલાં નીશાણ સાથેની અકેકી નકલ બંને તરફેનને આપવી એ વાત ઉપર સારીપેઠે ધ્યાન રાખશો.

એવાં જે કામો ગયા વરશમાં થયાં હોય તેનેજ વાસ્તે એ પ્રમાણે કરવું એમ નહીં પણ આગલા વરશોને વાસ્તે પણ એ મુજબ અમલ કરવો.

એ કામ પુરૂં થતાં સુધી અમારી ખાત્રી એવી છે કે નવા નકશાનું કાંઈપણ કામ કરાવવું નહીં અને જે કામ હાલ ચાલતું હોય અને તે પુરૂં થતાં એક અઠવાડીયાં કરતાં વધારે મુદ્દત લાગે એવું માલમ પડે તો તે કામ બંધ રાખવું.

સઘળી નકલો ઉપર પ્રાંતખાતાના અમલદારોએ પોતાની સહી કરવી.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ

મુ. રાજકોટ, તા૦ ૨૭ સપટેંબર સને ૧૮૬૪.

---

આંક ૩૯ પાનું ૧૭૧ તા૦ ૬ અકટોબર ૧૮૬૪.

## સરકયુલર નંબર ૧૫ સને ૧૮૬૪.

### સરવે આસીસ્ટેન્ટ સાહેબો ઉપર.

રાજકોટની નજદીકમાં કેટલાંએક જમીનનાં વીડ બાબત તકરાર પડવાથી અમારા જાણવામાં આવેછે કે જમીદારોના હવાલામાં જે વીડો હોય છે તે દરવરશે વેચવાનું કામ જમીદારોને સોંપવા જેવા તેઓ ભરોંસાદાર નથી. આ નીચે પત્રક ટાંકયું છે. તે ઉપરથી જમીદારો મારફત વેચાંણ થવાથી ગયા ચાર વરશમાં શું ઉત્પન્ન થયું છે? અને ચાલતા શાલમાં ઈનચાર્જ ત્રેજરીના સાહેબે હરરાજ કરવાથી શું ઉત્પન્ન થયું છે? તે જણાશે.

હાલ ખડની કીંમત ઘણી વધી ગયાથી એવું પરીણામ થયું છે એમ નથી અને એમ થવાથી જમીખાતાની શોભા ઘટેછે.

આયંદે સઘળા વીડોના તથા જમામાંહેની સઘળી પેદાશ્એશના વેચાંણ જમીમાસ્તરના લખેલા હુકમથી કરવાં અને તે ભારે અથવા હલકાં હોય તે મુજબ એક અથવા વધારે વાર તે બાબતની જાહેરખબર એજન્સી ગેઝેટમાં છપાવવી.

જમીમાસ્તર કાગળ લખે તેજ તારીખે તેની એક નકલ પ્રાંતખાતાના સાહેબ પાસે મોકલવી કે તેથી બનેલી હકીકતની વીગતવાર ખબર તે સાહેબને વખતસર મળે.

બનીશકે ત્યાહાંસુધી તે વેચાંણ કોઈ સરકારી હાકીમ અથવા થાણામાં કરવું, જે જમીદારના હવાલામાં તે વીડ હોય તેણે તે વેચાંણ ચલાવવું નહીં.

સઘળા થાણદાર તથા સરકારી અમલદારોએ આ બાબત જમીખાતાને મદત કરવી.

આર૦ એચ૦ કીટીંજ,

તા૦ ૩ અક્ટોબર સને ૧૮૬૪. પોલીટીકલ એજન્ટ.

---

આંક ૪૭ પાનું ૨૦૨ તા૦ ૧ ડીસેંબર સને ૧૮૬૪.

દેશી રાજસ્થાનોમાં બનેલા રેલવે સાથે સંબંધ રાખતા જે ગુન્હા બને તેનો ઈન્સાફ સારી રીતે ચલાવવા બાબતનું બીલ.

સરકારની સાથે સંબંધ રાખનારા દેશીરાજ્યસ્થાનોના મુલકમાં કોઈ કંપનીએ અથવા લોકોએ સરકારની દેખરેખ અથવા હુકમથી રેલવેના રસ્તા બાંધ્યા હોય અથવા તે બંધાતા હોય તેવા રેલવેની હદમાં ફોજદારી ગુન્હા બને તેનો ઈન્સાફ સારી રીતે ચલાવવાની તથા એવા રેલવે ઉપર કામે લાગેલાં લોકો ઉપર તે રેલવેની હદબાહાર ગુન્હા કરવાનું તોહોમત હોય તેનો જલદીથી તપાસ થવાની જરૂર છે. માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે:—

૧. કોઈ કંપની અથવા શખસ અથવા શખસો હિંદુસ્થાનની સરકારના હુકમ મુજબ હિંદુસ્થાનમાંહેના કોઈ રાજાના મુલકમાં કોઈ રેલવે અથવા રેલવેનો ભાગ બાંધે અથવા બાંધ્યો હોય તેની હદમાં નીચે લખેલો અખત્યાર ચલાવવા સારૂ તથા એવા મુલકમાંની કાંઈ જમીન એવા રેલવે બાંધવા અથવા ચલાવવા અથવા તેનાં કામ કરવા સારૂ જુદી કાહાડવામાં આવી હોય તેમાં એવો અખત્યાર ચલાવવાને એક શખસ મુકરર કરવાનો અધિકાર હિંદુસ્થાનના નામદાર ગવરનર જનરલ ઈન કૌન્સીલનો છે.

૨. એવી રીતે તે મુકરર થએલો શખસ વળી રાણીની દેશી અથવા વીલાયતી સઘળી રૈયત કે જે એવા રેલવે અથવા રેલવેના ભાગ અથવા ઉપર મુજબ

જુદી કાઢેલી જમીન ઉપર કામે લાગેલા હોય અથવા તેની સાથે સંબંધ રાખતા હોય એવી રૈયત ઉપર ઉપલી છેલ્લી કલમમાં બયાન કરેલી હદ બાહાર તથા પરરાજ્યમાં ગુન્હો કર્યાનું તોહોમત આવે તો તે બાબત નીચે લખ્યા પ્રમાણેનો અખત્યાર ચલાવશે.

૩. એવી રીતે મુકરર થએલા શખ્સના તાબામાં જે રેલવે અથવા રેલવેનો ભાગ સોંપવામાં આવે તેનો તેને જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ કેહેવામાં આવશે.

૪. આ આકટની કલમ ૧માં લખેલી હદની અંદર તથા કલમ ૨ જીમાં લખેલા લોકોની ઉપર હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ માજિસ્ત્રેટનો કુલ અખત્યાર જે શખ્સને મળેલો હોય તેના જેટલો તથા જસ્ટીસ આફ ધી પીસના જેટલો અખત્યાર તે જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ ચલાવશે. પરંતુ આ આકટની કલમ ૨ જીમાં લખ્યા પ્રમાણેનાં કામ બને તો પરરાજ્યમાં બનેલા ગુન્હાઓની સજા કરવાને સારો બંદોબસ્ત કરવા સારૂ સને ૧૮૪૯ ના આક્ટ ૧ માં લખ્યું છે તે મુજબ એવાં કામ બાબત રીપોર્ટ કરવાની અથવા તે બાબત સરકારનો જવાબ આવતાં સુધી રાહા જોવાની જરૂર નથી પણ આ આકટમાં બીજી રીતે ફરમાવ્યું હોય તો તેવી બાબતો શીવાય હરેક કામમાં તે ગુન્હો ઇંગ્રેજ સરકારના મુલકમાંહે બન્યો હોય તેવી રીતે તે જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટે કામ ચલાવવું.

૫. કોઈ ઇંગ્રેજી રૈયત કોઈ જુડીશીયલ સુપ્રીન્ટેન્ડેન્ટના તાબાના રેલવેની લાઇન ઉપર અથવા જે રેલવેનો તે લાઇન ભાગ હોય તે ઉપર જતો હોય અથવા મુસાફરી કરતો હોય તેના ઉપર તથા તે સુપ્રીનટેન્ડન્ટના તાબાની કોઈ રેલવે અથવા રેલવેનો ભાગ અથવા રેલવે બાંધવા સારૂ તથા ચલાવવા સારૂ જુદી કાઢેલી જમીન ઉપર કામે લાગેલી અથવા તેની સાથે સંબંધ રાખતી ઇંગ્રેજી રૈયત ઉપર જીલ્લાના માજિસ્ત્રેટને પોતાના જીલ્લામાં રેહેનારી ઇંગ્રેજી રૈયત ઉપર ત્રીજા જાર્જ બાદશાહના સ્ટાટ્યુટ ૫૩ ના બાબ ૧૫૫ ની કલમ ૧૦૫ મુજબ જેટલો અખત્યાર મળેલો છે તેટલો અખત્યાર જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ ચલાવશે અને જે ગુન્હો કે તેના તાબાની રેલવે અથવા જમીન ઉપર બનેલો કેહેવામાં આવે તે ગુન્હા બાબત તથા એવા રેલવે અથવા જમીનની હદ બાહાર પરરાજ્યમાં જે ગુન્હો કરવામાં આવે તે બાબત પણ તેવોજ અખત્યાર તે સુપ્રીનટેન્ડેન્ટ ચલાવશે.

૬. જુડીશીયલ સુપ્રીનડેન્ડેન્ટના તાબાની રેલવે અથવા રેલવેના ભાગની

પાસેના જીલ્લાના શેસન જડ્જને તે સુપ્રીનટેન્ડેન્ટના ફેસલા ઉપરની અપીલ સાંભળવાને મુકરર કરવાનો અખ્ત્યાર ગવરનર જેનરલ ઇન કૌન્સીલનો છે.

૭. જે કામનો તપાસ સેશન કોર્ટમાં થવો જોઇયે તે કામમાં જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટે પોતાના તાબાના રેલવે અથવા રેલવેના ભાગના પાસેના જે જીલ્લાની સેશન કોર્ટને ગવરનર જનરલ ઇન કૌન્સીલે મુકરર કીધી હોય તે કોર્ટમાં તપાસ થવા સારૂ ગુન્હેગારોને મોકલવા.

૮. જે કામોમાં રાણીસાહેબની હાઈકોર્ટ અથવા જે ગુન્હાનો તપાસ આ આકટની કલમ ૫ મુજબ જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટથી થઈશકતો નથી તેહેવા ગુન્હાને વાસ્તે ઇંગ્રેજી રૈયતનો તપાસ કરવાને કોઈ કોર્ટને ખાશ અખ્ત્યાર મળ્યો હોય તેવી કોર્ટે તપાસ કરવી જોઇયે એવાં કામમાં જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ ગુન્હેગારને તે હાઈકોર્ટમાં અથવા ઉપર લખ્યા પ્રમાણેની બીજી કોર્ટમાં ગવરનર જનરલ ઇનિ કૌન્સીલ ફરમાવે ત્યાંહાં કમીટ કરશે.

૯. કોઈ ગુન્હો આ આકટની કલમ ૧ માં લખેલી હદ્દની બાહાર અથવા તે હદ્દની સરહદ ઉપર કરવામાં આવે અથવા કોઈ ગુન્હો કાયદાને તાબેના કોઇ જીલ્લા માં શરૂથતાં તેવી હદ્દમાં પુરો કરવામાં આવે તો તેવો હરેક ગુન્હો ખરેખરો અને તમામ જે હદ્દમાંજ બન્યો હોય તેવી રીતે તેનો તપાસ તે હદ્દમાં કરી ફેસલો થઈ શકશે.

૧૦. જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટે કરેલી સજાથી કોઈ શખ્સ દીવાની કીંવા ફોજદારી તુરંગમાં કેદ થવાને પાત્ર થશે તો જુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ જે જીલ્લાની દીવાની કીંવા ફોજદારી તુરંગમાં કેદ કરવાનું લખશે તેમાં તેને કેદ રાખવામાં આવશે અને પોતે લખેલી તુરંગ જે માજીસ્ટ્રેટ અથવા બીજા જે અમલદારના હવાલામાં હોય તેની પાસે તે શખ્સોને પોતાની સહીસુદ્ધાંતની ઠરાવની નકલ સાથે તેવા લોકોને મોકલવા અને તે માજીસ્ટ્રેટે અથવા બીજા અમલદાર જેના હવાલામાં તે તુરંગ હોય તેણે તે ઠરાવ પ્રમાણે અમલ કરવો.

૧૧. રેલવેની કોઈ લાઈન અથવા આ આકટની કલમ ૧ માં લખેલી જુદી કાહાડેલી જમીન બાબત તથા આ આકટની કલમ ૨ જીમાં લખેલા શખ્સો બાબત આ આક્ટ ગવરનર જનરલ ઇનિ કૌન્સીલ ગેઝેટ ઓફ ઇન્ડિયામાં એક જાહેરખબર છાપી જે તારીખ મુકરર કરશે તે તારીખથી ચાલશે.

## એ આક્ટ કરવાનાં કારણોનો ઈન્તેબાબ.

આ બીલ ગવરનર જનરલની પરવાનગીથી છાપવામાં આવ્યું છે.

તેહેમાં દેશી રાજાઓના મુલકોમાં થઈ જે રેલવે જાય તે રેલવેખાતે એક અમલદાર મુકરર કરી તેને ફોજદારી કામનો અખત્યાર આપવા બાબત બંદોબસ્ત કરવામાં આવ્યો છે અને એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે એ અમલદારને રેલવેના જ્યુડીશીયલ સુપ્રીનટેન્ડેન્ટ એવું નામ આપવું.

એ બીલથી ચાલતા કાયદાની મતલબ કોઈપણ રીતે ફરીજતી નથી પરંતુ હાલમાં તે કાયદાઓ લાગુ પાડતાં કેટલીએક અડચણો પડેછે તે અડચણો આ બીલથી સુધરે છે.

રાણી સાહેબની સઘળી રૈયત પછી તે યુરોપિયન હોય કે દેશી હોય તોપણ તેણે ઇંગ્રેજ સરકારની સાથે સંબંધ રાખનારા દેશી રાજાઓના મુલકમાં કોઈપણ જાતનો ગુન્હો કર્યો હોય તેને વાસ્તે તે ગુન્હો ઇંગ્રેજ સરકારના મુલકમાં થયો હોય તેજ મીશાલે તેને કાયદા લાગુ પડેછે એ બાબત સાધારણ વિચાર ત્રીજા જાર્જ બાદશાહના ઇંગ્રેજી સ્ટાટ્યુટ ૩૩ ના બાબ પર ની કલમ ૬૭ માં બતાવેલો છે અને એવા ગુન્હેગારોને કમીટ કરવા તથા જામીન લેવાની રીત સને ૧૮૪૯ ના આક્ટ ૧થી ચાલુ થઈ છે.

---

આંક ૪૯ પાનું ૨૧૨ તા૦ ૧૫ ડીસેંબર સને ૧૮૬૪.

## સરકયુલર નંબર ૧૮.

### કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના સર્વે અધીકારી. સાહેબો.

હિંદુસ્થાનના બીજા ભાગોમાં દેશીરાજસ્થાનોના સઘળા કારભારીઓ તથા મુખી અમલદારોને પોલીટીકલ ખાતાના અધીકારી સાહેબોના તરફથી ખુરશી મળતાં હમે જોઇ છે, અને પોતાના રાજાની હજુરમાં તેઓને બેસવાનું કેહેવામાં આવે તો તેઓને બેસતાં પણ દીઠા છે.

લેકીન કાઠીયાવાડમાં દેશી રાજસ્થાનોના તરફથી પોતાના અમલદારોને યુરોપિયન અધીકારી સાહેબો ખુરશી આપે એવી તકરાર ચલાવ્યાની સાથે પોતાની હજુ-

રમાં તે કારભારીઓને બેસવા દેતા નથી એ રીતે પોલીટીકલ ખાતાના અધીકારી સાહેબ પાસે બેઠેલા કારભારીએ પોતાના રાજાના આવવાથી ઉઠી ઊભા રેહેવું પડેછે એ દેખાઈતું અવળું છે.

એ વાત પેહેલવેહેલી અમારા જાણવામાં આવી ત્યારે જે કારભારી તથા અમલદારોને તેઓના રાજા તરફથી ખુરશી મળતી ન હોય તેઓને આપણે પણ આપવી નહીં એવો ધારો કાહાડવાનો અમારો ઈરાદો હતો પરંતુ તજવીજ કરતાં માલમ પડયું કે એ રીતે કરવાથી કેટલાએક લોકો જેને હમે આબરૂ આપતા આવ્યા છઈએ અને જેઓના સમાગમથી ખુશી ઉત્પન્ન થાયછે તેઓના અને હમારા દરમીઆન હળીમળીને અને કાંઈ દબદબા વગર કામ ચલાવવાને કેટલીએક મુદત સુધી હરકત પડયા વગર રેહેશે નહીં.

નકામા વેહેમ એકદમ કાહાડી નાખવાને કોશીસ કરવા કરતાં તેને પોતાની મેળે નીકળી જવાદેવા એ વાત હમેશાં સારી છે.

એવા વિચારથી આ મુલકમાં જે અમલદારોને હમારી પાસે બેસવાનો હક આપી ચુકયા છીએ તે સર્વે દેશીમીત્રોને અમે ખુરશી આપ્યા જઈશું પરંતુ ખુરશીએ બેસવાનો જે હક એજન્સી ખાતાના અધીકારી સાહેબો પાસે અપાવવાની ખાએશ બતાવવામાં આવ્યા છતાં તે હક તેઓના રાજાની તરફથી જે કારભારીને મળતો નહીં હોય તેઓને એ હક આપી હાલ જે કારભારીઓને ખુરશી મળેછે તેઓની સંખ્યામાં વધારો કરવામાં નહીં આવે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજન્ટ.

મુ. રાજકોટ, તા૰ ૩૦ નવેંબર સને ૧૮૬૪.

---

આંક ૨ પાનું ૮ તા૰ ૧૯ જાનેવારી સને ૧૮૬૫.

# જાહેરખબર.

ગોહેલવાડ, તથા ઝાલાવાડ, તથા સોરઠ પ્રાંતના રાજ્યસ્થાન, તથા તાલુકદાર, અને ભોમીયા વિગેરેને ખબર આપવામાં આવેછે જે જાડેજા, જેઠવા લોકો જે તાલુકામાં છે ત્યાંથી નીકળી બીજા તાલુકામાં રેહેવા જાય છે, આવે છે; તેહેના ખબર બરાબર વખત ઉપર ન આવતાં તે ખાતાના કારકુન ફરવા ગયે માલમ પડેછે તેથી તપાસના

કામમાં હરકત જેવું વાસ્તે આયંદેથી જે તાલુકાથી અથવા કચ્છ પ્રાંતમાંથી તમારા તાલુકાના ગામોમાં જાડેજા, જેઠવા રેહેવા આવે અગર જાય તેનો તપાસ રખાવતાં વખત ઉપર અહીં જાહેર કરતાં રેહેવું.

આર. એચ. કીટીંજ,

તા૦ ૯ જાનેવારી સને ૧૮૯૫. પોલીટીકલ એજંટ.

---

આંક ૫ પાનું ૧૭ તા૦ ૯ ફેબ્રુઆરી સને ૧૮૯૫.

## કાઠીયાવાડના સર્વે તાલુકદારોને જાહેરખબર.

ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, જસદણ, સાયલા, ચુડા, વાંકાનેર અને મુલી એ તાલુકાઓને થોડા દીવસને વાસ્તે રેહેવા દઈ બાકીના કાઠીયાવાડના ઉત્તરભાગના બધા રાજાઓ, તાલુકદારો તથા ભોમીઆઓને પોતાની નોકરીમાં પરદેશી મકરાણી રાખવાની બંધી થએલી છે.

તોપણ જ્યાંહાંસુધી કાઠીયાવાડના બીજા તાલુકાઓમાંથી એ ઉત્તરપ્રાંતમાં હથીયારબંધ આવાં માણસો જાય છે ત્યાંહાંસુધી આ બંધી બરોબર પળતી નથી.

તેથી હુકમ કરવામાં આવેછે કે આ પ્રાંતના ઉત્તરભાગમાં આવતા ફેબ્રુઆરી મહીનાની તા. ૨૦ મી પછી કોઈપણ હથીયારબંધ પરદેશી માણસને ગમે તેવું કારણ હોય તોપણ મોકલવું નહીં.

રાજાઓ કે તાલુકદારો તરફથી જે કાંઈ શીબંદી મોકલવામાં આવે તે આ દેશી લોકોની હોવી જોઇયે.

ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, જસદણ, સાયલા, ચુડા, વાંકાનેર અને મુલીના તાલુકદારોને હુકમ કરવામાં આવ્યો છે કે તેઓએ પોતાની નોકરી માંહેના પરદેશી લોકોને લખેલા પરવાના આપ્યા શિવાય પોતપોતાની હદ બાહાર જવા દેવા નહીં.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી.

મુ. રાજકોટ, તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૯૫.

આંક ૧૦ પાનું ૩૭ તા૦ ૧૬ માર્ચ સને ૧૮૯૫

# જાહેરખબર નંબર ૧૧.

બાબરીયાવાડના પંદર ગામ જે નીચે લખ્યાં છે તે જુનાગઢ તરફ સુપરદ કરવા હાલ સરકારનો હુકમ તા૦ ૨૯ માહે નવેંબર સને ૧૮૯૪ નો લખ્યો આવ્યાથી એ ગામો નવાબ સાહેબ તરફ સોંપવામાં આવ્યાં છે વાસ્તે સદરહુ ગામો જુદી મુલકતીના નહીં ગણતાં હવેથી તે ગામોનું કામ જુનાગઢ મારફત ચાલવાનું તેથી તે પ્રાંતના થાણદારની બરખાસ્ત કરી ત્યાંહાંનું કામ જુનાગઢના મેહેતાને સોંપવા તથા તે ગામોની પેસકસી જુનાગઢ મારફત વસુલ લેવા દક્ષીણ પ્રાંતના ઇનચાર્જ સાહેબ તરફ યાદ લખ્યામાં આવી છે, તે ગામોની વીગતઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ કોટડી | ૧ સરોવડલા | ૧ ભટવદર | ૧ ભુડણી |
| ૧ સાકરીયા | ૧ પીછડી | ૧ માણસા | ૧ લોર |
| ૧ નેસડી | ૧ ધેસપર | ૧ કાગવદર | ૧ નાગસરી |
| ૧ બાલાનીવાવ | ૧ મીઠાપર | ૧ બારપટોલી | |

એ રીતે ઉપર લખેલાં પંદર ગામ જુનાગઢને સ્વાધીન કરવામાં આવ્યાં છે.

**આર૦ એચ૦ કીટીંજ,**

મુકામ રાજકોટ, તા૦ ૧ ફેબ્રુઆરી સને ૧૮૯૫. પોલીટીકલ એજંટ.

---

આંક ૧૭ પાનું ૭૩ તા૦ ૪ મે સને ૧૮૯૫.

## પશ્ચીમ ડિવિજન ખાતાનો સરકયુલર.

હાલાર, બરડો, મછુકાંઠા એ ત્રણ પ્રાંતના તાલુકદારોને આ સરક્યુલરથી ખબર આપવામાં આવેછે કે.

એક ફર્સ્ટ કલાસના તાલુકાની કોર્ટનું કામ અમારા જોવામાં આવવાથી એવી દીલગીરી થઈ કે જેણેકરી એ દીલગીરીનો અટકાવ અને ધુંચાઈ ગએલી ઇન્સાફ કરવાની રીતને સ્વચ્છ કરવા સારૂ આ અગત્યનો સરક્યુલર કાહાડવાનું અમને પુરૂં જરૂર થયું છે તે એ છે કે.

આ કાઠીયાવાડ પ્રાંતમાં ખુદાએ આપેલા હક મુજબ ખાટકી લોકો પોતાના રોજગાર સારૂ જાનવર લઇ ગામને પાદર અગર અમુક નીમેલી હદની અંદર નીકળે તો તે ગામના હિંદુમાઝન લોકો ખુદાના આપેલા હક અને સહુના મજહબ ઉપર

સુરત ન રાખતાં ફોજદારી ગુન્હાના ફાંસામાં આવી પડશું એવી દેહેશતથી પણ બીલકુલ દુર રહી એ જનાવર બેધડક પડાવી લેછે જેણેકરી સજા થવાને પાત્ર થાય એવું કામ કરેછે.

આ ચાલ કેવો કમકમાટ ભરેલો છે અને તેથી પણ બસ ન રેહેતાં ઉપર કહેલા ઉદાહરણથી જુલમ ભરેલો ઈન્સાફ જેને ફરીયાદી લોકો ખુલ્લા મોહોથી કહી શકેછે તેનું કારણ કે એવું કરનારને બીલકુલ સજા ન મળતાં જુલમથી પડાવેલાં જનાવરની અરધીઆણ કીંમત પણ મેળવવાને ફરીયાદી બીચારાને પુરી મુશીબત ઉઠાવવી પડેછે.

ગામથી અગર શેહેરથી નીમેલી હદની અંદર જાનવર લઇને ખાટકીએ ન નીકળવું એવો કાંઈ આગળ આ એજન્સીમાં હુકમ થયો હશે તે આવી વખતમાં પોતાની કોર્ટમાં આવાં કામનો ઇન્સાફ કરતી વખત મજબુત દાખલો ગણેછે, પરંતુ હરેક રસ્તો ચાલવાનો છે તેની ઉપર સર્વ કોઇનો હક છે તેમજ ગામમાં કાંઇએક ધરમનીજ કોમ રહેલી નથી શિવાએ એક ધરમવાળાની સત્તા બીજા ધરમવાળા ઉપર ધરમ સંબંધી હુકમ રીતે ચલાવવી એવો કોઇને હક મળેલો નથી કે જેથી ગેરવાજબી ચાલતા રીવાજનો અટકાવ કરવો તે જરૂર છે.

વાસ્તે આ ઉપરથી ખબર આપીએ છઇએ કે હવેથી ખાટકી લોકો જાનવર લઇ ગમેતે રસ્તે ખુશીપડે તે ગામ નજદીક અગર પાદરમાં નીકળે તેને કોઇપણ આગળના હુકમનો અસર મનમાં રાખી હરકત ન કરે એવો બંદોસ્ત પોતાના તાબામાં કરવો. એ વાતમાં જો તફાવત થયો તો તફાવત કરનારને હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૯૨ ઉપર નજર રાખી સજા કરવામાં આવનાર.

**જાન. ડબલ્યુ. વાટસન,**

આકિટંગ થર્ડ આસીસ્ટેન્ટ પોલીટીકલ એજન્ટ.

મુકામ સતાપોર, તા૦ ૧૦ એપ્રીલ સને ૧૮૬૫.

---

આંક ૨૧ પાનું ૯૦ તા. ૧ જુન સને ૧૮૬૫.

# જાહેરખબર.

૧. આફ્રીકા ખંડમાંથી ગુલામોને પકડીને હિંદુસ્થાનમાં લાવેછે તે વિશે સરકારના સેક્રેટરી સાહેબ તરફથી અમારા ઉપર ગયા મહીનાની તારીખ ૨૨ મીનું લખેલું

ખત આવેલું છે તે ખતનો તરજુમો બધાને જાહેર થવામાટે પ્રસિદ્ધ કરવામાં આવે છે અને બધા સજ્જન માણસોએ એ વેપાર બંધ કરી દેવામાં મદદ કરવી જોઇયે.

૨. આ ગુલામો હાથ કરવામાટે તેનો વેપાર કરનારા આરબ લોકો ભેળા થઇ હથીયારબંધ આફ્રીકાના પુર્વભાગમાં જાયછે ને ત્યાં જઈ ગામડાંઓ ઉજડ કરી મેલે છે ને ધણી ધણીઆણીઓનો તથા મા છોકરાઓનો વીજોગ પાડેછે એ વાત ઘણુંકરીને બધા જાણતા નહીં હોય.

૩. આ જુલમ હાલ થોડાં વરસ થયાં ઘણો વધી ગયો છે.

૪. માણસાઇને એબ લગાડે એવો જે આ ધંધો તેને બંધ પાડીદેવા માટે ઇંગ્રેજ સરકારે કરોડો રૂપીયા ખર્ચ કીધા છે ને ઘણુંકરીને બધા સુધરેલા દેશના રાજા રજવાડાઓ સાથે તે બાબતના કોલકરારો કરી લીધા છે જેથી તેઓપણ તે બંધ પાડવાની મેહેનતમાં સામેલ થયા છે.

૫. આ ઉપરથી કદી એહેવું નહીં ધારવું જોઇયે કે સંસ્થાનો સરકારને પેસકસી ભરેછે તેવાં સંસ્થાનોમાંના રાજાઓ પાસેથી તેનો જવાબ લીધા વગર એ ધંધો તેમના મુલકમાં ચાલવા દે.

૬. કાઠીયાવાડમાં ગુલામ આવ્યાની ખબર જે કોઈ માણસ દેશે તેને રૂ. ૫૦) પચાસ ઇનામના દેવા એવી સરકાર તરફથી અમને પરવાનગી મળી છે.

૭. આ એજન્સી ખાતાના બધા આસીસ્ટેન્ટ સાહેબોને આ બાબત ફરીયાદ સાંભળી ઇનામ આપવા વિશે અખત્યાર આપવામાં આવેલો છે ને તે વિશે પોલીટીકલ એજંટ સાહેબની પેહેલાંથી પરવાનગી લેવાની કાંઇ જરૂર નથી; તથા તેમને અખત્યાર છે કે જે રાજાના મુલકમાં એ ગુલામી ધંધો કરનાર છતો થાય તેનો ઇન્સાફ થવા માટે હાજર કરવા સારૂ તે રાજાઓને ફરમાવવું.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા. ૩૧ મે સને ૧૮૬૫.

આંક ૨૨ પાનું ૯૩ તા૦ ૮ જુન સને ૧૮૯૫.

## સરક્યુલર નંબર ૩ સને ૧૮૯૫.

### કાઠીયાવાડ પ્રાંતના આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

આ એજન્સી ખાતાના હરકોઈ નોકરના કબજામાંથી યાને એજન્સીના પોલીસ લોકોના અથવા થાણદારોના પટાવાળાઓના કબજામાંથી કોઇ કેદીઓ નાશી જશે તો તે બાબત મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ તરફ તરત રીપોર્ટ કરવો.

આર. એચ. કીર્ટીન,

પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૩ મે સને ૧૮૯૫.

---

આંક ૨૨ પાનું ૯૪ તા૦ ૮ જુન સને ૧૮૯૫.

## સરક્યુલર નંબર ૪ સને ૧૮૯૫.

કાઠીયાવાડ પ્રાંતના આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

તારીખ ૬ આગષ્ટ સને ૧૮૯૩ ના કાઠીયાવાડ એજન્સી ગેઝેટમાં જે કાયદા લખ્યા છે તેહેમાં થોડો ફેરફાર કરી બધાને જાણથવા માટે ફરીથી છાપ્યા છે.

૧. કોઈ જગ્યો ગુન્હો બન્યાથી તે બાબતનો સગડ કાઢવામાં આવે ત્યારે હમેશાં એવો ધારો રાખવો કે તે સગડ કાહાડવામાં તે ફરીયાદીને સાથે રાખવો.

૨. જ્યારે જખમ થયાથી અથવા બીમારી અથવા અશક્તપણાંને લીધે અથવા કાંઈ જરૂરી કામ સારૂ જવું પડ્યાથી તે ફરીયાદી સાથે આવી ન શકે તો તેહેની તરફથી તેણે એક માણસ મુકરર કરી મોકલવું.

૩. જે ગામમાં ગુન્હો બને ત્યાંના પગીએ સગડ કાહાડનારની સાથે હમેશાં જવું અને જે તાલુકામાં ગુન્હો બને ત્યાંની હદ પુરી થયા પછી સગડ બરાબર છેકે નહીં તે બાબતની તકરાર પડે તો તેની સફાઈ કરવા સારૂ તે પગી ઘણાં કામનો છે.

૪. હવે સગડ શરૂ થાય ત્યાંથી તે બંધ થાય ત્યાંહાંસુધીના વચમાંના સઘળાં ગામોના પગીઓએ જ્યાંહાંસુધી પોતાના પાસેના એક બીજા ગામની હદપાર સગડ થાય ત્યાંહાંસુધી સગડ કાહાડનારની સાથે રેહેવું.

૫. ઉપલા ધારા મુકરરર કરવાનું કારણ એછે કે તે સગડ આખરે કહી જગ્યો અને કેહેવી રીતે બંધ થયું તે માલમ પડવાને સારૂ ત્રાહેત સાક્ષી મળીશકે. એ ધારા કાંઈ નવાજ છે એમ નથી પણ ઘણીવાર એ રીતે અમલ થતો નથી.

૬. જ્યારે કોઈ ગામનો અધિકારી સગડ આગળ ચલાવવાની ના કહે અથવા કોઈ ગામમાં પગી ન હોય તો છેલ્લા ગામમાં તથા જે ગામમાં ગુન્હો બન્યો હોય તે ગામના પગીઓએ મળીને સગડ આગળ ચલાવવો.

૭. સાધારણ કામોમાં તો હરેક ગામમાંથી ફકત ત્રણ ચાર માણસોએ પોતાનાં ગામની હદપાર જવું પણ જ્યાંહાં એવું માલમ પડે કે ચોરોનાં હથીયારબંધ ઘણાં માણસો નજદીકમાં છે, તો તે વખત ઘણાં માણસો જાય તો ફીકર નહીં.

૮. જ્યારે સગડ આગળ ચાલે નહીં ત્યારે ફરીયાદીએ તથા છેલ્લા ગામના અને જે ગામમાં ગુન્હો શરૂ થયો હોય તે ગામના પગીઓએ તાલુકદારની પાસે અથવા તે જગેના બીજા કોઇ જુંમેદાર અધિકારી કે જે પાંચ માઇલિ કરતાં વધારે દુર રહેતો ન હોય તેની પાસે જઇને તેને તે બાબતની ખબર આપવી.

૯. જો તાલુકદાર કે તેનો કોઈ અમલદાર ઉપર કહેલા છેટાની અંદર ન હોય તો તે માણસે ત્યાંહાંથી પાસેમાં પાસે જે ગામ હોય ત્યાંહાં રહી પોતાની હકીકતના ખબર એક નોખા માણસ સાથે મોકલવા.

૧૦. એ રીતે કરવાની ઘણી જરૂર છે કેમકે એહેવી રીતે ખબર આપ્યા શિવાય તે તાલુકદાર અથવા બીજો અધિકારી પોતાની હદમાં તપાસ કરી શકતો નથી.

**આર. એચ. કીટીંજ,**

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૨૩ માહે મે સને ૧૮૬૫.

---

આંક ૨૫ પાનું ૧૦૬ તા૦ ૨૯ જુન સને ૧૮૬૫.

# સરક્યુલર નંબર ૭ સને ૧૮૬૫.

કાઠીયાવાડ પ્રાંતનાં પોલીટીકલ એજંટ સાહેબ તરફથી.

પ્રાંતખાતાના બધા આસીસ્ટેંટ સાહેબો તરફ.

આપના તાબા નીચે સીમાડા માપવાનાં કામમાં સો ફુટ લંબાઇની સાંકળ વાપર-

વામાં આવતી હોય તે હવે કાઢી નાખવી ને તેને બદલે બધી જગ્યોએ છાસટ ફુટની સાંકળ કામમાં લેવી.

મોટા સીમાડાના નકશા હોય તેમાં એક માઇલે ચાર ઇંચ પ્રમાણે ભરતર રાખવું; અને નાના સીમાડાના નકશા હોય તો આઠ ઇંચે એક એક માઇલનું ભરતર રાખવું.

નકશા ઉપર એ ભરતરનું સ્કેલ (માપ) કાઢવામાં આવે તેના મથાળાં ઉપર માઇલ તથા ફરલાંગ બતાવવા તથા તે નીચે સાંકળનું ભરતર બતાવવું.

આર. એચ. કીટીંજ.

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૨૮ જુન સને ૧૮૯૫.

---

આંક ૨૫ પાનું. ૧૦૫ તા૦ ૨૯ જુન સને ૧૮૯૫.

# સરક્યુલર નંબર ૬ સને ૧૮૯૫ નો.

## દુરસ્ત કરી ફરીથી છાપવામાં આવેછે.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી નીચે જે સાહેબો ફોજદારી તથા દીવાની કામ ચલાવે છે તેમના તરફ.

હરકોઇ મુકદમામાં જે માણસોને ગુન્હેગાર દાખલ અથવા વાદી, પ્રતિવાદી દાખલ કે સાક્ષી દાખલ બોલાવવા માટે કાઠીયાવાડના કાયદા પ્રમાણે તેમને હાજર થવા સમન અથવા વારંટ લખવું પડે અને જે તાલુકદારને સરકાર તરફથી પેહેલા કે બીજા કલાસનો દરજ્જો મળ્યો હોય તેવા તાલુકામાં તેઓ રેહેતા હોય તો તે બાબત તાલુકદારનાં નામથી કાગળ લખવો.

૨. ત્રીજા કલાસના તાલુકાઓમાંથી કોઈ તાલુકો વિસ્તારમાં મોહોટો હોય અને ત્યાંહાંના રાજનો બંદોબસ્ત સારી રીતે ચાલતો હોય એવાં કારણોથી સદરહુ ધારો તેને લાગુ પાડવો ઘટેછે એવું તે પ્રાંતના સાહેબની નજરમાં આવે તો લાગુ પાડવો.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૧૨ જુન સને ૧૮૯૫.

આંક ૩૧ પાનું. ૧૩૩ તા૦ ૧૦ આગસ્ટ સને ૧૮૯૫.

## સરક્યુલર નંબર ૮ સને૧૮૯૫.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી ખાતાના બધા આસીસ્ટંટ સાહેબો ઉપર.

જે લોકો નીચે લખ્યો ઓહોદ્દો હમેશાં ચલાવે છે તેઓને અમારી નજરમાં ખુરશી આપવી જોઇયે:—

પોલીટીકલ એજંટ સાહેબના ફોજદારી શીરસ્તેદાર.

જુદા જુદા પ્રાંતોના સાહેબોના શીરસ્તેદારો.

તમામ થાણદારો જેઓને માજિસ્ત્રેટી કામનો કાંઇ પણ અખત્યાર છે.

**આર૦ એચ૦ કીટીંજ,**

પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૮ આગષ્ટ સને ૧૮૯૫.

---

આંક ૩૧ પાનું. ૧૩૪ તા૦ ૧૦ આગસ્ટ સને ૧૮૯૫.

## જાહેરખબર.

રાજકોટની સદર બજાર તથા પુરાની દીવાની અને ફોજદારી હકુમત સરકારના હુકમથી મીલટરી ખાતામાંથી સીવીલ ખાતામાં આવતાં ત્યાંહાંનું કામકાજ ચલાવવા માટે નીચે મુજબ બંદોબસ્ત કરવામાં આવે છે:—

* * * * * * * *

સરકારના હુકમથી ચાલતા માસની તારીખ ૯ મીથી એક દીવાની કોર્ટ "સ્મોલ કોઝ કોર્ટની રીતે" ઉઘાડવામાં આવશે.

એ બાબતનાં કામનો અંદાજ માલમ પડે ત્યાંહાંસુધી એ કોર્ટ ફકત દર બુધવારે બેસશે.

સન ૧૮૯૫ ના આક્ટ ૧૧ માં (નાના મુકદમાની કોર્ટો વિગેરે બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતના) ના ધોરણ મુજબ એ કોર્ટનું કામ ચાલશે બધાને ખબર થવા માટે તેહેમાંથી કલમ ૬ઠી નીચે ટાંકી છે.

કલમ ૬. "નાહાંના મુકદમાની કોર્ટોને જે મુકદમાઓનો ઈન્સાફ કરવાનો અધિકાર છે તેહેની વીગત":—

ખતની રૂએ અથવા બીજા કરારની રૂએ રૂપીયા લેણા હોય તે બાબતનો, અથવા ભાડાંબાબતનો અથવા જંગમ માલમીલકત બાબતનો, અથવા તેવી માલમીલકની કિંમત બાબતનો, અથવા નુકસાની બાબતનો દાવો. ખાતાની બાકીની રૂએ અથવા બીજી રીતે પાંચસે રૂપીયા ઉપર નહીં હોય તેવા દાવા. પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખેલી ફરીયાદી સદરહુ પ્રકારની કોઈ કોર્ટમાં ચાલશે નહીં, તેહેની વિગતઃ—

૧. ભાગીયાઓએ અથવા તેઓના મુખત્યારોએ બાકી કાહાડી આપી નહીં હોય તો પંત્યાળાના હીસાબની બાકી બાબતની ફરીયાદી.

૨. મૃત્યુપત્ર (એટલે વશીયતનામું) કર્યા વગર કોઈ માણસ મરી ગયું હોય, તેની માલમીલકતનો હિસ્સો લેવા બાબતની, અથવા હિસ્સાનો ભાગ લેવા બાબતની ફરીયાદી, અથવા વશીયતનામાની રૂએ લેગેશી (એટલે મૃત્યુ-લેખાર્પિત દાન) લેવા બાબતની અથવા લેગેશીનો ભાગ લેવા બાબતની ફરીયાદી.

૩. શરીરને ઇજા કરી, એહેવું કેહેતા હોય તેની નુકસાની ભરી લેવા બાબતની ફરીયાદી ચાલશે નહીં; પણ તે ઇજાથી પૈસાનું નુકસાન થયું હોય તો તે નુકસાનની બાબતનીજ ફરીયાદ ચાલશે.

૪. જમીનના ગણોત બાબત અથવા બીજા દાવા બાબત હાલમાં રેવિન્યુ ખાતાના અમલદારની આગળ (એટલે મુલકી અમલદારની આગળ) ફરીયાદ ચાલેછે તેવા ગણોત બાબતની અથવા બીજા દાવા બાબતની ફરીયાદ ચાલશે નહીં. પણ જમીનના ધારાની ચડેલી બાકી બાબતની ફરીયાદ લેવાની હકુમત નાહાના મુકદમાંની કોર્ટના જડજને ખુશુસ કરીને આપી હશે તોજ ધારાની ચઢેલી બાકી બાબતની ફરીયાદ ચાલશે.

આ કોર્ટનાં કામ ચલાવવાના ધારા બધાઓને નવા છે તેથી હાલ શરૂઆતમા પચાસ રૂપીયા ઉપરાંતના બધા ફેસલાઓ ઉપર અપીલ પોલીટીકલ એજંટ સાહેબ સાંભળશે.

આર. એજ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
મુ. રાજકોટ, તા. ૧ ગઆસ્ટ સને ૧૮૬૫.

આંક ૪૨ પાનું ૨૦૪ તા. ૧૫ અક્ટોબર સને ૧૮૬૫.

# જાહેરખબર.

તારીખ ૧ આગષ્ટ સને ૧૮૬૫ની જાહેરખબર જે કે એ સાલના એજન્સી ગેઝેટને ૧૩૪ મે પાને પ્રસિદ્ધ કરવામાં આવી છે તેની છેલ્લી કલમ રદ કરવામાં આવે છે; અને રાજકોટની સ્માલકાજ કોર્ટના ઠરાવો છેવટના ઠરાવો ગણવામાં આવશે; પણ સને ૧૮૬૫ ના ૧૧ માં આકટની કલમ ૨૧ મુજબ જરૂર પડે ફરી તપાસપર લેવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

તા૦ ૯ આગસ્ટ સને ૧૮૬૮,
મુ. બાલાચડી.

---

આંક ૩૬ પાનું ૧૫૩ તા૦ ૧૪ સપટેંબર સને ૧૮૬૫.

## કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ.
## આર. એચ. કીટીંજ સાહેબ તરફથી.
## પ્રાંત મજકુરના રાજાઓ તથા તાલુકદારો ઉપર.

સલામ દીગર આ પ્રાંતમાં ઘણું કરીને કાંઈ ઝાડી નથી, તથા તેથી હીંદુસ્થાનના બીજા ભાગમાં જંગલની સંભાળ રાખવા તથા ત્યાંહાં ઝાડી કરવા તથા તેહેની સંભાળ રાખવા જે તદબીર કરી છે, તે આપ સહુને વાકેફ થવાસારૂ જણાવવામાં આવે છે.

* * * * * * * * *

અતી મોટી ઝાડી રાખવાથી હરામખોરને આશરો મળેછે પરંતુ મધ્યમ વિસ્તારની ઝાડી રાખવાથી તેમ નહીં બનવાનું, અને તે ઝાડીઓ ડુંગર અથવા ધારઉપર જ્યાંહાં કે નદીનાળાંનું મુળ હોય, ત્યાંહાં કરવાથી ખેડવાંણ જમીનને રોકત ન થતાં આ મુલકને જે વાતની ઘણી ખોટ છે, તે પુરી પાડશે.

આ વાત ઉપર સર્વે ધ્યાન પોહોંચાડશો એવો અમને ભરોસો છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૧૫ આગસ્ટ સને ૧૮૬૫ રાજકોટ.

આંક ૩૭ પાનું ૧૫૭ તા૦ ૨૧ સપટેંબર સને ૧૮૬૫.

# સરક્યુલર લેટર નંબર ૧૪૭ સને ૧૮૬૫.

## કાઠીયાવાડ પ્રાંતના બધા આસીસ્ટંટ સાહેબો તરફ.

૧. કાઠીયાવાડ પ્રાંતમાં બાહેરથી હથીયાર તથા દારૂગોળી લાવવા માટે કોઈપણ વેપારી કે બીજા માણસને પરવાનો આપવો નહીં.

૨. જરૂર પડે તો તાલુકદારોને પરવાના આપવાને તે સામાન ખપાવવા માટે તેમણે પોતે તેવિશે બંદોબસ્ત કરવો.

૩. આ બંદોબસ્તથી એ ધંધો કરવાનું કામ ઘણાં થોડાં માણસના હાથમાં આવશે. પણ તેમ થવાથી કાંઈ હરકત નથી.

૪. શિકારને માટે થોડી થોડી દારૂગોળી લાવવા બાબતના પરવાના સદર બજારના વેપારીઓ જેઓએ તે વેચવા માટે પરવાનો લીધો હશે, તેમને આસિસ્ટંટ માજીસ્ત્રેટ સાહેબ તરફથી આપવામાં આવશે.

આર. એચ. કીટીંજ,<br>
પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૨૪ આગષ્ટ સને ૧૮૬૫.

---

# નંબર ૨૭૬૨ સને ૧૮૬૫.

## મુંબઈ સરકારના સેક્રેટરી મેહેરબાન સી. ગોન સાહેબ તરફથી. વડોદરાના રેસીડેન્ટ સાહેબ તરફ.

પોલીટીકલ ખાતું.

સાહેબ,

ગાયકવાડ સરકારના તાબામાંથી તોહોમતવાળા શખ્સો નાસી જઈ બ્રિટિશ સરકારની હદમાં આવી રેહે તેમને ઇનસાફ સારૂ પાછા ત્યાંહાં મોકલવા બાબે આપના તારીખ ૧૩ મી સપટેમ્બર સને ૧૮૬૪ નંબર ૪૬-૪૩૧ ના પત્રના જવાબમાં લખવા હાંસીલ કે, આપે ગાયકવાડ સરકારને જાહેર કરવું કે, તેમની દરખાસ્ત મંજુર રાખવામાં આવી છે, અને આયંદેથી તોહોમતવાળા શખ્સની ઉપરનો ગુન્હો સાબીત છે, એવો રેસીડન્ટ સાહેબનો રીપોર્ટ આવ્યાથી ગુન્હેગારને સોંપવામાં આવશે.

૨. નામદાર ગવરનર ઇન કૌન્સીલના સાહેબના ફરમાવ્યાથી આપને લખવાનું કે, જ્યારે તોહોમતવાળા શખ્સો સરકારના હુકમથી સોંપવા માટે આપની પાસે રજુ થાય, ત્યારે તપાસ કરવા લાયક મુદ્દો છે એવી આપને ખાત્રી થયાબાદ તેમને ગાયકવાડ સરકારને સ્વાધીન કરવા.

સી. ગોન,

મુંબઇ સરકારના સેક્રેટરી.

તા૦ ૧૦ મી નવેંબર સને ૧૮૬૫ મુકામ મુંબઇ.

---

આંક ૭ પાનું ૨૭ તા૦ ૧૫ ફેબ્રુઆરી સને ૧૮૬૬.

# સરક્યુલર નંબર ૧ સને ૧૮૬૬.

## કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો ઉપર.

જે શખ્સોને સરકાર અથવા લોકલ ફંડમાંથી પેનશન મળતું હોય, તેવા શખ્સોને આપના તાબામાં થાણદાર અથવા તેવી બીજી કોઇ જગ્યો ઉપર રાખ્યા હોય, ને તેનો પગાર તાલુકદાર અથવા ભોમિયા પાસેથી અપાતો હોય, તો તેવા શખ્સોનું પેનશન તેઓને જે ખાતામાંથી પગાર મળતો હોય, તે ખાતામાં જમે કરવું જોઇયે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુકામ. રાજકોટ, તા૦ ૨ ફેબ્રુઆરી સને ૧૮૬૬.

---

આંક ૧૦ પાનું ૪૦ તા૦ ૮ માર્ચ સને ૧૮૬૬.

# જાહેરખબર.

જે જે થાણદારો વીગેરેને દીવાની કામના ફેસલા કરવાનો અખત્યાર મળ્યો હોય ને જેનો પગાર તાલુકદાર અથવા ભોમીયા પાસેથી મળતો હોય તેઓને ત્યાંહાં જે ફી એકઠી થાય, તે બધી જે ફંડમાંથી તેમને પગાર મળતો હોય, તો ફંડખાતે જમા થવી જોઇયે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૨૭ ફેબ્રુવારી સને ૧૮૬૬ ઇસ્વી, રાજકોટ.

આંક ૧૩ પાનું. ૫૧ તા૦ ૨૯ માર્ચ સને ૧૮૬૬.

# સરક્યુલર નંબર ૪.

**કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના બધા અધિકારી સાહેબો તરફ.**

૧. ઉપરી કોર્ટમાં ઈનસાફ થવા માટે એજન્સીના કોઇ પણ અધિકારી સાહેબ તરફથી કેદીઓ કમીટ કરવામાં આવે ત્યારે તે કેદીઓને રજવાડાના કેદખાનામાં રહેવા દેવાની ચાલ હજી સુધી ચાલેછે.

૨. એ ચાલ બંધ કરવી જોઇયે. કેદીને કમીટ કરવામાં આવે કે તુરત તેને પ્રાંત ખાતાની તુરંગમાં રાખવો અગર રાજકોટની તુરંગમાં મોકલી દેવો જોઇયે.

૩. જે શખસો ઈનસાફ સારૂ કમીટ થાય ને તેમનો જામીન લેવામાં ન આવ્યો હોય એવા શખસોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે સાક્ષી સાથે નહીં મોકલવા જોઇયે, તે વિશે એવો બંદોબસ્ત કરવો જોઇયે કે, શાહેદી તથા કેદી જુદા બે દીવસને આંતરે એક બીજાથી વેહેલા યા મોડા આવે.

૪. હથીયાર તથા બીજો સામાન ઉપરી કોર્ટમાં પુરાવા સારૂ મોકલવામાં આવે, તે હમેશાં મોહોરબંધ બીંદડીમાં આવવો જોઇયે, આ બાબત ઘણીજ અવ્યવસ્થા ચાલેછે.

આર૦ એચ૦ કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૧ મી માર્ચ સને ૧૮૬૬.

---

આંક ૧૫ પાનું ૫૯ તા૦ ૧૨ એપ્રીલ સને ૧૮૬૬.

# સરક્યુલર નંબર ૬ સને ૧૮૬૬.

કાઠીયાવાડ પ્રાંતના પો૦ એજન્ટ મેજર આર. એચ. કીટીંજ સાહેબ તરફથી.

પ્રાંત મજકુરના સર્વ આધીકારી સાહેબો તરફ.

ગ્રહસ્થો,—

આપણી કોર્ટમાં કામ ચલાવવા બાબતના કેટલાએક ધારા ઉપર ધ્યાન દેવામાં નથી આવતું તે ઉપર આપનું ધ્યાન પોહોંચાડવા માટે લખવાની માહારે જરૂર પડી છે.

૨. કાઠીયાવાડમાં દીવાની કામમાં, ઈનસાફ કરવાની રીતી બાબત ધારાની ૧૮ મી કલમમાં જે રીત ફરમાવેલી છે તે ઉપર હમેશાં ધ્યાન અપાતું નથી.

૩. પક્ષકારોની પરપુઠ જ્યારે કામના કાગળો ઉપરથીજ અપીલોનો ફેસલો કરવામાં આવે ત્યારે તે ફેસલાની ખબર સરકારી રીતે ફેસલો કરનાર અધીકારીની સહી સુધાંત વાદી પ્રતીવાદીને તુરત પોહોંચાડવી જોઇયે.

૪. સદહું કાયદાની છાપેલી ઇંગ્રેજી પ્રતમાં જે હુકમનામાં ઇંગ્રેજીમાં અને તેહેનો ગુજરાતીમાં તરજુમો પક્ષકારોને આપવા બાબદ લખવું રહી ગયું છે તો તે ઉપર લક્ષ આપવું અને તે કલમની અંતે નીચે મુજબ લખવું જોઇયે.

"ગુજરાતી વગર બીજી કોઇપણ ભાષામાં જ્યારે હુકમનામું કરવામાં આવે ત્યારે તેહેનો તરજુમો ગુજરાતીમાં કરવો અને તે તરજુમા ઉપર પણ જડ્જ સાહેબે સહી કરવી."

૫. જે કામમાં ઇંગ્રેજી હુકમનામું થયું હોય. તેહેવાં કામની અપીલ કરતી વખતે તેહેની નકલ હમેશાં સાથે મોકલવી જોઇયે.

૬. કોર્ટમાં ઇંગ્રેજી યા ગુજરાતી તરજુમા રજુ કરવામાં આવે તે ઉપર તરજુમો કરનારની સહી જોઇયે, અને જે શખસોના કરેલા તરજુમામાં ઘણોજ તફાવત પડતો હોય અથવા તે ભરંસો રાખવા લાયક નથી એવું જોવામાં આવે ત્યારે તેમની સહીના તરજુમા નામંજુર કરવા જોઇયે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજન્ટ.

મુ. રાજકોટ, તા૦ ૪ એપ્રીલ સને ૧૮૬૬.

---

આંક ૧૬ પાનું ૬૩ તા૦ ૧૯ એપ્રીલ સને ૧૮૬૬.

## કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી નીચેની તુરંગ બાબત.

# જાહેરખબર.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી નીચેની કોઇપણ તુરંગમાં જે કેદીઓ કેદ હોય તેમનો ઈનસાફ થતાં પેહેલાં તેમનીવતી અરજીઓ કરવાનો અથવા સલાહ આપનારથી વીચાર કરવાનો વાસ્તે તથા શિક્ષા મળ્યાપછી યોગ્ય મુદતની અંદર અપીલ કરવાને માટે સેહેલ થવાસારૂ નીચેના ધારા પ્રગટ કરવામાં આવે છેઃ—

૧. વકીલો, અથવા અરજીઓ લખનારા અને બીજા સારા માણસને પરેજીનો ઈનસાફ થયા અગાઊ તેમને મળવા સારૂ પાંચ વખત રજા આપવામાં આવશે.

સજા થયેલા કેદીઓની દરેક અપીલ કરવા માટે ત્રણ વખત તેમને મળવા જવાની પરવાનગી આપવામાં આવશે.

૨. ચાલતા ધારા મુજબ હાલ કેદીઓની અરજીઓ લખવા માટે એક કારકુન તુરંગમાં મોકલવાનો દસ્તુર ચાલે છે તે મુજબ મોકલવામાં આવશે.

૩. રવીવાર તથા બીજા તેહેવાર શિવાય દીવસના અગીયાર વાગેથી તે એક વાગ્યાસુધીમાં કેદીઓ પાસે જવાની આ ધારા મુજબ પરવાનગી આપવામાં આવશે.

૪. કેદીઓને મળવા જવાના પરવાના તુરંગના આફીસર ઈનચાર્જ સાહેબના તરફથી આપવામાં આવશે અને દરેક પાસઉપર દરેક મળવાની વખતે જેલર તારીખ નાખશે.

૫. ઉપરના ધારા મુજબ કેદીઓને મળવા તથા તેમની સાથે વાતચીત કરવાનું કામ જેલરના રૂબરૂ કરવા દેવામાં આવશે પણ અરજીઓને લગતી જેટલી વાતચીત હશે તેટલીજ માત્ર કરવા દેવામાં આવશે.

૬. બીજાં વાજબી કામને માટે જેલના હમેશાના કાયદા મુજબ હાલ કેદીઓને મળવાની જે રીતે પરવાનગી આપવામાં આવે છે તેવીજ રીત આપવામાં આવશે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૯૬ મુકામ રાજકોટ.

---

આંક ૧૮ પાનું ૭૦ તા૦ ૩ મે સને ૧૮૯૬.

## સરક્યુલર નંબર ૬ સને ૧૮૯૬.

### બધા પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો તરફ.

દીવાની કામનો એક કેસ પોલીટીકલ એજંટ સાહેબ પાસે આવતાં તેમાં આ એજન્સીના એક અમલદારે પોતાના ફેસલાની ગુજરાતી નકલ પક્ષકારને આપી, ઈંગ્રેજી નકલ આપવાને ઈનકાર કર્યો છે.

આ હુકમ પોલીટીકલ એજંટ સાહેબની નજરમાં ઘણોજ હરકત કરતા છે વાસ્તે ભરોસો છે કે આયંદે એવી બાબત ફરીથી પોલીટીકલ એજંટ સાહેબને કાને ન આવે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૫ એપ્રીલ ૧૮૬૬ મુ. બાલાચડી.

---

આંક ૨૬ પાનું ૧૦૮ તા૦ ૨૮ જુન સને ૧૮૬૬.

નંબર ૪૭૭.

ફોરેન ડીપાર્ટમેંટ, શીમલા,

તા૦ ૧૦ મે સને ૧૮૬૬.

પોલીટીકલ ખાતું.

## જાહેરખબર.

સને ૧૪૬૩ ના આક્ટ ૬ ઠા ની કમલ ૨૩ મી ઉપરથી નામદાર ગવરનર જનરલ ઈન કૌન્સીલના સાહેબ સર્વેને ખબર આપેછે કે કોઇ પણ તરેહની રાઈફલ (બંદુકો) ખરેખર શીકારના કામ શીવાય હીંદુસ્થાનમાં લાવવી નહીં. શીકાર સારૂ રાઈફલો (બંદુકો) મંગાવવાની જરૂર પડે તો તેને વાસ્તે પરવાનો સ્થાનીક અધિકારી જેમને સને ૧૮૬૦ ના આક્ટ ૩૧ માં પ્રમાણે પરવાનો આપવાનો અખત્યાર છે તેમને અરજ કરયાથી મળશે આ હુકમ આવતા આગષ્ટ મહીનાની તા૦ ૧૨ મીથી અમલમાં આવશે.

ડબલ્યુ. મીયુર સાહેબ,
હીંદુસ્થાનની સરકારના ચીફ સેક્રેટરીની સહી.

---

આંક ૨૭ પાનું ૧૧૨ તા૦ ૫ જુલાઈ સને ૧૮૬૬.

સરક્યુલર.

ફો. ઉ. જા. નંબર ૧૧.

જેને સરકારના હુકમ મુજબ. જે વર્ગનો અખત્યાર હાલ મળ્યો છે ને તેને ફોજદારી કામમાં જેટલી મુદત કેદની શિક્ષા કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે

તે તેટલી મુદત સુધીના જામીન લઇશકેછે અને અગર પોતાના તાબાવાળા ઉપ-ર કાંઇ શક આવવાથી કોઇ તાલુકદાર અથવા ભોમીયાને તેના વધારે મુદતના જામીન લેવાનું જરૂર જણાય, તો તેણે સરકારમાં તે વાત જાહેર કરી સરકાર પાસેથી તેવા જામીન લેવાડવા એ પ્રમાણે વહિવટ ચલાવવો.

આર. એચ. કીટીંજ,

મુકામ. રાજકોટ, તા૦ ૨૯ જુન સને ૧૮૬૬. પોલીટીકલ એજંટ.

---

આંક ૨૬ પાનું. ૧૦૯ તા૦ ૨૮ જુન સને ૧૮૬૬.

# જાહેરખબર.

પોલીટીકલ ખાતું.

નામદાર ગવરનર ઈન કૌન્સીલના સાહેબ જાહેર કરેછે કે સને ૧૮૬૦ના આકટ ૩૧ ની કલમ ૨૨ મીમાં લખ્યા પ્રમાણે મુંબઈ ઈલાકાના કોઈપણ ભાગમાંથી ગાયકવાડ સરકારના મુલકમાં તથા કચ્છ કાઠીયાવાડના રાજ્યસ્થાનોમાં તથા ખંભાતમાં વડોદરાના રેશીડેન્ટ સાહેબના તથા કચ્છ કાઠીયાવાડ તથા ખંભાતનાં પોલીકલ ખાતાના સાહેબોના પરવાના શીવાય બંદુકો વીગેરે વછોડવાના હથીયાર લઇજવાં નહીં.

સી. ગોન,

તા૦ ૧૨ જુન સને ૧૮૬૬ ઈસવી, મુકામ મુંબઈ. સરકારના સેક્રેટરી.

---

આંક ૨૯ પાનું ૧૨૦ તા૦ ૧૯ જુલાઈ સને ૧૮૬૬.

## તા૦ ૩૦ જુન સને ૧૮૬૬ ના હીંદુસ્તાનની સરકારના, ગેઝેટને પાને ૮૦૮ માંથી ઈન્તેખાબ.

# નંબર ૧૧૮૦

**તા૦ ૨૬ જુન સને ૧૮૬૬ ઈસ્વી.**

સને ૧૮૬૩ ના આકટ ૬ ઠાની કલમ ૧૨ મીમાં લખ્યા પ્રમાણે તથા તેમાં આપેલા અધીકાર મુજબ ગવરનર જનરલ ઈન કૌન્સીલના સાહેબ ફરમાવેછે જે

ગાયકવાડ સરકાર તથા ભાવનગરના ઠાકોર સાહેબ તથા ખંભાતના નવાબ સાહેબના બંદરોને સદહૂ કાયદાની કલમ ૧૮, ૧૪૧ તથા ૧૪૯ થી તે ૧૬૦ સુધીમાં જે કાનુન લખ્યા છે તે કાનુન જેટલા લાગુ થઈ શકેછે તેટલી વાતમાં સદહૂ બંદરો અંગ્રેજ સરકારના બંદરો દાખલ ગણવાં.

ઈ. એચ. લશીંગટન,
હીંદુસ્થાનની સરકારના સેક્રેટરી સાહેબ.

---

આંક ૩૩ પાનું ૧૩૭ તા. ૧૬ આગષ્ટ સને ૧૮૬૬.

## સરકયુલર નંબર ૧૩ સને ૧૮૬૯.

કાઠીયાડ પ્રાંતના બધા પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીની કોઈપણ કોર્ટમાં દીવાની કામનાં હુકમનામાં તથા શેરાની સહી સુધ્ધાંતની નકલ આપવા માટે એક રૂપીયો ફી લેવી.

આર. એચ. કીટીંજ,
મુ. રાજકોટ, તા. ૩ આગસ્ટ સને ૧૮૬૬. પોલીટીકલ એજંટ.

---

આંક ૩૫ પાનું ૧૫૧ તા૦ ૩૦ આગષ્ટ સને ૧૮૬૬.

## જાહેરનામું.

પોલીટીકલ એજંટ સાહેબની નજરમાં આવે છે કે, આ પ્રાંતની ફોજદારી કોરટોમાં તોહોમતવાળા શખ્સોનો બચાવ કરવામાટે વકીલ અથવા મુખત્યાર માણસ રાખવાને જે ધારાથી મને છે તે ધારા હવે રદ કરવા જોઇયે.

૨. નીચે પત્રક ઉપરથી માલમ પડેછે કે, સને ૧૮૬૩ ની પેહેલા ઘણાજ થોડા ફોજદારી મુકદ્દમા ફેસલ કરવામાં આવ્યા હતા:—

| વરસ. | પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં ફેસલ થએલા મુકદ્દમાની સંખ્યા. | માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં ફેસલ થએલા મુકદ્દમાની સંખ્યા. |
|---|---|---|
| સને ૧૮૫૯ .................. | .. | .. |
| સને ૧૮૬૦ .................. | ૧૨ | ૧ |
| સને ૧૮૬૧ .................. | ૭ | .. |
| સને ૧૮૬૨ .................. | ૮ | ૧ |

૩. ઘણા થોડા મુકદ્દમાં હોવાથી તથા ઈન્સાફની રીત એક જુદી તરેહની હોવાથી (યાને દેશી આસેસરો કોર્ટમાં કેદીના વકીલની પેઠે કામ કરતા તેથી) આવી મને થઈ હશે એવું માલમ પડે છે.

૪. હાલમાં ઘણું ખરૂં એક ધોરણ પ્રમાણે કામ ચાલે છે અને મુકદ્દમાના નંબરમાં ઘણોજ વધારો થયો છે.

૫. સને ૧૮૬૫ ની સાલમાં પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં ૨૪ મુકદ્દમા, તથા માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં ૨૦૮ મુકદ્દમા ફેસલ થયા છે ને આ વરશમાં ઘણું કરીને મુકદ્દમાના નંબર વધશે.

૬. ઉપર લખ્યા કારણથી પોલીટીકલ એજંટ સાહેબ ફરમાવે છે કે, આ પ્રાંતનાં કાયદામાં નીચે લખી કલમ દાખલ કરવી, એ કલમ સને ૧૮૬૧ ના ૨૫ મા કાયદાની ૪૩૨ મી કલમને મળતી છેઃ—

"૨૧૦. કોઈપણ ફોજદારી કોર્ટની આગળ જે શખ્સની ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત મુક્યું હોય, તે તે શખ્સનો હક છે, કે તે તેહેનો જવાબ વકીલ અથવા મુખ્તીયારની મારફતે કરે."

૭. આ કલમ પ્રમાણે હરેક શખ્સ જે કે જાહેર બદ ચાલનો ન હોય, એવાને ફોજદારી કોર્ટમાં તોહોમતવાળા શખ્સને મદદ કરવા વાસ્તે રાખવો.

૮. મુખ્તીયાર માણસ રાખ્યાના સબબથી તોહોમતવાળા શખ્સને કોર્ટમાં જાતે હાજર ન રેહેવાનો દાવો ચાલશે નહીં.

૯. જે હકીકત તથા તકરારો વકીલ અથવા મુખ્તીયાર માણસ જાહેર કરશે, તે જાણે તોહોમતવાળા શખ્સેજ કરી હોય એમ ગણવામાં આવશે.

**આર. એચ. કીટીંજ,**

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૨૫ મી આગષ્ટ સને ૧૮૬૬.

---

આંક ૩૫ પાનું ૧૫૨ તા૦ ૩૦ આગષ્ટ સને ૧૮૯૬.

## સરક્યુલર નંબર ૧૪ સને ૧૮૯૬.

પોલીટીકલ એજંટ સાહેબ ખબર આપેછે કે, સરકારના નંબર ૧૩૩૨ તારીખ ૧૪ મી મે સને ૧૮૯૬ ના ઠરાવ તથા તારીખ ૧૪ મી જુન સને ૧૮૯૬ ના કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટમાં છપાએલાં જાહેરનામાં ઉપરથી, પહેલા કલાસ શિવાય બીજા તાલુકદારોએ પારકા તાલુકદારોની રૈયત ઉપરની ફરીયાદ ન સાંભળવાના આ એજન્સીના આગલા હુકમો રદ થઈ ગએલા છે.

૨. તાલુકદારોએ પોતાની હદમાં બનેલા તમામ ગુન્હાની સદરહુ જાહેરનામામાં આપેલા અખ્તિયાર મુજબ ચોકશી કરવી.

**આર. એચ. કીટીંજ,**

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૭ મી આગષ્ટ સને ૧૮૯૬ ઇસ્વી, મુકામ રાજકોટ.

---

આંક ૩૭ પાનું ૧૬૫ તા૦ ૧૩ સપટેંબર સને ૧૮૯૬.

## સરક્યુલર નંબર ૨૩૧૬ સને ૧૮૯૬.

પોલીટીકલ ખાતું.

**મુંબઈ સરકારના સેક્રેટરી સી. ગોન સાહેબ તરફથી**

કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તરફ.

સાહેબ,

સરકારી ટપાલ જે રાજાઓની હદમાંથી જતી હોય, તેના જાપતાનો બંદોબસ્ત રાખવા એ રાજાઓની જવાબદારી બાબત આપનો રીપોર્ટ નંબર ૧૧૫ તારીખ ૧૪ અકટોબર સને ૧૮૯૫ નો આવતાં, તે બાબત હિંદુસ્થાનની સરકારના ફોરેન ડીપાર્ટમેંટના નંબર ૧૦૯૫ તારીખ ૧૮ જુલાઇ સને ૧૮૯૬ ના ચાલેલા કામમાંથી આ સાથેનો ઇન્તેખાબ મોકલી લખવા હાંસલ, કે જે તાલુકાની હદમાં સરકારી ટપાલ લુંટાય તેનો જુંમો ત્યાંહાંના તાલુકદાર પાસેથી લેવાવીશેના હિંદુસ્તાનની સરકારે મુકરર કીધેલા ધારા આપના તાબાના તાલુકદારોને જણાવશો.

**સી. ગોન.**

મુંબઈ સરકારનો સેક્રેટરી.

તા૦ ૯ આગષ્ટ સને ૧૮૯૬ મુકામ મુંબઈ.

# નંબર ૧૦૯૫.

## હીંદુસ્થાનની સરકારના ફોરેન ડીપાર્ટમેન્ટના તા૦ ૧૮ જુલાઈ. સને ૧૮૬૬ સીમલા મુકામના ચાલેલ કામમાંથી ઈન્તેખાબ.

જે રાજાઓની હદમાંથી સરકારી ટપાલ લુટાય, તેનો જુમ્મો તેમને શીર રેહેતાં તે બાબતનો જવાબ લેવામાં આવશે. એ સંબંધી કેટલાક ધારાના મુસદા કરીતે વિશે અભિપ્રાય મંગાવવા માટે નંબર ૧૮૪૪ તારીખ ૧૧ સપટેમ્બર સને ૧૮૬૫ નો થએલો ઠરાવ ફરીથી વાંચવામાં આવ્યો.

એ બાબત આવેલા જવાબો વાંચવામાં આવ્યા.

ઠરાવ.—જે જે અધીકારી સાહેબના મત લખાઇ આવેલાં તે ઉપર ધ્યાન દઇ, નામદાર ગવનર જનરલ ઇન કૌન્સીલના સાહેબ નીચેના ધારા બધે ઠેકાણે અમલમાં લાવવા માટે મુકરર કરેછે:—

૧. સરકારી ટપાલ તથા બેંગી ડાક પોતાની હદમાંથી નીર્ભયપણે ચાલ્યા જાય એવો બંદોબસ્ત રાખવાની જવાબદારી ત્યાંહાંના રાજાઓને શીર છે:—

૨. જે રાજમાં સરકારી ટપાલ અથવા બેંગી ડાક જાપતાના કમ બંદોબસ્તથી બીન હરકતે મોટા રસ્તાઓ ઉપર લુંટારો ત્યાંહાંના ટપાલ સાથે જનારા ચોકીદારોની સંખ્યા વધારવા તથા તે રસ્તાના થાણામાં વધારે પોલીસના સીપાહીઓ રાખવાનું ત્યાંહાંના રાજાને ફરમાવવું. અને તે મુજબ ન થાયતો તે બંદોબસ્ત સરકાર તરફથી કરી તેનો ખરચ રાજાઓ પાસેથી લેવો.

૩. ટપાલ અથવા બેંગી ડાક લુંટયાનો સગડ જે રાજની હદમાં આવ્યો હોય અને ત્યાંહાંથી આગળ ન ચાલે તો તેનું વળતર ત્યાંહાંના ગામોવાળા પાસેથી એ રાજાએ વસુલ લેવું જોઇયે.

૪. સદરહુ વળતરનો આંકડો ઠરાવવામાં નગદી, ઝવેરાત વીગેરે ભારે કીમતી જણશો બાબત છુટ મુકવી નહીં.

૫. ડાક તથા બેંગી ટપાલ લેઈ જતાં અથવા તેનો બચાવ કરતાં જે રાજની હદમાં લોકો જખમી થઈ અપંગ યા કોતી થાસે તો તેનું પેનશાન હરકતની જવાબદારી જે રાજાપર રહેશે તેમની પાસેથી અપાવવામાં આવશે.

ઠરાવ.—આ ઠરાવની એકેક પ્રત ખબર થવા તથા અમલમાં લાવવા માટે સર્વે ખાતાના મુખી અમલદારો તથા સર્વે પોલીટીકલ એજન્સીના સાહેબો, તથા ટપાલ ખાતાના ડીરેકટર જનરલ સાહેબ તરફ મોકલવી.

ખરો ઇન્તેખાબ,

ડબલ્યુ. મ્યુર,

હીંદુસ્થાનની સરકારના સેક્રેટરી.

અસલ મુજબ ખરી નકલ.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

---

આંક ૪૪ પાનું ૨૦૧ તા૦ ૧ નવેંબર સને ૧૮૬૬.

## સરક્યુલર નંબર ૧૬ સને ૧૮૬૬.

કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો તરફ.

સાહેબ,—સરકારી ટપાલની ચોરી થયા બાબતનાં કામનો આપને ત્યાંહાં તપાસ થઇ રેહેતાં તુરત મેહેરબાની કરી એ બાબતની ખબર અમને મોકલતાં રેહેવું.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૬ મી અકટોબર સને ૧૮૬૬, રાજકોટ.

---

આંક ૪૪ પાનું ૨૦૨ તા૦ ૧ નવેંબર સને ૧૮૬૬.

## નંબર ૧૯૧ સને ૧૮૬૬.

કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ,

મેજર આર. એચ. કીટીંજ સાહેબ તરફથી

પ્રાંત મજકુરના ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટ,

મેહેરબાન એચ. એમ. બર્ડવુડ સાહેબ તરફ.

સાહેબ,

આપના ચાલતા માસની તારીખ ૧૨ મી નંબર ૨૪૨ ના પત્રના જવાબમાં

અથવા હાંશીલ, કે જુડીશીયલ એટલે ઈનસાફનું કામ જે પ્રાંતમાં બન્યું હોય, તેનો ફેસલો બનતાંસુધી તે પ્રાંતમાં થવો જોઈયે.

૨. ૧.—વાસ્તે જરૂર પડે તો પોલીટીકલ આસીસ્ટંટ સાહેબોએ તેવાં કામ ફેસલ કરવામાટે પોતાના એકસ્ટ્રા આસીસ્ટંટ સાહેબ પાસે મોકલવાં.

૨.—આવી રીતે મોકલેલાં કામની અપીલ પોલીટીકલ આસીસ્ટંટ સાહેબોએ સાંભળવી.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૬ અકટોબર સને ૧૮૬૬ રાજકોટ.'

---

આંક ૪૪ પાનું ૨૦૩ તા. ૧ નવેંબર સને ૧૮૬૬.

# જાહેરનામું.

નિચે લખેલો ધારો પારેગ્રાફમાં ફેરફાર કરી ફરીથી છાપ્યો છે;—સને ૧૮૫૯ ના ૧૪ મા આક્ટ ઉપરથી કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ખાતાની કોર્ટમાં ફરીયાદ કરવાની મુદત ઠરાવવા બાબતના ધારા.

બે વરશની મુદત દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યારથી. દ્રવ્યદંડ બાબત અથવા કોઈ કાયદો તોડવાની ગુન્હેગારી બાબત ફરીયાદ.

શરીરને અથવા જંગમ માલમિલકતને અથવા આબરૂને નુકસાન પોહોંચાડવા બાબત નુકસાન લેવાની ફરીયાદી.

નાતજાત બાબતની ફરીયાદી.

ચાકર અથવા કારીગર અથવા મજુરના પગાર બાબત ફરીયાદ. વીસોના ઘરમાં રેહેવા અથવા ખાવા બાબત ફરીયાદ.

પાંચ વરશની મુદત દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યારથી.

જનાવરનું અથવા વાહનનું અથવા વાહાંણનું અથવા ઘરના સામાનનું ભાડું વસુલ કરવા બાબત અથવા કાંઈ જણસ પરચુરણ રકમે વેચી હોય તેના ખીલના રૂપિયા વસુલ કરવા બાબતની ફરીયાદ, ઈમારત અથવા જમીનનાં ભાડાં બાબતની ફરીયાદ.

કરજાઉ આપેલા રૂપિયા અથવા વ્યાજ વસુલ કરવા બાબત અથવા કાંઈ કરાર તોડવા બાબતની ફરીયાદ.

કરજ લેણું થયું હોય ત્યારથી અથવા જે કરાર તોડયા બાબત ફરીયાદ કરી હોય તે કરાર પહેલવેહેલો તોડયો હોય ત્યારથી પાંચ વર્ષની મુદત ગણવી. તેમાં કરજાઉ લીધેલા અથવા વ્યાજના રૂપિયા આપવાને લખેલા બંદોબસ્ત હોય કિંવા નહોય અથવા કરાર મુખ્ખજબાનીનો હોય કિંવા લખેલા હોય, તેથી કાંઇ ફેરફાર થતો નથી.

(અઢાર વરશની મુદત દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યારથી).

લેગેસી એટલે વસીયતનામાથી પોહોંચેલી વસીયત વસુલ કરવા બાબતની ફરીયાદ.

સ્થાવર મિલકત અથવા સ્થાવર મિલકતમાં જે કાંઇ હક સંબંધ હોય તે અથવા કુટુંબની ભાગીયા મિલકતમાં હિસ્સો હોય તે લેવા બાબતની ફરીયાદ.

ત્રીસ વરશની મુદત.

હરકાંઇ જંગમ માલમિલકત અનામત અથવા ધરેણે રાખનારની ઉપર તે માલમિલકત પાછી લેવા સારૂ ફરીયાદ, અનામત અથવા ધરેણે મુકયાની તારીખથી.

અનામત અથવા ધરેણે મુકનારનો હક અથવા તે માલમીલકત છોડાવવાનો તેને હક દરમીયાન દસ્તાવેજ કરી આપીને કબુલ કર્યો હોય તો તે દસ્તાવેજની તારીખથી મુદત ગણવી.

બીજી સઘળી ફરીયાદીને નવ વરશની મુદત.

જે ફરીયાદો બાબત બીજી મુદત સ્પષ્ટ રીતે ઠરાવી નહીં હોય તે ફરીયાદી ફરીયાદનું કારણ ઉત્પન્ન થયાની તારીખથી નવ વરશની મુદતમાં કરવી.

ખુલાસો.

મુદતનો કાયદો ન હોત તો જે માણસ કાંઈ લેગેસી અથવા કરજ આપવાને પાત્ર થાત તે માણસે તે કરજ અથવા લેગેસી અથવા તેનો કાંઈ ભાગ પોતાને દેવો છે એવી કબુલતનું લખત કરી આપી તે ઉપર સહી કરી આપી હોય તો અસલની જવાબદારી પ્રમાણેની તે કબુલતની તારીખથી મુદત ગણવી; પરંતુ તે કરજ અથવા લેગેસીના જવાબદાર એક કરતાં વધારે હોય અને તેઓમાંથી એક જણે કબુલતનો લેખ કરી આપ્યો હોય તો તેથી બીજાઓ જુમેદાર થતા નથી.

સદરહુ ધારા જે ગેઝેટમાં છાપવામાં આવશે તેની તારીખથી અમલમાં આવશે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, તા૦ ૨૬ અકટોબર સને ૧૮૬૬.

આંક ૫૦ પાનું ૨૨૫ તા૦ ૧૩ ડીસેંબર સને ૧૮૬૬.

# જાહેરખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવેછે કે, રાજકોટ સીવીલ સ્ટેશનની હદમાં જુગાર રમ્યા બાબતના બધા મુકદમાનો મુંબઇ સરકારના સને ૧૮૬૬ના ત્રીજા આક્ટ મુજબ ફેસલો કરવામાં આવશે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૨ મી ડીસેમ્બર સને ૧૮૬૬, રાજકોટ.

---

આંક ૪ પાનું ૧૪ તા૦ ૨૪ જાનેવારી સને ૧૮૬૭.

# સરક્યુલર નંબર ૧ સને ૧૮૬૭.

## કાઠીયાવાડ પ્રાંતના સર્વે અધીકારી સાહેબો તરફ.

જુદી ચુકવતીના રાજાઓ તથા ભોમીયાઓનો ગરાસ, અથવા તે સંબંધી બીજા હક પરાયા તાલુકાની હદમાં હોય ને તે બાબત ફરીયાદ આવે, તો તેનું કામ નીચેના ધારા મુજબ ચલાવવું:—

૧. જે તાલુકાની હદમાં દાવાની જમીન હોય, ત્યાંહાંના તે જમીનની કીંમત જેટલી ફરીયાદ સાંભળવાના અખ્તીયાર આપેલા ઉપરીપાસે પ્રથમ ફરીયાદ કરવી જોઇયે.

૨. આ પ્રાંતના મુકરર થએલા ચાલતા અખ્તીયાર મુજબ એજન્સી કોર્ટમાં અપીલ થઇ શકે તેવો કોઈ મુકદમો ન હોય, તોપણ કદી પોલીટીકલ એજન્સી કોર્ટના હુકમથી અથવા તેમની મારફત પંચાએતથી તપાસ થઈ વેહેંચણ કરવાનો હુકમ થાય, અથવા અદલબદલ કરી પરસ્પરના હક પોતપોતાની હકુમત તળે આવી જાય, તેવો ફેસલો કરે, તે અમારે મંજુર છે એવો મુચરકો ફરીયાદી લખી આપે તો અપીલ દાખલ કરવી.

૩. જ્યારે આવી અપીલો એજન્સી કોર્ટમાં દાખલ થાય ત્યારે તે કોર્ટે જે રાજા તાલુકદાર તથા ભોમીયા તે કામમાં પ્રતીવાદી હોય, તેમને નીચેના રસ્તામાંથી એક રસ્તો કબુલ કરવાને કેહેવું.

૧. એ બાબતમાં એજન્સી કોર્ટમાં જે ફેસલા થાય, તે મંજુર રાખવા.

૨. દાવાની જમીન અથવા હક અદલબદલ કરી જુદાં પાડ્યાં અથવા કાંઇ ઉધડ બદલો લઇને હકુમત મુકી દઇ તોડ કરવો.

૪. કદી ઉપર લખ્યા રસ્તામાંથી પેહેલો રસ્તો કબુલ કરે તો એજન્સીની કોર્ટમાં એ મુકદ્દમો સાંભળી હુકમનામું કરી અમલમાં લાવવું.

પણ એવા સર્વે મુકદ્દમામાં બંને પક્ષકારોના હક વેહેંચણથી અથવા બીજી તરેહથી સાફ જુદા પડે તેવી નજર રાખવી, કેમકે તેથી સર્વેને ફાયદો છે.

જો બીજો રસ્તો કબુલ કરે, તો વેહેંચાણમાં જે જમીન જાય, આવે, તેની હકુમતનો કાંઇપણ બદલો લેવા દેવો જોઇયે.

૫. આ ધારા કર્નલ વાકર સાહેબના બંદોબસ્તથી અરજદાર અથવા તેમના વડીલોના કબજામાં જે જમીન અથવા તે સંબંધી હક હોય, તેનેજ લાગુ છે એમ સમજવું.

૬. જ્યારે પુરાં આખાં ગામો બાબત દાવો હોય, ત્યારે તે મુકદ્દમો પોલીટીકલ એટલે રાજસ્થાનીક ગણવો, અને જ્યારે ગામના ભાગ અથવા હક બાબત દાવો હોય, ત્યારે તે મુકદ્દમો દાવાની કીંમતના અદાજ ઉપર આધાર રાખી રાજસ્થાનીક અથવા દીવાની તરીકે ગણારો.

ઉપરના ધારાથી તારીખ ૨૫ મી જુન સને ૧૮૬૩ ના ગેઝેટમાં નંબર ૧૪ નો છાપેલો સરકયુલર રદ કરવામાં આવ્યો છે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૧ મી જાનેવારી સને ૧૮૬૭ મુકામ વેરાવળ.

---

આંક ૫ પાનું ૧૮ તા૦ ૩૧ જાન્યુઆરી સને ૧૮૬૭.

# સરકયુલર નંબર ૨ સને ૧૮૬૭.

## કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તરફથી.

પ્રાંત મજકુરના એકથી વધારે ભાગવાળા તાલુકાના તાલુકદારો ભોમીયાઓ તથા પોલીટીકલ એજન્સીની સર્વે અધીકારી સાહેબો તરફ.

એજન્સીની કોર્ટમાંથી સજા થયેલા પરેજીઓને સરકારી તુરંગમાં રાખવામાં

આવતાં, તેમની ખોરાકીના રૂપીયા આ પ્રાંતના તાલુકદારો પાસેથી લેવાની ફરજ પડયાથી અમે દલગીર છઇએ.

૨. રાજા તથા માતબર જમીનદારોને આ વાત ભારે પડતી નથી પરંતુ ઘણા હીસ્સા થયેલા તાલુકામાં દરેક ગરીબ ભાગદારોને એક યા બે કેદીઓનું પણ ખોરાકી ખર્ચ આપવું બહુજ મુશ્કેલ થઈ પડેછે.

૩. તેવા ખર્ચની બીકથી કેટલીક વખતે ભાગદારો ગુન્હેગારને ઈનસાફ સારૂ નહી સોંપવાની દાનત રાખતા હોય એવો શક રહેછે.

૪. જેમ ગરાસના ઘણા ભાગ પડતા જશે તેમ આવી ખરાબી વધવાની.

૫. આ સબબથી કેદીઓની ખોરાકીના રૂપીયા હાલ જેમ દરેક ભાગદારને નામે નોખા ઉધારવામાં આવે છે તેમ નહીં કરતાં, હવેથી તાલુકાખાતે મજમુ ઉધારવાનો અમે ઠરાવ કીધો છે.

જે તાલુકામાં મજમુ ખાતું રખાતું ન હોય, ત્યાંહંના દરેક ભાગદારે તે તાલુકા ખાતે જે આંકડો આવે, તે પોતાના ગરાસના ભાગ પ્રમાણે આપવો જોઇયે.

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

તા૦ ૨૨ મી જાનેવારી સને ૧૮૬૭ ઇસ્વી, વેરાવળ.

---

આંક ૫ પાનું ૧૮ તા૦ ૩૧ જાન્યુઆરી સને ૧૮૬૭.

## સરક્યુલર નંબર ૪ સને ૧૮૬૭.

### કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તરફથી.

### પ્રાંત મજકુરના સર્વે અધીકારી સાહેબ તરફ.

કાઠીયાવાડ પ્રાંતમાં હરકોઈ ગરાશીઓ કામ પ્રસંગે બીજે ગામ જઈ ઉતરે ત્યારે તે ગામનો મુખી માણસ તેને જમાડીને મેમાનની રીતે બરદાસ્ત રાખવાની અસલ રીત હજુ ઘણેખરે ઠેકાણે ચાલે છે.

૨. આ પ્રાંતમાં ઘણે ઠેકાણે જરૂર જાણી થાણદારો રાખવામાં આવ્યા છે. તેથી તેમની આસપાસના ગરાશીઆઓને વખતે વખતે કામ પ્રસંગે તેમની પાસે

જવાનું જરૂર પડતાં ઉપર દરસાવેલી મેમાનગતીની ચાલને લીધે ત્યાંહાંના ગરાશીઆઓને માથે ઘણો અણઘટતો ખરચ પડે છે.

૩. પોતાનાં કામને પ્રસંગે જ્યાંહાં ઘણાં લોકો ભેળા થાય છે ત્યાંહાં તેમને મેમાન ગણવાની જરૂર નથી, એવી લોકોના મનપર અસર કરવા એજન્સીના બધા અધિકારી સાહેબો તથા ખશુસ કરી થાણદારોને અમે ફરમાવીએ છીએ.

૪. દરેક થાણાં પાસે એક ધર્મશાળા બાંધવી ને ત્યાંહાંના ગરાશીઆઓને સમજાવવું કે તે કામના ખરચમાં સખાવતથી મદદ કરવી એટલે બસ છે.

૫. થાણદારોએ તેમની આસપાસના ગરાશીઆઓને સમજાવવું કે તમે પોતાનાં કામ સારૂ અથવા અમારા બોલાવ્યાથી અમારી પાસે આવો, ત્યારે વગર તેડાવે બીજાને ત્યાંહાં જઇ ઉતારો કરી મેમાન થવું એ મુનાસબ નહીં.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૫ મી જાનેવારી સને ૧૮૬૭, મુકામ વેરાવળ.

---

આંક ૫ પાનું ૧૮ તા૦ ૩૧ જાન્યુઆરી સને ૧૮૬૭.

# સરક્યુલર નંબર ૩ સને ૧૮૬૭.

## કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તરફથી પ્રાંત મજકુરના સર્વે અધિકારી સાહેબ તરફ.

સરકારમાં જપ્ત થએલો અથવા નીધણીઆતો આવેલો માલ પોલીટીકલ એજન્સી ખાતાના કોઇપણ અધિકારી સાહેબના હુકમથી હરરાજ થાય, ત્યારે એજન્સીના નોકરોમાંથી કોઇએ તે ખરીદ નહીં કરતાં માગણી પણ કરવી નહીં. ને આ રીવાજ કાયમ જાણવો.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૫ મી જાનેવારી સને ૧૮૬૭, મુકામ વેરાવળ.

આંક ૫ પાનું ૧૯ તા૦ ૩૧ જાન્યુઆરી સને ૧૮૬૭.

# નંબર ૯ સને ૧૮૬૭.

**કાઠીયાવાડ પ્રાંતનાં પોલીટીકલ એજંટ**

**મેજર આર. એચ. કીટીંજ સાહેબ, વી સા. સી, એસ. આઈ. ના તરફથી.**

**કચ્છ તથા કાઠીયાવાડ પ્રાંતના ઈન્સ્પેકટર પોસ્ટમાસ્તર ઈ. ડી. સી. વીલીયમ્સ સાહેબ તરફ.**

સાહેબ,

સરકારી ટપાલ લુટાતાં તેમાં ગએલી બીંદડીઓનું વળતર તેમના માલિકોને આપવા સારૂ તેની નુકસાનીના રૂપીયા રાજકોટના પોસ્ટમાસ્તરને આપવા બાબે આપના સને ૧૮૬૬ ના નંબર ૧૪૫૩—૫૪ નાં પત્રો આવતાં લખવા હાંસીલ કે,

૨. જે કામમાં સરકારના હુકમ મુજબ વળતર અપાવવું ઘટે તેમાં વળતર આપવાને અમે તૈયાર છઈએ, પરંતુ તે પ્રમાણે થતાં પહેલાં એ દાવાની સચ્ચાઈ વિશે અમારી ખાત્રી થવી જોઇયે.

૩. આપનાં પત્રો ઉપરથી એ પ્રમાણે ખાતરી થતી નથી.

૪. ખોવાએલી બીંદડીના, દાગીના તથા તેમની કીંમત બાબત કોઈ નીમેલા ઈનિસાફી ખાતાના અમલદાર, યા માજીસ્ત્રેટ સાહેબની રૂબરૂ પ્રતીજ્ઞા ઉપર લીધેલી જુબાની તથા તે બાબતની બીજી બનતી સાબીતી અમારી રૂબરૂ આપવી જોઇયે.

૫. જો તે નુકસાન આ પ્રાંતમાં થયું હોય, ને તે મોકલનાર પણ આ પ્રાંતમાં રેહેતો હોય, તો તેની જુબાની તે પ્રાંતના ઓફીસર અથવા તેમના આસીસ્ટંટ સાહેબની રૂબરૂ લેવી જોઈયે.

૬. જો બીંદડી બીજા પ્રાંતમાંથી મોકલી હોય, તો બીંદડી મોકલનાર જ્યાંહાં રેહેતા હોય, ત્યાંહાંની લીધેલી જુબાની કબુલ રાખવામાં આવશે.

૭. નગદી યાને બીજી કીમતી જણસો બીંદડીમાં મોકલી હોય, તે બાબત તેમના માલિકોને વળતર નહીં આપવા હીંદુસ્થાનની સરકારનો પત્ર નંબર ૧૭૨૧ તારીખ ૧૬ મી નવેંબર સને ૧૮૬૬ નો મુંબઈ સરકાર ઉપર આવેલો છે તે વાત આપના જાણવામાં છે.

૮. હાલમાં અપે જે ત્રણ બીંદડીઓના વળતર વિશે દાવો કરયો છે તેનું પરખીડીઉં તથા મોહોર સુદ્ધાંત વજન જોતાં તે બીંદડીઓ રૂપા કરતાં ઘણીજ કીમતી છે.

આ સબબથી અમે તેનું વળતર અપાવી શકતા નથી પરંતુ અમારા માગ્યાપ્રમાણે જુબાનીઓ સહીત પુરાવો બતાવવામાં આવશે, તો ત્યાંહાંના તાલુકદારને ભારે દંડ કરતાં પઈશા વસુલ આવે હિંદુસ્થાનની સરકારના હુકમ મુજબ એક જુદા ફંડમાં દાખલ કરવામાં આવશે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૧૦ મી જાનેવારી સને ૧૮૬૭, રાજકોટ.

---

આંક ૫ પાનું ૨૦ તા૦ ૩૧ જાન્યુઆરી સને ૧૮૬૭.

# સરક્યુલર નંબર ૧ સને ૧૮૬૭.

માલુમ પડેછે કે નિચેની કોર્ટના જે ફેસલા અથવા હુકમ ઉપર નારાજ થઈ પક્ષકારો તરફથી પોલીટીકલ એજંટ સાહેબની હજુરમાં અપીલ કરવામાં આવેછે, તેની એજન્સી ખાતાના અધીકારીની સહી સાથેની નકલ તે અપીલની યાદીસાથે સર્વેના તરફથી રજુ કરવામાં આવતી નથી કેટલાએકની તરફથી વગર સહીની નકલ રજુ કરેછે તે ઉપર પુરો ભરૂંસો રેહે નહીં. માટે એકસરખો ધારો ચલાવવા સારૂ આ સરકયુલરથી સર્વેને ખબર આપવામાં આવેછે કે હરેક જાતનાં કામમાં અપીલ કરવામાં આવે તે અપીલની યાદ સાથે નિચલી કોર્ટના ફેસલા અથવા હુકમની અધીકારીની સહી સુદ્ધાંતની નકલ અપીલ કરનારે હમેશાં રજુ કરવી જોઈયે, ને તેમ નહીં કરેતો તેની અપીલ દાખલ થવાને વીલમ થઈ મુદત જશે તો તેનું જોખમ તેને પોતાને શીર રેહેતાં કાંઈ નુકસાન થશે તે પોતાની કસુરથી સમજવું.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૧૯ જાન્યુઆરી સને ૧૮૬૭.
મુકામ, વેરાવળ.

આંક ૭ પાનું ૨૪ તા૦ ૧૪ ફેબ્રુઆરી સને ૧૮૬૭.

## જાહેરખબર.

સરકારી નોકરી આપવા બાબત, તારીખ ૨૮ અકટોબર સને ૧૮૬૬ ના કાઠીયાવાડ એજન્સી ગેઝેટને પાને ૧૯૩ મે જે ધારા પ્રગટ થયલા છે તેની મંજુરી આપી જવાબમાં મહારાણી સાહેબના હિંદુસ્તાન ખાતાના મુખ્ય સેક્રેટરી સાહેબે પોતાના તારીખ ૧૫ ડીસેંબર સને ૧૮૬૬ ના નંબર ૩૭ ના મુંબઈ સરકાર ઉપરના કાગળમાં એવો ઠરાવ કર્યો છે કે, ખાતાઓના ઉપરીઓને પ્રથમ જગ્યો આપવા સારૂ જે માણસો પસંદ કરવાનાં હોય તે વિશેની પૂર્ણ માહીતગારી હોય છે, તેથી તે ઉમેદવારો ગમે તે નંબરના હોય, તે ઉપર સુરત ન રાખતાં પસંદ કરવામાં કાંઈ પણ હરકત થવી ન જોઈયે.

એમ થયાથી જુદી જુદી પોતાની આશ્રીસ વાસ્તે નોકર પસદ કરવામાં આ પ્રમાણે ખાતાના ઉપરીઓને માથેનું જોખમ કાયમ રેહેશે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

પોલીટીકલ એજન્સી હાઊસ, તા૦ ૯ ફેબ્રુઆરી સને ૧૮૬૭.

---

આંક ૧૧ પાનું ૪૭ તા૦ ૨૧ માર્ચ સને ૧૮૬૭.

## જાહેરખબર.

તારીખ ૭ મી ફેબ્રુઆરી સને ૧૮૬૭ ના કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટને પાને ૨૧ મે છાપેલી જાહેરખબરમાં લખેલી જામીની મુદત પુરી થયા અવલ વીરપોરના ઠાકોર તથા તેના કુટંબને જે કોઈ પૈસા ધીરશે તેની વસુલાત સારૂ કાઠીયાવાડની કોઈપણ કોર્ટમાં ફરીયાદ દાખલ કરવામાં નહીં આવે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

તા૦ ૧૨ માર્ચ સને ૧૮૬૭ મુકામ રાજકોટ.

---

આંક ૧૩ પાનું ૫૩ તા૦ ૪ એપ્રીલ સને ૧૮૬૭.

# સરક્યુલર નંબર ૫ સને ૧૮૬૭.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના સર્વે અધિકારી સાહેબો તરફ.

દિવાની કામના હુકમનામાની નકલો પક્ષકારોની અરજ ઉપરથી જ્યારે તેમને આપવામાં આવે ત્યારે તેની હેઠે નીચે પ્રમાણે લખવું:—

૧. હુકમનામાની નકલ મળવા અરજી દાખલ થયાની તારીખ.

૨. હુકમનામાની નકલ સહીત સુદ્ધાંત તૈયાર થયાની તારીખ.

આર એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ તા૦ ૨૦ માર્ચ સને ૧૮૬૭.

---

આંક ૧૮ પાનું ૭૭ તા૦ ૯ મે સને ૧૮૬૭.

# જાહેરનામું.

નીચે લખેલા ધારા પેસ્તર સીંધ પ્રાંતમાં પ્રગટ થએલા કાયદાના ધોરણ પ્રમાણે બનાવી બધાને ખબર થવા પ્રસીદ્ધ કરવામાં આવેછે: —

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીની પોલીટીકલ તથા દીવાની કોર્ટમાં વકીલોને દાખલ કરવા તથા વકીલાતનું કામ કરવા બાબત ધારા.

૧. હરકોઈ બારીસ્ટર અથવા આટોરનીને કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીની હરકોઇ કોર્ટમાં વકીલાત કરવા દેવામાં આવશે; પરંતુ જે કોર્ટમાં તે કામ ચલાવશે તે કોર્ટની ભાષામાં કામ ચલાવવું પડશે.

૨. જે વકીલને મુંબઇની હાઇકોર્ટમાંથી સનદ મળી હશે તેહેને છઠ્ઠી કલમમાં લખ્યા મુજબ જામીની ખત લખી આપ્યાથી પરિક્ષા લીધા વગર સદરહુ કોર્ટમાં વકીલાત કરવા દેવામાં આવશે.

૩. બારીસ્ટર, તથા આટેરની, તથા ઉપર લખેલા સનદી વકીલ શિવાય જે માણસને કાઠીયાવાડ પ્રાંતની કોર્ટમાં વકીલાત કરવાની મરજી હોય, તેણે અગાઉથી પોલીટીકલ એજંટ સાહેબ પાસેથી સનદ લેવી જોઇએ; અને તે સનદો ઉમેદવારોની હુશીયારી બાબત નીચે ઠરાવેલી કમીટીનો રીપોર્ટ આવ્યા બાદ આપવામાં આવશે.

૪. કમીટીમાં એક પોલીટીકલ આસીસ્ટંટ સાહેબ, એક એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ તથા પોલીટીકલ એજંટ સાહેબ ત્રીજો એક ગૃહસ્થ ઠરાવે તે, એ રીતે ત્રણ અધિકારી મુકરર કરવામાં આવશે.

૫. એ કમીટી દરવરશે યા જરૂર પડે તો તેથી થોડી મુદતે મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ જે તારીખ મુકરર કરે, તે દીવસે રાજકોટ મુકામે ભરાશે.

૬. દરેક ઉમેદવારે પરિક્ષામાં દાખલ થવાસારૂ પોતાની સારી ચાલચલગત બાબતનું એક સરટીફીકેટ બે માતબર ગરાશીઆ અથવા બીજા ગૃહસ્થોની સહીનું તથા સનદ મળ્યા બાદ તે શખસ વકીલાતના કામમાં સારી રીતે ચાલશે. એહેવું તે બંનેનું આ સાથેના નમુના મુજબ જામાની ખત એહેવા બે દસ્તાવેજ પરિક્ષાની તારીખથી એક મહીનો અગાઉ કમીટીને મોકલવા સારૂ પોલીટીકલ એજંટ સાહેબ તરફ મોકલવા.

૭. સદરહુ સર્ટીફીકેટ તથા જામીની ખત દુરસ્ત છે, એવી કમીટીને ખાતરી થયા બાદ તે ઉમેદવારોની ચાલતા ધારા મુજબ કમીટી પરિક્ષા લેશે.

૮. પરિક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામ કમીટી તરફથી લખાઇ આવે. કાઠીયાવાડ પ્રાંતની હરેક કોર્ટમાં વકીલાત કરવા બાબત પોલીટીકલ એજંટ સાહેબ દરેકને સનદ આપશે.

૯. મુંબઇ ઈલાકાની કોર્ટમાં વકીલોની ફીનો જે દર ચાલેછે તે પ્રમાણે અહીં ચલાવવામાં આવશે; પણ ફકત પોલીટીકલ એજંટ સાહેબ પોલીટીકલ આસીસ્ટંટ સાહેબ, તથા એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબોની કોર્ટમાં દાવાના બીજા ખરચની સાથે એ ફીનો ખરચ મેળવવામાં આવશે.

કોઇપણ પોતાના વકીલ સાથે ખાનગી કરાર કરે તેહેને આ કલમ ઉપરથી હરકત છે, એહેવું સમજવું નહીં; પરંતુ મુકરર થયલી ફી કરતાં એ કરારનો આંકડો વધારે હશે, તો તે દાવાના ખરચની સાથે મેળવવામાં આવશે.

આ કલમ પેલીટીકલ કામોને લાગુ નથી,

૧૦. કોઈ પણ વકીલ ઉપર વકીલાતનાં કામમાં દગો અથવા બદચાલનો મુદ્દો સાબીત થશે, તો પોલીટીકલ એજંટ સાહેબ તેની સનદ બંધ કરશે અથવા રદ કરશે એટલુંજ નહીં પણ પોલીટીકલ એજંટ સાહેબ તથા કોઈ પોલીટીકલ આસીસ્ટંટ સાહેબ તેને રૂપીયા ૪૦૦ સુધી દંડ કરી તેનીવતી તેના જમાનીદાર પાસેથી તે દંડ વસુલ કરશે.

૧૧. સદરહુ ગુન્હા બાબત દીવાની યા ફોજદારી મુકદમો તે વકીલ ઉપર ચાલનાર હોય, તો તે ઉપરની કલમમાં લખેલી સજા થવાને લીધે બંદ રેહેશે નહીં.

૧૨. જે વકીલે કોઇપણ કામમાં એક પક્ષકારનું કામ એકવાર ચલાવ્યું હશે, તો તેજ મુકદમામાં મુળ અસીલની મરજી હશે તથા તે કામ બીજી કોર્ટમાં ચાલવાનું હશે, તોપણ તેને સામા પક્ષકારનું કામ ચલાવવા દેવામાં નહીં આવે.

૧૩. બાવીસ વર્ષથી ઓછી ઉંમરના ઉમેદવારને એ પરિક્ષામાં દાખલ કરવામાં આવશે નહીં.

૧૪. આધાર પોલીટીકલ તથા દિવાની કામોને લાગુ છે.

તારીખ ૨૫ મી આગષ્ટ સને ૧૮૬૬ ની જાહેરખબરમાં ફોજદારી કોર્ટ મધે કેદીના તરફથી વકીલ લેવાનો ખુલાસો કરવામાં આવેલ છે.

૧૫. વકીલોની બે પરીક્ષા થઇ રહ્યાબાદ કાઠીયાવાડના દિવાની ધારામાંથી કલમ ૧૦ ના પેટાની નીચે લખેલી સાતમી કલમ રદ સમજવી.

"કોઇ અરજદારના કુટુંબનાં માણસો; અથવા તેના નોકર; પરંતુ તેમાંનો જો કોઈ શખ્સ વકીલાતનો ધંધો કરતો હોય યા અરજદારની પાસે ફક્ત કચેરીમાં મુકદમો ચલાવવા વાસ્તે નોકર રહ્યો હોય તો તેવા શખ્સને કબુલ કરેલા મુખત્યારમાં ગણવામાં નહીં આવે."

આર. એચ. કીટીંજ,

પોલીટીકલ એજંટ.

મુ૦ ગોંડલ, તા૦ ૧ મે સને ૧૮૬૭.

10 c g

આંક ૧૯ પાનું. ૧૨૧ તા૦ ૨૫ જુલાઈ સને ૧૮૬૭.

# જાહેરખબર.

કોઇ સ્વસ્થાનનાં માણસો દરબારી પરવાના સહીત અમદાવાદ ગયા છતાં તેમને ત્યાંહાંના માજીસ્ત્રેટ સાહેબ રોકત કર્યા બાબત અહીંથી તેઓ સાથે લખાણ ચાલતાં છેવટ તેમની શેરાયાદ તારીખ ૨૮ જુન સને ૧૮૬૭ ની આવતાં આ પ્રાંતના સર્વે રાજાઓ તથા તાલુકદારો તરફ ખબર આપવામાં આવે છે કે, પોતાની શીબંદીનાં માણસો, તે તરફ મોકલવાં પડે ત્યારે પ્રત્યેક માણસોને, તેનાં હથીયાર સારૂ જુદા જુદા પરવાના આપવા, ઘણાં માણસો વચ્ચે એકજ પરવાનો આપવો નહીં અગર તેમ થશે તો અમદાવાદના માજીસ્ત્રેટ સાહેબ લખેછે કે તેમના હથીયારો જપ્ત કરવામાં આવશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૨૦ જુલાઈ સને ૧૮૬૭ ઇસ્વી.

---

આંક ૩૪ પાનું ૧૪૧ તા૦ ૨૯ આગષ્ટ સને ૧૮૬૭.

પશ્ચીમપ્રાંત.

# સરક્યુલર.

કાઠીયાવાડના ઇન્સ્પેક્ટિંગ પોસ્ટમાસ્તર સાહેબની હાલમાં યાદ આવ્યાથી આ પ્રાંત ખાતાના તાલુકદારોને આ સરક્યુલરથી ખબર આપવામાં આવેછે કે ટપાલ ખાતાના સરકારી હલકારા ખીન પરવાને પોતાની પાસે તલવાર તથા છુરી રાખે તો હરકત ન સમજતાં સરકારી માણસ જાણી અટકાયત કરવી નહીં.

એચ. ટી. હેબર્ટ,

તા૦ ૧૩ આગષ્ટ સને ૧૮૬૭.

પોલીટીકલ આસીસ્ટંટ.

આંક ૩૫ પાનું. ૧૪૫ તા૦ ૫ સપટેંબર સને ૧૮૬૭.

# જાહેરખબર.

આકટીંગ પોલીટીકલ એજંટ સાહેબ પાસે ઘણી વખત નનામી અરજીઓ આવે છે માટે તેવી અરજીઓ મોકલનારને ખબર આપવામાં આવેછે કે એવી અરજીઓ ઉપર કાંઈપિણ ધ્યાન આપવામાં આવતું નથી જે કોઇને કાંઈ જાહેર કરવાનું હોય, તેને સહી કરીને લખી મોકલવાની છુટ છે ; અને તે પ્રમાણે કરવાથી તેનો તપાસ કરવામાં આવશે; તે શિવાય બીજી રીતે કાંઈપિણ કરવામાં નહીં આવે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૨૦ આગષ્ટ સને ૧૮૬૭.

---

આંક ૧૦ પાનું ૩૯ તા૦ ૫ માર્ચ સને ૧૮૬૮.

# સરક્યુલર નંબર ૬.

અપીલો દાખલ કરવામાં ઘણો તફાવત થતો માલમ પડેછે માટે હેઠળ લખેલા ધારાઓ પ્રમાણે અમલ થવા ધ્યાનમાં રાખવા જોઈયેઃ—

હાલમાં પક્ષકારો તરફથી પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં જે અપીલો દાખલ કરવામાં આવેછે તે કાઠીયાવાડ પ્રાંતના દિવાની કામ ચલાવવાની રીતના ધારાની કલમ ૧૪૬ ઉપર સુરત નહીં રાખતાં દાખલ કરવામાં આવેછે એવું માનીને કે એ ધારામાં જે ૬૦ દિવસની મુદત આપેલી છે તે નીચલી કોર્ટના ઠરાવની નકલ મળ્યાનો તારીખથી ગણાશે. આ તથા બીજી ગેરસમજુતીઓ થતી અટકાવવા સારૂ નીચે લખેલા ધારા ઠરાવવામાં આવ્યા છેઃ—

પ્રાંતની કોર્ટમાં મુકદમાનો ફેસલો થઈ જે હુકમનામું થવામાં આવે તે જો બંને પક્ષકારો રજુ હોય તો તેમને કોર્ટ રૂબરૂમાં સંભળાવવું અગર હાજર નહીં હોય તો હુકમનામું થયાની તારીખથી દીન ત્રણની મુદતમાં નોટીસો લખી પક્ષકારોને ખબર આપવી.

પક્ષકારોને ઠરાવની નકલ જોઈતી હોય તો તેમણે તે ઠરાવ થયાની તારીખથી દિવસ ૧૦ ની અંદર પોતાની દરખાસ્ત દાખલ કરવી.

પ્રાંતની કોર્ટોએ પક્ષકારોની દરખાસ્ત દાખલ થયાની તારીખ પછી દિવસ ૧૦ ની અંદર ઠરાવની નકલ આપવી; તથા તેમના પાસે હમેશ મુજબ લખાઇ ખર્ચ લેવું; વ કાઠીયાવાડ એજન્સી ગેઝેટ તારીખ ૪ માર્ચ સને ૧૮૬૭ નંબર ૧૩ માં માં પ્રસિદ્ધ કરેલા સરકયુલર મુજબ નકલ માગવાની અરજી કરવાની, તથા નકલ આપ્યાની તારીખો જણાવવી. નકલ મળવા અરજ કરવાની તારીખથી નકલ આપ્યાની તારીખ સુધીના દિવસો ઠરાવેલો ૬૦ દિવસની મુદ્દત ઉપરાંત મુજરે આપવામાં આવશે.

દુરસ્ત કરવા સારૂ કોઇ અપીલ પાછી આપવામાં આવી હોય તે દીન ૧૫ ની મુદ્દતમાં દુરસ્ત કરી પાછી દાખલ કરવી જોઇયે નહીં તો તે પાકા સબબ વિના દાખલ કરવામાં આવશે નહીં.

પક્ષકારથી અપીલ દાખલ કરવા જાતે હાજર નહીં થઈ શકાય તેવું હોય તો તેણે અધિકારીની સહીનું મુખત્યારનામું આપી દાખલ કરાવવી.

પ્રાંતની કોર્ટોમાં આજે વખત મુકદ્દમાનો નંબર આપવામાં આવતો નથી પણ તે સઘળા મુકદ્દમાઓમાં જરૂર આપવો જોઇયે.

જે ઠરાવ અગર હુકમ ઉપર અપીલ કરવી હોય તે ઠરાવ અગર હુકમની અધિકારીની સહી સુદ્ધાંતની નકલ અપીલ સાથે દાખલ કરવી જોઇયે. સહી સુદ્ધાંતની નકલ સામેલ નહીં હોવાથી અપીલ પાછી આપવામાં આવશે; તથા ફરી તે સહી સુદ્ધાંતની નકલ સાથે દાખલ કરવામાં આવશે તો એ બીજીવાર આપેલી અપીલ જાણે પ્રથમજ દાખલ કરી હોય અને જે રીતે મુદ્દત ગણવામાં આવત તે રીતે મુદ્દત ગણવામાં આવશે અને પહેલી તથા બીજી અપીલની દરમીયાનમાંના દિવસો મુજરે આપવામાં આવશે નહીં.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
આક્ટિંગ પોલીટીકલ એજંટ.

મુ૦ રાવલ, તા૦ ૧૯ ફેબ્રુઆરી સને ૧૮૬૮.

આંક ૨૪ પાનું ૧૦૯ તા૦ ૧૧ જુન સને ૧૮૬૮.

# સરક્યુલર શેરા નંબર ૪૩૪.

### સર્વ તાલુકદાર તરફ.

સરકાર તરફથી જે તાલુકદારને અખત્યાર આપ્યા છે તેહેમાં કોઈ કોઇ જગોએ કોર્ટે સ્થાપન થઇ છે પણ અહીં આપના તાબાના કેટલાએક લોકો ફરીયાદ આવેછે તેમને ત્યાંહાંની કોર્ટના છેવટ હુકમનું પુછતાં મળ્યો નથી કહેછે. વાસ્તે આપને તાકીદ આપવાની કે પહેલી, બીજી, ત્રીજી, ચોથી પાંચમી કલાસના સ્વસ્થાનો તથા તાલુકદારોને અલાહેદા શેરાથી, ખબર આપવામાં આવી છે અને હવે છઠ્ઠા, સાતમા કલાસના તાલુકદારોને લખવાનું કે દીવાની ફોજદારી મુકદ્દમાનું છેવટ આણી તેના વાજબી હુકમ થવા જોઈયે તે થઈ તેની સહી સુદ્ધાંતની નકલો અરજદારને તમારે ત્યાંહાંથી મળવી જોઈયે કે તે જોઈ તેહેને તુરત જવાબ દેવામાં આવે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૭ મે સને ૧૮૬૮.

---

આંક ૨૬ પાનું ૧૨૧ તા૦ ૨૫ જુન સને ૧૮૬૮.

# સરક્યુલર નંબર ૧૧ સને ૧૮૬૮.

### સર્વે પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

સર્વેને જાણ થવા સારૂ જાહેરખબર આપવામાં આવે છે કે દીવાની કામમાં સાક્ષી સારૂ કોઈ શાહેદને કોઇ પક્ષકાર તરફથી પ્રાંતની કોર્ટમાં બોલાવવાની જરૂર પડે, ત્યારે તેને ઘરેથી આવતાં જતાના તથા જેટલા દીવસ કામ સારૂ કોર્ટમાં રોકાવું પડે તેટલા દીવસનું તેને કોર્ટના હુકમથી તે પક્ષકાર તરફથી ભાથું અપાવવું.

૨. આવવા જવાના દીવસો ગણવામાં પ્રાંતના અધિકારી સાહેબોએ દર દીવસે પંદર માઇલ પ્રમાણે કુચના દીવસો ગણવા; અને સરકારે ઠરાવેલા દર પ્રમાણે ભાથું અપાવવું.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૩ જુન સને ૧૮૬૮.

આંક ૨૬ પાનું ૧૨૧ તા૦ ૨૬ જુન સને ૧૮૯૮.

# સરક્યુલર નંબર ૧૦ સને ૧૮૯૮.

## કાઠીયાવાડના સર્વે પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો તરફ.

માગ ગુદસ્તની તારીખ ૧૬ નંબર ૩ ના સરક્યુલરના સંબંધમાં ખબર આપવામાં આવે છે કે, તેહમાં પાસ વિશે જે ઠરાવવામાં આવ્યું છે તે આ પ્રાંતની હદ છોડી બીજે ઠેકાણે જાય, તે લોકોને તેવા પાસ આપવાસારૂ છે.

તાલુકાઓની સિબંદી વીગેરેને સારૂ પાસનો નવો નમુનો કરવાનો વીચાર ચાલેછે માટે તે તૈયાર થતાં સુધી આ પ્રાંતના જુદા જુદા તાલુકાઓમાં હાલ જે નમુનાના પાસ વાપરે છે, તેહેવા વાપરવા દેવા. આ પ્રાંત છોડી બીજે ઠેકાણે જે લોકો જાય તેઓને તથા જેઓ, તાલુકદારોની સીબંદી અગર પસાયતાની નોકરીમાં ન હોય, તે લોકોને આપવાના પાસનો નમુનો નીચે પ્રમાણે હોવો જોઇયેઃ—

તાલુકાની મોહોર.

તાલુકે            તરફથી નીચે લખેલા શખ્સોને નીચે લખ્યાં હથીયારો

થી            સુધી બાંધવાનો આ પરવાનો આપવામાં આવ્યો છે.

| નંબર. | નામ તથા બાપનું નામ. | જાત તથા રેહેવાસી. | નીશાનીની વીગત. | ધંધો. | હથીયારોની વીગત. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | તરવાર. | બંદુક. | પીસ્તોલ. | છરી કટારી. | ભાલો વીગેરે. |
| ૨૧૨ | જાફર વલદ બહાદર. | સીંધી, લીંબોડા તાલુકે બાંટવા. | ઉંચો, ડાબાગાલપર કાળું ચાઠું વીગેરે. | એડ. | ૧ | .. | .. | ૨ | .. |

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૨૩ જુન સને ૧૮૯૮.

આંક ૨૮ પાનું ૧૨૮ તા૦ ૯ જુલાઈ સને ૧૮૯૮.

# જાહેરખબર.

સર્વેને જાણ કરવામાં આવે છે કે નાટપેડ અરજીઓ તથા કાગળો અમારાં નામપર મોકલવામાં આવશે તે આયંદે રાખવામાં આવશે નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

મુ. રાજકોટ, તા૦ ૧ જુલાઈ સને ૧૮૯૮. પોલીટીકલ એજંટ.

---

આંક ૨૮ પાનું ૧૨૯ તા૦ ૯ જુલાઈ સને ૧૮૯૮.

# સરક્યુલર નંબર ૧૪ સને ૧૮૯૮.

**કાઠીયાવાડ પ્રાંતના સર્વે પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.**

મોહોટા તાલુકદારો તરફથી નાહાના ગીરાશીયાઓની જમીન ગીરો રાખવાના અને કેટલીકવાર અઘાટ લખાવી લેવાનાં યત્ન ચાલેછે એવા દાખલા અમને ઘણા મળી આવ્યા છે તેનો અટકાવ કરવાની અમારી નજરમાં જરૂર છે.

કોઈ ગીરાશીયાની પોતાની જમીન ગીરો મુકવાની જરૂર પડે તો તે કોઈ વેપારી યા નાણાવટીને ત્યાંહાં મુકવાને તે મુખત્યાર છે કેમકે તેમ થવાથી તે પોતાની જમીન ગમે તે વખતે પાછી છોડાવી શકશે પણ કોઈ તાલુકદારને ગીરો લખી આપે તો તેહેમાં ફેર છે કેમકે તેમ થવાથી કેટલીક મુદતે તે જમીન તે તાલુકદારની જમીન સાથે સેળભેળ થઈ જશે, પછી તે ભળી ગયાની વાત સાબેત કરવાને તથા છોડવવાને ઘણું મુશ્કેલ થઈ પડશે.

એટલામાટે કોઈ ગીરાશીયો પોતાની જમીન કોઈ તાલુકદારને લખી આપવા બાબત અરજી કરે તો તેમ કરવાને તેહેને એકદમ મના કરવી; અને તે તાલુકદારને કર્નલ વાકર સાહેબ સાથે તાલુકદારોએ સને ૧૮૦૭ ના અકટોબર માસમાં જે કરાર કર્યો છે તેની કલમ ૧ તથા કલમ ૪ થી જાણમાં લાવવી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ,

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

મુ. રાજકોટ, તા૦ ૨ જુલાઈ સને ૧૮૯૮.

આંક ૨૯ પાનું ૧૩૨ તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૬૮.

# જાહેરખબર નંબર ૧૯.

તારીખ ૯ મી જુલાઇ સને ૧૮૬૮ના એજન્સી ગેઝેટમાં ના૦ ૧૪ નો સરક્યુલર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેની પુરવણીમાં પોલીટીકલ એજંટ સાહેબ ખબર આપે છે કે આ પ્રાંતમાં ગરાસાની જમીન જુદા જુદા તાલુકદારો નીચે દબાઈ જાય નહીં; તેનો વિશેષ સંભાળ રહે એ કારણ માટે હવે પછી કોઇ શાહુકાર યા બીજો કોઈ તેવી જમીન ગીરો રાખે ત્યારે તે રાખ્યાની તારીખથી એક મહીનાની મુદતની અંદર તેણે એજન્સી કોર્ટમાં તેનું રજીષ્ટર કરાવવું જોઇયે, તે શિવાય એ કોર્ટ તેને ગીરોની મીલકત કરી જાણશે નહીં. ગીરોવાળી મીલકત પર જેટલાં નાણા ધીરવામાં આવે તેહેની જેટલી ઇન્સ્ટીટ્યુશન ફી થાય તે દર પ્રમાણે રજીસ્ટર કરામણીની ફી લીધામાં આવશે એબાબતના રજીષ્ટરો પ્રાંતખાતે આસીસ્ટેન્ટ સાહેબોએ પોતાની કચેરીમાં રાખતાં તેનું દર મહીને પત્રક હજુરમાં મોકલવું.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૧૩ જુલાઇ સને ૧૮૬૮.

---

આંક ૩૦ પાનું ૧૩૬ તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૬૮.

# સરક્યુલર નંબર ૧૫.

કાઠીયાવાડ પ્રાંતના સર્વે પોલીટીકલ આસિસ્ટંટ સાહેબો તરફ.

મુલકી, દિવાની અગર ફોજદારી કામ પૈકી કોઈ કાગળની અગર શેરાની, યા હુકમ, યા હુકમનામાની કાંઈ કામના પુરાવા સારૂ અગર બીજાં કારણસર સહી સુદ્ધાંની નકલ કોઈ પક્ષકાર તરફથી માગતાં તે આપવામાં આવે તો તેવી દરેક નકલે રૂપિયો એક પ્રમાણે ફી લેવી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૧૪ જુલાઇ સને ૧૮૬૮.

આંક ૩૧ પાનું ૧૪૧ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૬૮.

# જાહેરખબર.

### નંબર ૨૧ સને ૧૮૬૮.

આવતા આગષ્ટ માસની તારીખ ૧ થી નીચે લખેલી બાબત સંબંધીની તમામ જાહેરખબરો ખાનગી જાહેરખબરો તરીકે છાપી તેની છપામણીના પૈસા લેવામાં આવશેઃ—

હરાયાં ઢોર બાબત.

મુસાફરો ગુજરી જતાં તેના માલ બાબત.

હથીયાર બાબતના ઓવાઈ ગએલા પરવાના બાબત.

જે તાલુકા તરફથી એ જાહેરખબરો છપાવવામાં આવે તેમણે પેહેલી બે બાબતના પૈસા દાવેદાર પાસેથી અગર માલની હરરાજીની ઉપજમાંથી તથા ત્રીજી બાબતના પૈસા તે પરવાના ઓનારનો જે દંડ કરવામાં આવે તેહેમાંથી વસુલ કરી લેવા.

**ડબલ્યુ૦ ડબલ્યુ૦ આંડરસન,**
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૭ જુલાઈ સને ૧૮૬૮.

---

આંક ૩૧ પાનું ૧૪૧ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૬૮.

# જાહેરખબર.

### નંબર ૨૨ સને ૧૮૬૮.

પ્રાંત ખાતાના તથા બીજા અધિકારીઓ તરફ એજન્સી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવાના જે કાંઇ સરક્યુલરો તથા જાહેરખબરો વીગેરે હોય તે સઘળા કાગળો તે આંકની પેહેલાંના મંગળવારની સાંઝસુધીમાં પોહોંચે એ રીતે મોકલવા જોઇએ નહીંતો તે તે આંકમાં પ્રસિદ્ધ નહીં થતાં બીજે આંક નીકળતાં સુધી પડી રેહેશે.

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૭ જુલાઇ સને ૧૮૬૮.

આંક ૩૧ પાનું ૧૪૧ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૯૮.

# સરક્યુલર નંબર ૨૭ સને ૧૮૯૮.

**કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના સર્વે અધીકારી સાહેબો તરફ.**

હુકમનામા તથા હુકમોની નકલ મળવાની અરજી દાખલ કર્યા વિગેરેની તારીખ તે નીચે લખાવા બાબત નંબર ૫ તારીખ ૨૦ માર્ચ સને ૧૮૯૭ નો સરક્યુલર કરવામાં આવેલો છે. પણ તે પ્રમાણે ન હોવાથી ધણીએકવાર લખાણ કરવું પડે છે; તેથી બહુ હરકત આવે છે માટે તેપર લક્ષ આપવા આ સરક્યુલરથી ફરી સુચના આપવામાં આવે છે.

૨. જો અરજદાર જોઇતી ફી આપીને પછી સ્ટેસન છોડીને જાયતો પ્રાંતમાં તેનાથી જે નજીક થાણું હોય તેની મારફત પરભારી ડાકમાર્ગે તે નકલો મોકલી દેવી.

૩. જો કોઈ આફીસથી એ તારીખો લખવાની ચુક કરવામાં આવશે તો ડાક ખર્ચ જે અપીલના વાદીઓથી લીધામાં આવેછે તે હવેથી એ ઓફીસ પાસેથી લીધામાં આવશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

મુ. રાજકોટ, તા૦ ૨૭ જુલાઇ સને ૧૮૯૮.

---

આંક ૩૧ પાનું ૧૪૦ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૯૮.

# જાહેરખબર નંબર ૨૦ સને ૧૮૯૮.

કેદી ખોરાકના પૈસા વસુલ કરવાને હમેશ પ્રાંતના અધીકારીઓને લખવામાં આવેછે, પરંતુ કેટલાએક તાલુકદારો એ અવેજ પ્રાંતખાતે ભરેછે, અને કેટલાએક હજુર ત્રેજરીમાં પરભાર્યા ભરેછે અને તેથી કરીને પ્રાંતખાતે તેનો બરોબર હીસાબ રહી શકતો નથી અને બાકી વસુલ કરવાસારૂ જ્યારે પ્રાંતખાતે લખવામાં આવેછે, ત્યારે ત્યાંહાંથી વારંવાર વીગતવાર હીસાબ મંગાવે છે; અને તે મોકલવાની ફરજ પડેછે જેથી કરીને વગર કારણે મેહેનત અને કાળ ગુમાવવો પડેછે માટે આ

ઉપરથી ખબર આપવામાં આવેછે કે કેદી ખોરાકી બાબતના તમામ પૈસા (અગર હજુર ત્રેજરીમાં ભરવા હોય તોપણ) પ્રાંતના અધિકારી મારફત ભરવા જોઇયે.

ડબલ્યુ૰ ડબલ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૭ જુલાઇ સને ૧૮૬૮.

---

આંક ૩૧ પાનું ૧૪૨ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૬૮.

# સરકયુલર નંબર ૨૬ સને ૧૮૬૮.

## પ્રાંતખાતાના સર્વે અધીકારી સાહેબો તરફ.

કોઇપણ બાબતસર જાહેરખબર વિગેરે કાંઇ છપાવવું હોય છે ત્યારે તાલુકદારે વિગેરે તરફથી આવેલા અસલ તુમારો મોકલવામાં આવેછે અને તે ઉપરથી નવી જાહેરખબર તૈયાર અહીં કરવી પડેછે જેથી કરીને હજુર ઓફીસને તથા ગેઝેટ ઓફીસને મેહેનત પડતાં ઘણો નકામો વખત રોકવો પડેછે. માટે આયંદેથી આપે મેહેરબાની કરીને જેવી રીતની જાહેરખબર ગેઝેટમાં છપાવવી હોય તેવી રીતની આપની ઓફીસમાંજ તૈયાર કરાવીને મોકલવાનો રીવાજ રખાવવો જોઇયે.

ડબલ્યુ૰ ડબલ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૨૭ જુલાઇ સને ૧૮૬૮.

---

આંક ૩૩ પાનું ૧૪૯ તા૦ ૧૩ આગષ્ટ સને ૧૮૬૮.

# સરકયુલર.

## પ્રાંત ખાતાના સર્વે અધીકારી સાહેબો તરફ.

પ્રાંતમાંથી કોઈ પક્ષકાર પોતાનાં કામના પુરાવામાં રજુ કરવા સારૂ કોઈ બીજા કામ માંહેના કાગળ અથવા કાગળોની નકલો માગે છે ત્યારે પ્રાંત ખાતેથી ઘણી વાર તે અસલ કામ મંગાવવામાં આવે છે પણ આવી રીતે ફકત નકલોજ આપવા સારૂ કામ મંગાવેથી તે કામને ટપાલનાં જોખમમાં મુકવું પડેછે એટલુંજ નહીં

પણ એ થકી દફતરખાનાનું કામ વધે છે. માટે આયંદેથી કોઈ પણ કામ માંહેલા કાગળોની નકલ કોઈ પક્ષકાર તરફથી માગે ત્યારે તેવા કાગળોની નકલ આપવી મુનાસબ છે કે નહીં તેનો તે અધિકારીએ વિચાર કરી દફતરખાતાના આજમ પ્રેસીડેન્ટ તરફ લખવું એટલે ઊમેદવાર પાસેથી નકલ કરાવી મોકલશે.

એવી નકલોની લખાઈ વિગેરેની ફી નકલો લેનારને આપવી પડશે. આ ઉપર કોઈ અધિકારીને કાંઈ દાખલા સારૂ કોઇ કામ અસલ જોવાની મરજી હોય તો તે મંગાવવાની હરકત નથી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. **આંડરસન,**
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૫ આગષ્ટ સને ૧૮૬૮.

---

આંક ૩૩ પાનું ૧૪૯ તા. ૧૩ આગષ્ટ સને ૧૮૬૮.

# સરક્યુલર.

## કાઠીઆવાડ પ્રાંતના સર્વે તાલુકદારો તરફ.

તાલુકદારો તરફથી પરદેશી મકરાણી વિગેરેને નોકરીથી રજા આપવામાં આવેછે ત્યારે તેમને કાઠીયાવાડ પ્રાંતની હદબાહાર કરવા જોઇએ તેમ કરવામાં આવતું નથી અને તેમના પાસેથી હથીયારો પણ લઇ લેવામાં આવતાં નથી તેથી તેઓ હથીયારબંધ મુલકમાં ફરી જ્યારે કોઈ પુછે છે ત્યારે તેઓ જે તાલુકાથી નોકરીથી રજા મળી હોય તેનું નામ દઇ નોકરી સારૂ ફલાણે તાલુકે જાઊં છઊં એવું બતાવેછે અને એવા લોકો ઘણા રખડતા ફરતા જોવામાં આવેછે પણ એ ઘણું નુકસાનકારક છે માટે આયંદેથી એવા પરદેશીઓને કોઇપણ તાલુકદાર તરફથી રજા આપવામાં આવે ત્યારે તેનાં હથીયાર લઇ લેવાં એટલુંજ નહીં પણ તેનો પગાર વીગેરે ચુકાવી આપી તેનાજ ખર્ચથી તેને કોઇ બંદરેથી કાઠીયાવાડની હદપાર કરવો જોઇએ. અગર એમ કરવામાં કોઈ તાલુકદાર તરફથી ગફલત કરવામાં આવતાં એવા માણસથી કદી કાંઇ નુકસાન થશે તો તેની જવાબદારી તે તાલુકદારને માથે રેહેશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. **આંડરસન,**
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા. ૫ આગષ્ટ સને ૧૮૬૮.

આંક ૩૩ પાનું ૧૫૦ તા૦ ૧૩ આગસ્ટ સને ૧૮૯૮.

" ઉત્તરપ્રાંતના સર્વે તાલુકદારો તથા ભોમીયા તથા ગરાશીયા વીગેરેએ તા૦ ૮ જુન સને ૧૮૬૫ આંક ૨૨ ના એજન્સી ગેઝેટમાં પાને ૯૪ મે નંબર ૪ નો જે સરકયુલર સગડ ચલાવવા વિશે છપાયલો છે તે ઉપર લક્ષ આપવું એ સરકયુલરમાં ફરમાવ્યા મુજબ અમલ કરવામાં કોઈના તરફથી કસુર થઈ હશે તો વળતર અપાવવામાં આવશે નહીં.

ડબલ્યુ. પાર,

ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટેન્ટ.

મુ૦ વઢવાણ સ્ટેસન તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૯૮.

---

આંક ૩૩ પાનું ૧૫૦ તા૦ ૧૩ આગસ્ટ સને ૧૮૯૮.

# સરકયુલર.

## પ્રાંત ખાતાના સર્વે અધીકારી સાહેબો તરફ.

હુકમનામા વિગેરેની નકલો આપતી વખતેજ ઇંગ્રેજી તથા ગુજરાતી નકલો મળવાની એકી વખતે માગણી કરે તો તેની સહી બાબતની જુદી જુદી ફી લેવાની જરૂર નથી; પણ બંને મળી એકજ એટલે એક રૂપીયો લેવો. પણ જો જુદી જુદી વખતે એક પછી એક નકલ માગે તો તે બંનેની જુદી જુદી ફી લેવી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૫ આગષ્ટ ૧૮૯૮.

---

આંક ૩૫ પાનું ૧૫૭ તા૦ ૨૭ આગષ્ટ સને ૧૮૯૮.

# સરકયુલર નંબર ૨૯ સને ૧૮૯૮.

કાઠીયાવાડ "પોલીસ કલોધીંગ" તથા "સુપરન્યુ એશન ફંડ" હવે પછે હેડ હાફીસમાં રાખવામાં આવશે. સરકારી પોલીસ પાસેથી સદરહુ બાબત પરભાર્યું, કાપવામાં આવશે અને લોકલ પોલીસ પાસેથી જે કાપવામાં આવે તેનો હીસાબ લોકલ

પોલીસના અધિકારીઓએ દરમહીને પોતપોતાની પ્રાંતના અધિકારી સાહેબ માર-ફત હેડ હાફીસમાં મોકલતા જવું. સદરહુ પોલીસ માટે પોશાક અને બીજી જરૂરી ચીજો જોઈયે તેની યાદી પ્રાંતની હાફીસોમાંથી હેડ હાફીસમાં મોકલવી એટલે તમામ સામાન હેડ હાફીસમાંથી પુરો પાડવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
મુ૦ રાજકોટ, તા૦ ૧૦ આગષ્ટ ૧૮૬૮.

---

આંક ૩૫ પાનું ૧૫૮ તા૦ ૨૭ આગષ્ટ સને ૧૮૬૮.

## સરક્યુલર નંબર ૩૩ સને ૧૮૬૮.

### પ્રાંત ખાતાના સર્વે અધીકારી સાહેબો તથા તાલુકદારો વીગેરે તરફ.

કોઈપણ કામમાં પુરવા સારૂ અગર દાખલા સારૂ રજુ કરવા કોઈ કાગળની કે હુકમની સહી સુદ્ધાંતની નકલ કોઇ પક્ષકારને જોઈતી હોય તો જે કામમાં તે કાગળ રજુ કરવા હોય; તે જે કોર્ટમાં કામ ચાલતું હોય; તે કોર્ટના અધિકારીની મારફત નકલ માગવી; પરભારી માગેથી આપવામાં નહીં આવે.

૨. ઉપર પ્રમાણે કોઇ પક્ષકાર તરફથી નકલ માગવામાં આવે, અધિકારીએ તે નકલ આપી શકાય એવી છે કે નહીં તેનો પક્કો વિચાર કરીને આગળ લખાણ કરવું.

૩. અધિકારીઓએ યાદ રાખવું જોઈએ કે પોલીટીકલ યા રાજ્યપ્રકરણી કામના કાગળોની નકલ આપવાનો ધારો નથી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા૦ ૧૯ આગષ્ટ ૧૮૬૮.

---

આંક ૩૬ પાનું ૧૯૧ તા૦ ૩ સપ્ટેંબર સને ૧૮૯૮.

# સરક્યુલર નંબર ૩૫ સને ૧૮૯૮.

પેહેલા તથા બીજા કલાસના તાલુકદારો તરફથી એજન્સીની કોર્ટોમાં જે મુખ્ત્યાર વકીલો રહેછે તેમના તરફથી જે યાદો વીગેરે દાખલ કરવામાં આવેછે તેમાં તેમના વતી તેમના હાથ નીચેના અગર બાજે વખત બીજા માણસો સહી કરેછે પણ એવી સહી મંજુર રાખવામાં આવશે નહીં. જેનાં નામનો તાલુકદારો તરફથી મુખત્યારીનો કાગળ દાખલ થયો હશે તેની સહી મંજુર ગણવામાં આવશે.

* * * * * * * * *

ડબ્લ્યુ૰ ડબ્લ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ૰ રાજકોટ, તા૦ ૧ સપ્ટેંબર સને ૧૮૯૮.

---

આંક ૩૯ પાનું ૧૮૭ તા૦ ૨૪ સપ્ટેંબર સને ૧૮૯૮.

# સરક્યુલર નંબર ૩૯ સને ૧૮૯૮.

જુનાં ખતો માસ બેની મુદતમાં રજીષ્ટર કરવા બાબતમાં નંબર ૩૨ તારીખ ૧૨ આગષ્ટ સાલગુદસ્તનો સરક્યુલર એજન્સી ગેઝેટ આંક ૩૫ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેવિશે વિશેષ ખુલાસો કરવામાં આવેછે કે જુનાં ખતો રજીષ્ટર કરાવવાં એ તે ધણીની પોતાની ખુશી ઉપર છે.

જે ખતો રજીષ્ટર થયાં હશે તે પ્રથમ દર્શની પુરાવામાં ગણવામાં આવશે; અને જે ખતો રજીષ્ટર નહીં કરાવ્યાં હશે તેવાં ખતો સાક્ષી પુરાવાથી સાબીત કરી આપ્યા શિવાય પુરાવામાં દાખલ કરશે તો તે ઉપર વજન રાખવામાં આવશે નહીં.

ડબ્લ્યુ૰ ડબ્લ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૧૫ સપટેંબર સને ૧૮૯૮.

---

આંક ૪૫ પાનું ૨૨૨ તા૦ ૫ નવેંબર સને ૧૮૯૮.

## જાહેરખબર.

પશ્ચીમ પ્રાંતની અને પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટો નજીક નજીક છે સબબ તે પ્રાંતના વકીલોને હજુર કોર્ટમાં તેમજ હજુર કોર્ટના વકીલોને પ્રાંતની કોર્ટમાં એક બીજી કોર્ટોને હરકત નહીં આવે એવી રીતે વકીલાતનું કામ ચલાવવાની છુટ આપવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ. રાજકોટ, તા૦ ૩ નવેંબર સને ૧૮૯૮.

---

આંક ૪૬ પાનું ૨૨૫ તા૦ ૧૨ નવેંબર સને ૧૮૯૮.

## સરક્યુલર.

**કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના સર્વે આસીસ્ટેન્ટ સાહેબો તરફ.**

સને ૧૮૯૫ ના સરકયુલર નંબર ૮ ના સંબંધમાં નીચે લખેલા અધીકારીઓને ખુરશી આપવામાં આવશે:—

હેડ કલાર્ક

હેડ એકૌંટન્ટ

જ્યુડીશીયલ બ્રાંચના હેડ કલાર્ક

ટ્રેજરર

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

મુ. રાજકોટ, તા૦ ૫ નવેંબર સને ૧૮૯૮.

---

આંક ૩ પાનું ૯ તા૦ ૨૧ જાન્યુઆરી સને ૧૮૯૯.

# સરક્યુલર.

## કાઠીયાવાડ પ્રાંતના સર્વે રાજા તથા ભોમીયા, ગરાશીયા વિગેરે તાલુકદારો તરફ.

અમને ઘણી અપસોસી લાગેછે કે આપના તરફથી હજુસુધી મોટા રાજ-મારગોને દુરસ્ત રાખવા તરફ કાંઈપણ ધ્યાન અપાતું નથી.

કેટલેક ઠેકાણે રસ્તામાં આડાંપાણી લઇ જવાના ધોરીઆઓ બાંધવામાં આવેછે, અને એવી રીતે ખરાબ હાલતમાં હોય છે કે તે ઉપર થઇને જનાર ગાડીઓને જરૂર નુકસાન લાગ્યા વગર રેહેજ નહીં વળી કેટલેક ઠેકાણે ચીલામાં મોટા મોટા પથરા પડેલા હોય છે, ને ખેડુ વીગેરે તે રસ્તે રાત દીવસ ગાડાં લઈ જનારાઓ નજરે જોતાં છતાં તથા તેની હરકત વેઠતાં છતાં તેઓ પોતાના તરફથી ખસેડવાની તજવીજ નથી કરતા એટલુંજ નહીં પણ તે વીરોની તાલુકદારોનાં માણસો તરફથી પણ કાંઈ તજવીજ રાખવામાં આવતી નથી અને એટલાંજ કારણ માટે જાનબાઇની ડેરડીના ગરાશીયાઓનો રૂ. ૧૦૦) એકસો દંડ કરવામાં આવ્યો છે. આવી અડચણોથી મુશાફરોને, તેમજ ખેડુઓને તથા બીજા વેપારીઓને અનેક તરેહની અડચણો અને આફતો આવી પડેછે; અને મુલકની બે હાલત રેહેવાનું પણ કારણ એજ છે કે રસ્તા સારા હોતા નથી અને તેથી વેપાર વીગેરેને અટકાવ પોહોંચેછે.

આવી રીતે લોકોના વ્યવહારની સુગમતામાં ભંગ થવાનાં કારણથી કોઈ મુશાફ-રની અગર વેપારીની ગાડી માલ વીગેરેને હરકત થવાથી તેને તે વડે થએલાં નુ-કસાનનો દિવાની રાહે બદલો મેળવવાનો હક પ્રાપ્ત થાયછે. માટે આપ સર્વને આ સરકયુલરથી સુચના આપવામાં આવેછે કે આવી બાબતપર જરૂર આપના તરફથી ધ્યાન આપવું જોઈએ. જ્યાંહાંસુધી પાકી સડકના રસ્તાઓ તૈયાર થાય ત્યાંહાંસુધી પોતપોતાની હદની અંદરના શરીયામ રસ્તાના ચાલા સારી હાલતમાં રખાવવા જોઈએ. અગર કોઇને ધોરીયા વિગેરે બાંધવા હોય તો તે ગાડીયો તથા ગાડાંને જવાને કાંઈપણ અડચણ અટકાવ નહીં થાય એવી રીતની ગોઠવણ કરીને કરવા દેવા જોઈએ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

બાબરા, તા. ૧૩ જાનેવારી સને ૧૮૯૯.

આંક ૪ પાનુ ૧૩ તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૯૯.

## સરકયુલર.

અપીલમાં જ્યારે પુરાવામાં કોઇ દસ્તાવેજની નકલ દાખલ કરવી પડેછે ત્યારે તે ઉપર કોઈ અધીકારીની સહીવગર તે દાખલ કરવાનો રીવાજ ઘણું કરીને દીઠામાં આવેછે પણ એવી નકલ ઉપર ભરોસો રહે નહીં માટે જ્યારે પુરાવામાં કોઈ દસ્તાવેજની નકલ રજુ કરવી હોય ત્યારે તે કોઈ અધિકારીની સહી સાથે દાખલ કરવી; તે શિવાય તે પુરાવામાં ગણવામાં આવશે નહીં.

ડબલ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

મુ૦ રાજકોટ, તા. ૨૩ જાનેવારી સને ૧૮૯૯.

---

આંક ૪ પાનું ૧૬ તા૦ ૨૮ જાન્યુઆરી સને ૧૮૯૯.

## જાહેરખબર.

ફારેન ડીપાર્ટમેંટ,
પોલીટીકલ. ફોર્ટ વીલીયમ.

તા૦ ૧૭ ડીસેંબર સને ૧૮૯૮.

મુંબઈ પ્રેસીડેન્સી તાબાની નીચે પ્રમાણે કેટલીક પોલીટીકલ એજન્સીમાં દીવાની કોર્ટો સ્થાપન કરવામાં આવેલી છે તેને નામદાર વાઈસરોય તથા ગવરનર જનરલ ઈન કૌન્સીલના હુકમથી દિવાની કામ ચલાવવાના કાયદાની (સને ૧૮૫૯ ના ૮ મા આકટની) કલમ ૨૮૪ મી લાગુ પાડવામાં આવેછેઃ—

કાઠીયાવાડ.

૧. કાઠીયાવાડ પોલીટીકલ એજંટ સાહેબ.

૨. ઉત્તરપ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ.

૩ ઉત્તર પ્રાંતના એકસ્ટ્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ.

૪. વઢવાણના થાણદારની કોર્ટ. ⎫
૫. ચોટીલાના થાણદારની કોર્ટ. ⎪
૬. પાલીયાદના થાણદારની કોર્ટ. ⎬ ઉત્તરપ્રાંત.
૭. દરાડાના થાણદારની કોર્ટ. ⎪
૮. ભોઈકાના થાણદારની કોર્ટ. ⎭

૯. દક્ષીણ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ.
૧૦. દક્ષીણ પ્રાંતના એકસ્ત્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ.
૧૧. બાબરા થાણદારની કોર્ટ. } દક્ષીણ પ્રાંત.
૧૨. લાખાપાદરના થાણદારની કોર્ટ. } દક્ષીણ પ્રાંત.
૧૩. માણેકવાડાના થાણદારની કોર્ટ. } દક્ષીણ પ્રાંત.
૧૪. પુર્વ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ.
૧૫. પુર્વ પ્રાંતના એકસ્ત્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ.
૧૬. ઉંડસરવૈયાના થાણદારની કોર્ટ.
૧૭. પશ્ચીમ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ.
૧૮. પશ્ચીમ પ્રાંતના એકસ્ત્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ.
૧૯. લોધીકાના થાણદારની કોર્ટ. } પશ્ચીમ પ્રાંત.
૨૦. વીરપોર ખરેડીના થાણદારની કોર્ટ. } પશ્ચીમ પ્રાંત.
૨૧. મેંગણીના થાણદારની કોર્ટ. } પશ્ચીમ પ્રાંત.
૨૨. રાજકોટ સ્વસ્થાનના સુપ્રીટિન્ડેન્ટ સાહેબની કોર્ટ.
૨૩. રાજકોટ સ્વસ્થાનના ડીપ્યુટી સુપ્રીંટિન્ડેન્ટ સાહેબની કોર્ટ.
૨૪. લીંબડી સ્વસ્થાનના સુપ્રીંટેન્ડેન્ટ સાહેબની કોર્ટ.
૨૫. લીંબડી સ્વસ્થાનના ડેપ્યુટી સુપ્રીંટેન્ડેન્ટ સાહેબની કોર્ટ.
૨૬. બાટવાના સ્પેશીયલ આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટની કોર્ટ.
૨૭. ધ્રાફાના લોકલ આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટની કોર્ટ.
૨૮. રાજકોટ સ્ટેશન માજીસ્ટ્રેટ સાહેબ.
૨૯. રાજકોટના સ્માલકાઝ કોર્ટના જડજ સાહેબ.

## રેવાકાંઠા.

૧. સંખેડા મેવાસના થાણદારની કોર્ટ.
૨. પાંડુના થાણદારની કોર્ટ.
૩. દોડકાના થાણદારની કોર્ટ.
૪. સ્વસ્થાન લુણાવાડાના થાણદારની કોર્ટ.
૫. સ્વસ્થાન બારેયાના થાણદારની કોર્ટ.

## મહીકાંઠા.

૧. આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટ.

૨ કટોસણ જીલ્લાના થાણદારની કોર્ટ.

૩ બાવીસો જીલ્લાના થાણદારની કોર્ટ.

૪ સાબર કાંઠાના થાણદારની કોર્ટ.

## કોલ્હાપુરના અને દક્ષીણ મરાઠાનો મુલક.

૧. કોલ્હાપુરના અને દક્ષિણ મરાઠાના મુલકના પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટ.

૨. કોલ્હાપુર અને દક્ષિણ મરાઠાના મુલકના આસિસ્ટેન્ટ પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટ.

## કોલ્હાપુરના ન્યાયાધીશની કોર્ટ.

### પેંઠસ્વસ્થાન.

૧. આસીસ્ટેન્ટ કલેકટર ઈનચાર્જની કોર્ટ.

૨. પેંઠના મામલતદારની કોર્ટ.

### સોલાપુર.

૧. અકલકોટની કોર્ટ.

૨. બુરાનપુરની કોર્ટ.

### સાવંતવાડી.

૧. વાડીના ન્યાયાધીશની કોર્ટ.

૨. કુડાલના મુન્સફની કોર્ટ.

ડબ્લ્યુ. એસ. સીટન કાર,
હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી.

ઉપર પ્રમાણે હિંદુસ્થાનની સરકારથી ઠરાવ થતાં મુંબઈ સરકાર તરફથી જાહેરખબર થયાનો ઠરાવ થયાથી સર્વને વાકેફ થવા એ વાત એજન્સી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

મુકામ લીંબડી, તા૦ ૧૧ જાનેવારી સને ૧૮૬૯.

આંક ૬ પાનું ૨૨ તા० ૧૧ ફેબ્રુઆરી સને ૧૮૬૯.

# જાહેરખબર.

ઘોઘાના રસ્તાઉપર ભોજપરા ગામને પાધર ટોલ (કર) લેવામાં આવેછે પણ કાઠીયાવાડના મુસાફરો તે આપ્યાવીના ચાલ્યા જાય છે એવી ફરીયાદ અમદાવાદના લોકલફંડ કમીટીના પ્રેસીડેન્ટ સાહેબ તરફથી આવતાં સર્વે લોકોને ખબર આપવામાં આવેછે કે સદરહુ કર આપવા માટે મુસાફરોએ પૈસા સાથે રાખવા જોઇયે.

ડબ્લ્યુ॰ ડબ્લ્યુ॰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

મુ॰ રાજકોટ, તા० ૯ ફેબ્રુઆરી સને ૧૮૬૯.

---

તા० ૨૫ ફેબ્રુઆરી સને ૧૮૬૯ આંક ૮ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટને પાને ૧૪૮ મેથી ઈન્તેખાબ.

# રેવીન્યુ ખાતું.

આનરેબલ ધી ગવર્નર ઇનકોન્સીલના સાહેબ સને ૧૮૫૭ ના આક્ટ ૨૯ માની કલમ ૩ મુજબ જાહેર કરેછે કે દેશી રાજાઓનાં જે રાજ્યો મુંબઇ ઈલાકાની કોર્ટોની સત્તા તળે નથી તેઓ મીઠાંની જકાત બાબદનાં કામમાં પરરાજ્યો ગણાશે અને જે મીઠું એવાં રાજ્યોમાંથી મુંબઈ ઈલાકાના દેશોમાં જશે તેની જકાત ચાલતા ધારા મુજબ લેવામાં આવનાર.

સને ૧૮૫૭ ના ૨૯ માં આક્ટની ૪ અને ૬ ઠ્ઠી કલમ મુજબ સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે કાઠીયાવાડમાં થઇને મીઠું લાવવાને માટે નીચે લખ્યા રસ્તા ઠરાવવામાં આવ્યા છે તે રસ્તે થઇને જે મીઠું જશે તે કાયદાસર કેહેવાશે અને સદરહુ મુકરરર કરેલા રસ્તા શિવાય બીજે રસ્તેથી જે કોઈ મીઠું લાવશે અથવા લાવવાની કોશીસ કરશે તેનું મીઠું પકડાશે અને તેનો કાયદા મુજબ નીકાલ થશે.

### રસ્તાઓનાં નામ.

ઘોઘાની સરહદ ઉપર વાલુકડ, તણસા, ભોજપુરા અને ખરખડી થઇને.

ધંધુકાની સરહદ ઉપર ધંધુકા, બરવાળા. અણીપાલી, સાલંગપુર, અને બારેજા થઇને.

ધોળકાની સરહદ ઉપર કનુજલા, મીઠાપુર અને ગોરીયા થઇને.

હુકમથી,

**એફ. એસ. ચાપમેન,**

સરકારના ચીફ સેક્રેટરી.

તા૦ ૧૮ ફેબ્રુઆરી સને ૧૮૬૯.

---

આંક ૮ પાનું ૩૪ તા૦ ૨૫ ફેબ્રુઆરી સને ૧૮૬૯.

## સરકયુલર નંબર ૧.

માલમ પડયું છે કે સામાડા કમીટીના કેટલાક પ્રેસીડેન્ટો પક્ષકારોને હુકમનામાની નકલ આપેછે ત્યારે તેની પાસેથી ફીનો એક રૂપીયો લેવો જોઇયે તે લેતા નથી માટે હવેથી હુકમનામાની નકલ ફી લીધા વીના કોઈ પ્રેસીડેન્ટે આપવી નહીં, અને એ ફી ઇન્સ્ટીટયુશન ફી ખાતે તેઓએ જમા કરતા રેહેવું.

**ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,**

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૯ ફેબ્રુઆરી સને ૧૮૬૯.

---

આંક ૧૧ પાનું ૪૯ તા ૧૮ માર્ચ સને ૧૮૬૯.

## જાહેરખબર નંબર ૩ સને ૧૮૬૯.

એજન્સી કોર્ટોમાં વકાલત કરવાની બાબતમાં નીચે પ્રમાણે પુરવણી ધારા સર્વેને ખબર થવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવેછે:—

૧. જેને સનંદ નહીં મળી હોય એવા કોઇ પણ વકીલને કોઈપણ ન્યાય સંબંધી કામમાં પક્ષકારો તરફથી વકાલતનું કામ કરવાની પરવાનગી મળશે નહીં.

૨. પાસ થએલા વકીલોની વેહેંચણ કરી દરેક પ્રાંતમાં તેઓની નેમણુક

કરવામાં આવશે અને જરૂર માલમ પડશે તો પોલીટીકલ એજંટ સાહેબની પરવાનગીથી બીજા પ્રાંતોમાં તેઓને વકાલત કરવાની છુટ મળશે.

૩. જ્યારે કોઈ પક્ષકાર પોતાના તરફનું કામ ચલાવવાને વકીલ રાખે ત્યારે તેણે અગાઉથી બાનાના રૂપીયા પોતે વકીલને આપવા અને વકીલે તેને વાસ્તે એક પોહોંચ લખી આપવી તેમાં બાનું મળ્યાની તારીખ દરશાવવી.

૪. કોઈ વકીલ બાનુ લીધા પછી સામા પક્ષકાર સાથે કરાર કરશે અથવા તેનું કામ ચલાવશે અને પોતાના પેહેલા અશીલનું કામ ચલાવવા ના પાડશે અથવા ચલાવવા ઇનકાર કરશે તો તેને રૂપીયા (૨૦૦) બશો સુધી દંડની શિક્ષા થશે. (એ શિક્ષા જે મુકર્દમાં સંબંધી તેણે કસુર કરી હશે, તે મુકર્દમો જે કોર્ટમાં ચાલતો હોય તે કોર્ટ કરશે) અથવા જો તે મુકદમો સો રૂપીયાથી ઓછા દાવાનો હશે તો પક્ષકારો વચ્ચેની તકરારી રકમની બમણી રકમ સુધી દંડ કરવામાં આવશે. અગર જો એ હકીકત ગુન્હાની અંદર ભારે જાતની હશે તો પોલીટીકલ એજંટ સાહેબની મંજુરીથી તેને સસ્પેંડ અથવા બર્તરફ કરવામાં આવશે (આ ધારાથી ગુન્હેગાર થએલા વકીલની વર્તણુક વડે જે શખ્સને નુકસાન થયું હશે તેને તે બાબત દિવાની યા ફોજદારી રાહે તેના પર કામ ચલાવવાને કાંઈ અટકાવ નથી).

૫. જ્યારે કોઈ વકીલ પોતાના અસીલ પાસેથી કાંઈ હીસાબ, લેખ અથવા દસ્તાવેજો લે ત્યારે તેણે તે દસ્તાવેજોની તેને પોહોંચ આપવી અને જ્યારે અસીલ માગે ત્યારે તે દસ્તાવેજો તેને પાછા આપવા, નહીં તો તે રૂપીયા પચાસ સુધી દંડને પાત્ર થશે. અગર એ હકીકત ગુન્હાની અંદર ભારે જાતની હશે તો પોલીટીલક એજંટ સાહેબની મંજુરીથી તે વકીલને સસ્પેન્ડ યા બર્તરફ કરવામાં આવશે.

૬. મુળદાવામાં, અપીલમાં, કે સ્પેશીલ અપીલમાં કોઈ વકીલ વાદી કે પ્રતિવાદી તરફનું કામ ચલાવશે તેને દાવાની રકમ ઉપર સેંકડે નીચેના દરથી ફી મળશે.

રૂપીયા ૨૦૦૦ સુધીના દાવાપર સેંકડે રૂપીયા ચાર.

,, ૧૦૦૦૦ સુધીના દાવાપર ત્રણ રૂપીયા.

,, ૨૦૦૦૦ સુધીના દાવાપર બે રૂપીયા.

,, ૨૦૦૦૦ ઉપરના તમામ દાવાપર એક રૂપીયો.

એ ફી મુકદમાના ખર્ચની અંદર ગણવામાં આવશે.

૭. ઉપર બતાવેલી વાતથી વકીલ તથા તેના અસીલ વચ્ચે ખાનગી બંદોબસ્ત થવામાં કાંઇ અટકાવ નથી પણ તે બંદોબસ્ત મુકદ્દમાના ખર્ચમાં ગણાશે નહીં.

૮. ફરીયાદ દાખલ કરવામાં આવીને પછી જો તે મુળદાવો અથવા અપીલ તપાસપર આવ્યા પેહેલાં કાહાડીલેવામાં આવે તો ઠરાવેલી ફીનું અરધ તે વકીલને મળશે.

૯. કોઇ પણ પક્ષકાર પોતાના દાવાનું અગર જવાબનું કામ ચલાવવા બે અથવા તેથી વધારે વકીલો રાખી શકે છે પણ જે પક્ષકાર પર ખરચ પડશે તે સામા પક્ષકાર તરફના એક વકીલને સારૂ જ માત્ર ઠરાવેલી ફીનો જવાબદાર છે.

૧૦. કોઈ પણ પક્ષકાર પોતાનાં તરફનું કામ ચલવવા કોઈ વકીલને આપેલી મુખ્ત્યારી હરકોઈ વખતે કોર્ટને તે મતલબની લખેલી નોટીસ આપીને રદ કરી શકેછે; પણ કોઈ વકીલને તેના અસીલની મરજી શિવાએ અથવા કોર્ટની ખાસ પરવાનગી વગર અસીલનું કામ છોડી દેવાનો અધિકાર નથી.

૧૧. કોઈ વકીલ કાંઈ બીમારીના યા જરૂરીયાત કારણ સારૂ કોર્ટમાં હાજર થઈ શકે તેમ ના હોય તો તેણે કોર્ટને એક લખેલી નોટીસથી તે વાત જાહેર કરવી તે પરથી કોર્ટની નજરમાં થોડી મુદતને વાસ્તે અથવા મુકદ્દમાનો નીકાલ થાય ત્યાંહાં સુધીને વાસ્તે પક્ષકાર તેની બદલીમાં બીજા વકીલને કામ ચલાવવાની મુખ્ત્યારી લખીને અથવા બીજી રીતે આપી શકે. તેટલા સારૂ યોગ્ય જણાય તેટલી મુદ્દત સુધી કોર્ટ તરફથી તે મુકદ્દમો મુલતવી રાખવામાં આવશે; અને સદરહુ પ્રમાણે લખેલી નોટીસ આપ્યાવગર કોઈ વકીલ ગેરહાજર રેહેશે તો તેને રૂપીયા પચાસ સુધી દંડની શિક્ષા કરવામાં આવશે.

૧૨. દીવાની કામ ચલાવવાના ધારાની કલમ ૧૦ ની રકમ ૭ માં જે શબ્દો લખ્યા છે, કે કોઈ અરજદારના કુટંબનાં માણસો, અથવા તેના નોકર ( જેઓ-નો ધંધો વકીલાત કરવાનો નથી, અથવા કોર્ટમાં જે શખ્સો ફક્ત ચોકસ કામ ચલાવવા રહેલા હોય, ) એ શબ્દો તેમાંથી રદ કરવામાં આવેછે.

૧૩. પ્રથમના તમામ ધારા જે આ ધારાથી સ્પસ્ટ રીતે રદ થતા નથી, તે કાયમ સમજવા.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૯ માહે માર્ચ સને ૧૮૬૯.

આંક ૧૧ પાનું ૫૧ તા૦ ૧૮ માર્ચ સને ૧૮૯૯.

# જાહેરખબર.

અપીલો દાખલ કરવાની મુદત સંબંધી તથા તે દાખલ કરવામાં શું શું અવશ્ય છે તે સંબંધી પ્રથમ સરક્યુલરો કરવામાં આવેલા છે તોપણ અપેલન્ટોના તરફથી તે ઉપર ધ્યાન રેહેતું નથી અને ઘણી વખતે મુદતના બાહાર અપીલો દાખલ કરેછે તેના સાથે જે હુકમકે ઠરાવ ઉપર અપીલ કરી હોયછે તેની નકલ મોકલતા નથી અને મોકલેછે તો તે અધીકારીની સહીવાળી હોતી નથી વળી તેની સાથે કોઈ દાખલા દસ્તાવેજની નકલો હોય છે તો તે પણ અધીકારીની સહીવાળી હોતી નથી બાજે વખતે દાવાનો આંકડોજ લખવામાં આવતો નથી અને તેથી વારંવાર અપીલો પાછી ફેરવવી પડેછે તે પાછી ફેરવેલી અપીલ પણ ફરી મુદતસર દાખલ કરતા નથી અને તેથી કરીને વીનાહાંસલ તસ્દી થતાં પરિણામે તે અપીલ કાહાડી નાખવી પડેછે અને તે વખત પક્ષકાર તરફથી આડાં તેડાં બાહાનાં બતાવી દાખલ કરાવવા આવેછે. નહીં તો તેવું મીથ્યા લખાણ કરી નાહક તસ્દી આપેછે.

વળી આ વાત પણ સર્વેના જાણવામાં છે કે આ પ્રાંતમાં જીલ્લાના કાયદાઓ લાગુ નથી અને તેટલાજ સારૂ ઈનસાફના ધોરણના દીવાની તથા ફોજદારી સંબંધી ખાસ ધારા કરેલા છે તો તે ઉપર પણ સુરત નહીં રાખતાં જે વાત અહીં લાગુ હોતી નથી તેવી બાબતો પકડી તકરારો ઉઠાવેછે, એવું ઘણી વખતે અમારા જોવામાં આવેલું છે.

આ પ્રમાણે થવાથી પક્ષકારો ખાલી વખત ગુમાવતાં મીથ્યા રીતે એજન્સીનાં કામનો બોજો વધારેછે માટે આ ઉપરથી સર્વેને ચેતવણી આપવામાં આવેછે કે અપીલ વીગેરે દાખલ કરવી હોય તેને સારૂ તે સંબંધી થએલા સરક્યુલરો તથા હુકમો પ્રમાણે જે જે વાતો અવશ્ય જોઈએ તે પુરેપુરી નહીં હોતાં ખામી ભરેલો હશે તો તે અપીલ અગર અરજી એકદમ કાહાડી નાખવામાં આવશે અને એરીતે કાહાડીનાખ્યાથી કદી મુદતને બાધ આવતો હશે તે વાત પાકાં ખાત્રી લાયક કારણ શીવાએ સાંભળવામાં આવશે નહીં.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ. તા૦ ૬ માર્ચ સને ૧૮૯૯.

13 c g

આંક ૧૨ પાનું ૫૩ તા૦ ૨૫ માર્ચ સને ૧૮૯૯.

# જાહેરખબર ના૦ ૪ સને ૧૮૯૯.

* * * * * * * * *

હવે પછી જેણે બીજા કલાસના થાણામાં થાણદારનું કામ કર્યું નહીં હશે, તેવા કોઈપણ થાણદારની પેહેલા કલાસના થાણા ઉપર નીમણુક કરવામાં આવશે નહીં.

ડબલ્યુ૦ ડબલ્યુ૦ આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૭ માર્ચ સને ૧૮૯૯.

---

આંક ૧૨ પાનું ૫૪ તા૦ ૨૫ માર્ચ સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૭૩ સને ૧૮૯૯.

## આજમ લોકલ આસીસ્ટેન્ટ તથા બધા થાણદારો તરફ.

હાલમાં એવો રીવાજ ચાલેછે કે જ્યારે થાણદારો ફોજદારી કામ સાબીત જાણી પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ પાસે કમીટ કરેછે ત્યારે તે કામના કાગળો અને તોહોમતદાર સાથે ફરીયાદી તથા સાક્ષીને મોકલતા નથી તેથી ઘણી અઘટીત દેર થાય છે, તથા તોહોમતવાળાને કચાં કામ ઉપર કેદ રાખવા પડેછે માટે અમે હુકમ કરીએ છીએ કે હવેથી થાણદારો જ્યારે પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ પાસે કામ કમીટ કરે ત્યારે જો પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબ રાજકોટમાં હોય અથવા બાહાર પ્રગણામાં એક મુકામે લાંબી મુદત પડયા હોય કે જેની ખબર થાણદારને વખતે વખતે અપાશે ત્યારે તેની સાથે ફરીયાદી શાહેદી તથા કામ એ બધું સાથે મોકલવું અને કેદી બે દીવસ વેહેલો મોકલવો.

જે કામનાં તોહોમતવાળા ઉપર બરાબર સાબીતી ન હોય તેવાં કામો કમીટ ન કરવા થાણદારે સાવધ રેહેવું જોઇયે.

જે ગુન્હા થાણદારના અખત્યાર ઉપરાંતના હોય પણ તેમાં પ્રથમ ચોકસી ઉપર-થીજ એમ માલુમ પડેકે ગુન્હો સાબીત નથી તો તેવા તોહોમતવાળાને છુટકારા માટે થાણદારે કામના કાગળો પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબની મંજુરી વાસ્તે

મોકલવા અને જ્યાંહાં સુધી હુકમ ન આવે ત્યાંહાં સુધી કેદી જમાન ઉપર અથવા કેદમાં થાણદાર પાસે રેહેવો જોઇયે.

કેદ કરેલા તોહોમતદાર ઉપરનું તોહોમત જ્યાંહાંસુધી સાબીત નથી થયું ત્યાંહાં સુધી તેને બેડી નાખવી એ ગેરવાજબી છે જ્યાંહાં તુરંગના મકાન ખરાબ હાલતમાં હોય, ચોકી પોહેરાનો ઠીક બંદોબસ્ત ન હોય કેદી ભાગી જાય તેવા અથવા મસ્તીખોર હોય અથવા થાણાબાર તેને મોકલવાનો હોય ત્યારે પણ જરૂર જણાય તોજ હાથબેડી નાખવી તે વગર બેડી નાખવાની જરૂર નથી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. સી. પાર,

પોલીટીકલ આસીસ્ટેન્ટ.

ગોંડલ, તા૦ ૮ માર્ચ સને ૧૮૬૯.

---

આંક ૧૨ પાનું ૫૪ તા૦ ૨૫ માર્ચ સને ૧૮૬૯.

# જાહેરખબર.

## નંબર ૫ સને ૧૮૬૯.

ગીરવીખતો રજીષ્ટર કરવાની ફીનો દર પ્રથમ જે ઠરાવવામાં આવ્યો છે, તે રદ કરી તેનો નીચે પ્રમાણે દર પ્રસિદ્ધ કરવામાં આવેછે.

રૂ. ૧૦૦ થી રૂ. ૫૦૦ સુધી દર સેંકડે રૂ. ૧—૮—૦ પ્રમાણે.
રૂ. ૫૦૧ થી રૂ. ૧૫૦૦ સુધી ,, રૂ. ૧—૦—૦ પ્રમાણે.
રૂ. ૧૫૦૦૧ થી રૂ. ૩૦૦૦ સુધી ,, રૂ. ૦—૧૨—૦ પ્રમાણે.
રૂ. ૩૦૦૦ ની ઉપર........ ,, રૂ. ૦—૮—૦ પ્રમાણે.
દરેક રજીષ્ટર બદલ ઓછામાં ઓછી ફી રૂ. ૧—૮—૦ લીધામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૩ માર્ચ સને ૧૮૬૯.

આંક ૧૩ પાનું ૫૮ તા૦ ૧ એપ્રીલ સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૬ સને ૧૮૯૯.

એમ માલમ પડ્યું છે કે આ એજન્સીમાં જાહેર કર્યા શિવાય કેટલાંક સ્વસ્થાનો તરફથી યુરોપીયન તથા ઈસ્ટ ઈન્ડીયન લોકને નોકર રાખવામાં આવ્યા છે, માટે હવેથી ખબર આપવામાં આવેછે કે એવી રીતે યુરોપીયન તથા ઇસ્ટ ઈન્ડીયન લોકો આ પ્રાંતના રાજા તથા તાલુકદારો વિગેરેની નોકરીમાં હશે તેઓનું સરકારમાં વાર્ષિક પત્રક મોકલવું પડે છે તેથી હવે પછી જેઓ એવા લોકોને નોકરીમાં રાખશે તો તેઓએ તુરત જાહેર કરતાં આ સાથેના નમુના પ્રમાણે હરવરશ તારીખ ૧ જાન્યુઆરીને રોજ વાર્ષિક પત્રક પ્રાંતના અધિકારી સાહેબ મારફત મોકલતા રેહેવું જોઇયે.

તેમજ નોકરીમાંથી દુર કરવામાં આવે તેની ખબર થવા સારૂ પણ એજ નમુનાનું પત્રક મોકલતા રેહેવું.

### નમુનો.

યુરોપિયન તથા ઇસ્ટ ઈન્ડીયન લોકોને મુલ્કી, લશ્કરી તથા વૈદક ખાતામાં બ્રિટીશ સરકારને સંબંધે નોકર રાખવામાં આવ્યા તેની હકીકતનું સને         ની સાલનું વાર્ષિકપત્રક.

| નંબર. | નામ. | દરજ્જો અથવા અમુક નોકરી. | નોકર રાખ્યાની તારીખ. | માહારાણી સરકારના લશ્કરી ખાતાનો દરજ્જો તથા તે ખાતે કમીશન મળયાની તારીખ. | સ્વસ્થાન યા તાલુકા તરફનો દરમાહી પગાર. | બ્રીટીશ સરકાર તરફનો દરમાહી પગાર. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૩ માર્ચ સને ૧૮૯૯.

આંક ૧૪ પાનું ૬૩ તા૦ ૮ એપ્રીલ સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૧૬.

એજન્સી ગેઝેટમાં નંબર ૧૦ તારીખ ૫ માર્ચ સને ૧૮૬૮ નો અપીલો સંબંધીનો સરક્યુલર જેમાં પક્ષકારોએ હુકમનામાની નકલો માગ્યાથી અરજીની તારીખથી દશ દીવસની અંદર આપવાનું ફરમાવેલું છે તે બાબત પર પ્રાંતની કોર્ટોનું ધ્યાન ખેંચવામાં આવે છે. એ વાતપર ધ્યાન નહીં અપાતું હોવાને લીધે પક્ષકારોને વિનાકારણ હરકતો પડેછે અને કજીયાઓનું કામ લંબાણપર ચડેછે. જો આજ કામ સારૂ ઉમેદવારો રાખી તેમના પાસે નકલો કરાવવામાં આવે તો સદરહુ મુદ્દતમાં ઠરાવોની નકલો ઘણી સેહેલથી આપી શકાય માટે એ પ્રમાણે બંદોબસ્ત થવાનો હમેશ રીવાજ રેહેવો જોઈયે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૬ એપ્રીલ સને ૧૮૯૯.

---

આંક ૧૭ પાનું ૮૭ તા૦ ૨૭ એપ્રીલ સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૨૨ સને ૧૮૯૯.

## સર્વે—આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

સઘળાં અપીલનાં કામોમાં આજ સુધી મુળ દાવાની રકમ ઉપર ફી લેવાનો રીવાજ ચાલેછે તે રીવાજ રદ કરવામાં આવે છે. માટે આયંદે અપીલના દાવાની રકમ ઉપર માત્ર ફી લેવી જોઈયે.

ડબલ્યુ. ડબ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૭ એપ્રીલ સને ૧૮૯૯.

આંક ૧૭ પાનું ૮૭ તા૦ ૨૯ એપ્રીલ સને ૧૮૯૯.

# સરકયુલર નંબર ૨૩ સને ૧૮૯૯.

## સર્વે આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

પ્રાંતખાતાના આસીસ્ટેન્ટ સાહેબો તરફથી કોઈ ફંડમાંથી કાંઈ ખર્ચ કરવા જ્યારે મંજુરી માગવામાં આવે ત્યારે તે ફંડમાં તે તારીખે સીલક કેટલી છે તેની યાદ મોકલવી જોઈએ કેમકે તેમ નહીં થવાથી વિનાકારણ પાછું લખવું પડેછે અને દેર થાયછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૭ એપ્રીલ સને ૧૮૯૯.

---

આંક ૧૩ પાનું ૫૮ તા૦ ૧ એપ્રીલ સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૮ સને ૧૮૯૯.

પેહેલા તથા બીજા કલાસના થાણદારોનાં તાબાનાં નીચે લખ્યાં થાણાંઓ ત્રીજા કલાસના થાણાં ઠરાવવામાં આવ્યાં છે. પણ તેઓ હાલ જેમ તેમના તાબામાં છે તેમજ રેહેશે:—

## ઉત્તરપ્રાંત.

વઢવાણ સ્ટેશન થાણદારના તાબામાં.

વણા. તલસાણા.

ભોઈકા થાણદારના તાબામાં.

ભલગામડા. કંથારીઆ.

ચોટીલા થાણદારના તાબામાં.

સુદામડા. આણંદપર.

## દક્ષિણપ્રાંત.

બાબરા થાણદારના તાબામાં.

કોટડાપીઠા.

માણેકવાડા સ્ટેસનના થાણદારના તાબામાં.

બગસરા.

**પશ્ચિમપ્રાંત.**

ખેરેડી થાણદારના તાબામાં.

વીરપોર.

ચાલતી શાલના નંબર ૪ ની જાહેરખબરમાં અમરાપુરનું થાણું બીજા કલાસમાં ગણેલું છે તે હવેથી ધાફાના લોકલ આસીસ્ટેન્ટ સાહેબના તાબામાં ત્રીજા કલાસનું થાણું ગણવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩૧ માર્ચ સને ૧૮૯૯.

---

આંક ૧૩ પાનું ૫૯ તા. ૧ એપ્રીલ સને ૧૮૯૯.

## સરકયુલર નંબર ૧૫ સને ૧૮૯૯.

એજન્સી ખાતાના સર્વે આસીસ્ટેંટ સાહેબો તરફ ખાલી પડેલ જગામાટે જે ઉમેદવારો પોલીટીકલ એજંટ સાહેબને પરભારા ખાનગી કાગળ લખી અરજ કરેછે તેઓ નાઉમેદ નહીં થાય માટે પોલીટીકલ આસિસ્ટેન્ટ સાહેબોએ તેઓના હાથ નીચેનાં માણસોને મેહેરબાની કરી ખબર આપવી કે તેઓને કોઈ પણ જગ્યા મળવા વિગેરેની અરજી મોકલવી હોયતો તેમના ઉપરી અધીકારી મારફત મોકલવી નહીં તો તે ઉપર ધ્યાન આપવામાં આવશે નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

રાજકોટ, તા. ૨૯ માર્ચ સને ૧૮૯૯. પોલીટીકલ એજંટ.

---

આંક ૧૮ પાનું ૯૩ તા. ૬ મે સને ૧૮૯૯.

## સરકયુલર નંબર ૨૪ સને ૧૮૯૯.

**કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના સર્વે અધીકારી સાહેબો તરફ.**

પોલીટીકલ એજંટ સાહેબના જાણવામાં આવ્યું છે કે એક ઓફીસથી બીજી ઓફીસમાં કામો મોકલવામાં આવેછે તે રવાના કરવામાં કાંઇ કાળજી રાખવામાં

આવતી નથી એમ થવાથી માર્ગમાં અગત્યના દસ્તાવેજો ગુમ થવાની ધાસ્તી રેહે છે. કામની બીંદડીઓ ખરાબ રીતે બંધ કરવામાં આવેછે તેથી તેના બંને છેડાઓ ઘણી વખતે ફાટેલી હાલતમાં પોહોંચે છે.

માટે આવી બીંદડીઓ મજબુત કપડાં થકી શીવીલઈ તેના ઉપર મોહોર કરીને એવી તરેહથી બાંધવી જોઇએ કે જેથી રસ્તામાં ફાટી જવાનો સંભવ રેહે નહીં. આ નીયમ પ્રમાણે બરાબર અમલ થવાનાં કામમાં શિરસ્તેદારોને જોખમેદાર ગણવામાં આવશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૬૯. પોલીટીકલ એજંટ.

---

આંક ૧૮ પાનું ૯૪ તા૦ ૬ મે સન ૧૮૬૯.

## સરકયુલર નંબર ૨૫ સને ૧૮૬૯.

પ્રાંતના સર્વે આસીસ્ટેન્ટ સાહેબોએ પોતાના તાબાના શીરસ્તેદારો તથા થાણદારોને કેજ્યુઅલ એટલે પરચુરણ રજા શિવાય બીજી કોઈ પણ જાતની રજા આપંદેથી અહીંની મંજુરી માગ્યાવીના આપવી નહીં જોઇએ અને એ મંજુરી સારૂ લખતી વખતે રજાએ જનારા શખ્સની ગેરહાજરીમાં તેનું કામ ચલાવવાની જે રીતની ગોઠવણ કરવી ધારતા હોય તેપણ લખી જણાવવી.

તાબામાંહેલા કોઈપણ શખ્સને ચઢત ચડાવેલી હકની રજા અવલથી મંજુરી માગ્યાવિના કોઈપણ પ્રસંગે આપવી નહીં જોઈએ.

ડબ્લ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૩ મે સને ૧૮૬૯. પોલીકલ એજંટ.

---

આંક ૨૦ પાનું ૧૦૮ તા૦ ૨૦ મે સને ૧૮૬૯.

નંબર ૫૪૨ સને ૧૮૬૯.

## જાહેરખબર.

સીમલા, ફારેન ડીપાર્ટમેંટ પોલીટીકલ.

તા૦ ૨૨ એપ્રેલ સને ૧૮૬૯.

કોલ્હાપુર અને દક્ષીણ મરાઠાના મુલકની પોલીટીકલ એજન્સી ખાતાની નોકરી

બખેલી દિવાની કોર્ટો સ્થાપન કરવામાં આવી છે તેને નામદાર વાઈસિરાય તથા ગવરનર જનરલ ઈન કોન્સીલના હુકમથી દિવાની કામ ચલાવવાના કાયદાનો (સને ૧૮૫૯ ના આકટ ૮ માની) કલમ ૨૮૪ મી લાગુ પાડવામાં આવી છે.

૧. કોલ્હાપુરના સદર અમીનની કોર્ટ.
૨. સીરોલના મુન્સફની કોર્ટ.
૩. કદગામના મુન્સફની કોર્ટ.
૪. એગલકરનજીના મુન્સફની કોર્ટ.
૫. કાગલના મુન્સફની કોર્ટ.
૬. બાવરાના મુન્સફની કોર્ટ.
૭. મુધોલના મુન્સફની કોર્ટ.
૮. મીરજના મુન્સફની કોર્ટ.
૯. મોહલીમના મુન્સફની કોર્ટ.
૧૦. લક્ષમેશ્વરના મુન્સફની કોર્ટ.

**નંબર ૫૪૩.**

મુંબઈ સરકાર તરફ તેમના સેક્રેટરીના નંબર ૧૨૯ તા૦ ૬ એપ્રીલ સને ૧૮૬૯ના કાગળના જવાબમાં આની નકલ મોકલી છે.

(સહી) **ચારલસ ગીરડલસ્ટોન.**
હિંદુસ્થાનની સરકારના ઓફીસીયેટીંગ અંડરસેક્રેટરી.

---

આંક ૨૧ પાનું ૧૧૪ તા૦ ૨૭ મે સને ૧૮૬૯.

**તા૦ ૮ મે સને ૧૮૬૯ ના ગેઝેટ આફ ઈંડિયા ઉપરથી ઈન્તેખાબ.**

## જાહેરખબર.

**પોલીટીકલ ખાતું, નંબર ૬૨૨ તા૦ ૬ મે સને ૧૮૬૯.**

નંબર ૮૯૭ તા૦ ૬ સપટેંબર સને ૧૮૬૭ના પ્રસિદ્ધ કર્યા જાહેરનામાની બાબતમાં નેકનામદાર વાઈસિરાય અને ગવરનર જનરલ ઈન કોંન્સીલના સાહેબ બાહાદુર જયાદે એવું જણાવેછે કે જાહેર અગર ખાનગી દરબારને સારૂ પેહેલા કલાસના તાલુકદારની વતી તેમની ગાદીનો માલીક વારસ આવે ત્યારે તેના બાપના કરતાં બે તોપોની ઓછી સલામી તેહેને મળશે તેવીજ રીતે તેના બાપને પલટણની પાટીની જલીબ તથા માનનો હક હોય તો તે પણ તેના બાપને મળે તે કરતાં તેને ઓછાં માણસની જલીબ તથા માન મળશે તેમજ એ તાલુકદારની ખુદની મુલાકાત વખતની જે ક્રીયાની રીતભાતો થવામાં આવતી હશે તેના કરતાં ઉતરતા દરજાની રીતભાતોની ક્રીયા કરવામાં આવશે.

પરંતુ જ્યારે એ તાલુકદાર ખુદ પોતે કોઈ પ્રસંગે આવવાને અશક્ત હોય અને પોતાના પાટવી કુંવરને પોતાની વતી મોકલવાની પરવાનગી મેળવી હોય ત્યારેજ સદરહુ પ્રમાણે માન મળશે.

ડબ્લ્યુ૰ એસ૰ સીટનકાર,

હિંદુસ્તાની સરકારના સેક્રેટરી.

---

આંક ૨૨ પાનું ૧૧૭ તા૦ ૩ જુન સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૧૧ સને ૧૮૯૯.

## સર્વે તાલુકદારો તરફ.

સરકાર તરફથી તાલુકદારોના ન્યાયાધીકારી અખત્યારોની જે હદ બાંધવામાં આવેલી છે તે અખત્યાર તાલુકદાર પોતે ગેરહાજર રહીને બીજાને આપી શકે નહીં. તાલુકદારો પોતાની ગેરહાજરીમાં પોતાની મરજીમાં આવે તે માણસને કામ ચલાવવા સારૂ નીમી શકે નહીં; પણ કોઇ માણસને મંજુરીની સાથ સ્થાનિક વહીવટદાર અગર મુખ્ત્યારકાર નીમવામાં આવેલો હોય અને તાલુકદારની ગેરહાજરીમાં તાલુકા ઉપર તે અખત્યાર ચલાવતો હોય તો તેવા માણસની એજન્સીમાં અવલથી જાહેર કરી મંજુરી લીધાવીના બદલી કરવી નહીં.

હાલમાં એક એવી જાતનો કીસ્સો બની આવ્યાથી તેમાં તાલુકદારની ખુદની સાપરાધ કસુરને લીધે મોહોટો શરમ ભરેલો ગડબડાટ થઈ ઉઠયો હતો અને તે કારણથી તેનો અખત્યાર એજન્સી તરફથી લઇ લેવાની જરૂર પડી છે માટે સઘળા તાલુકદારોને તાકીદ આપવામાં આવેછે કે કોઈ પણ તાલુકદારે એજન્સીની મંજુરી શિવાય અગર એજન્સીની મંજુરીથી તાલુકાનું કામકાજ ચલાવવા સારૂ કોઇ સારા લાયક માણસને જાહેર રીતે નિમ્યા શિવાય પોતાનો તાલુકો છોડીને જવું નહીં.

ડબ્લ્યુ૰ ડબ્લ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

બાલાચડી, તા૦ ૨૦ મે સને ૧૮૯૯.

---

આંક ૨૨ પાનું ૧૧૮ તા૦ ૩ જુન સને ૧૮૯૯.

## સરક્યુલર નંબર ૨૮ સને ૧૮૯૯.

### એજન્સી ખાતાના સર્વ અધિકારીઓ તરફ.

નંબર ૪૧૯૭ તારીખ ૨૩ સપ્ટેંબર સને ૧૮૫૧ ના સરક્યુલરથી સરકારે ઠરાવ્યું છે કે તાલુકાઓ ઉપરનું લેણું સરકાર મારફત વસુલ મેળવવાનો રસ્તો લેવામાં આવે ત્યારે ખરેખરી મુદ્દલ રકમ લેણી હોય તે ઉપર સેંકડે છ ટકા પ્રમાણે સાદું યાને સુડ વ્યાજ ગણીને અપાવવું તે કરતાં જાદે દરથી અપાવવું નહીં. તથા મૂળ દાવાની રકમથી બમણો અવેજ પોહોંચી ચુક્યો હોય અગર સેંકડે છ ટકા પ્રમાણે દીવાની બાકીની રીતે વ્યાજ ગણતાં વ્યાજ તથા મુદ્દલ પોહોંચી ચુક્યા હોય તો તે કરજ અદા થઈ ચુક્યું એમ ગણવું.

આપની કોર્ટમાં પોલીટીકલ રીતે તાલુકદારો ઉપર લેણદેણ સંબંધીના દાવાઓ દાખલ કરવામાં આવે તેનો ચુકાદો કરવામાં આવે તેમાં સદરહુ ધારો હમેશ અમલમાં લાવવો જોઈએ.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુ૦ બાલાચડી, તા૦ ૩૧ મે સને ૧૮૯૯.

---

આંક ૨૨ પાનું ૧૧૮ તા૦ ૩ જુન સને ૧૮૯૯.

## જાહેરખબર નંબર ૧૨ સને ૧૮૯૯.

બરડા ચોકીનું સીવીલ સ્ટેસન જે આજસુધી પશ્ચીમ પ્રાંત તળે હતું તે હવેથી શીહડર સીબંદીના સુપ્રીંટેન્ડેન્ટ લેફટેન્ટ ગારડન સાહેબના અખત્યારમાં સોંપવામાં આવેછે. સરકારી લશ્કરી છાવણી ત્યાંહાં છે તે શિવાય બીજા બધા ઉપર સાહેબ માસુફનો ફોજદારી ખાતાનો અખત્યાર ચાલશે અને તેઓનાં કામ ઉપર અપીલ પોલીટીકલ એજંટ સાહેબ સાંભળશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સ ઓફીસ,

મુકામ બાલાચડી, તા૦ ૩૧ મે સને ૧૮૯૯.

આંક ૨૪ પાનું ૧૨૬ તા૦ ૧૭ જુન સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૧૪ સને ૧૮૯૯.

નામદાર રાઈટ આનરેબલ ધી ગવરનર ઈનકોન્સોલના સાહેબે ઠરાવ્યું છે કે દીવાની તથા ફોજદારી કામમાં કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબના ફેસલા અથવા હુકમ ઉપર સરકારમાં અપીલ કરવી હોય તો નેવું દીવસની અંદર કરવી નહીં તો પછી તેટલા દીવસની અંદર શામાટે અપીલ ન કરી તેનું ખાત્રી લાયક પાકું કારણ બતાવ્યા શિવાય તેની અપીલ દાખલ કરશે નહીં. જે દીવસે ફેસલો અથવા હુકમ વાંચી સંભળાવ્યો હોય તે દીવસને બાદ કરીને એ દીવસો ગણવામાં આવશે. અને ઠરાવની નકલ મેળવતાં જેટલા દીવસ લાગ્યા હશે એ મુદતની અંદર ગણવામાં નહીં આવે. પક્ષકારને ઠરાવની સહીવાળી નકલ મળશે તે ઉપર એ નકલ મેળવતાં જેટલા દીવસ લાગ્યા હશે તે નોંધી આપવામાં આવશે.

ડબ્લ્યુ૦ ડબ્લ્યુ૦ આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૧૨ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૪ પાનું ૧૨૬ તા૦ ૧૭ જુન સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૧૫ સને ૧૮૯૯.

રૂપીઆ (૫૦૦૦) પાંચહજાર સુધીની કીંમતની જંગમ મીલકતના દાવાઓ બાબત પ્રાંતના પોલીટીકલ આસીસ્ટન્ટ સાહેબો તથા રાજકોટ અને લીંબડીના સુપ્રીટેન્ડેન્ટ સાહેબોની દીવાની કોર્ટોમાં તેમના તાબાની કોર્ટોના ઠરાવ જે સદરહુ સાહેબોએ અપીલમાં બાહાલ રાખ્યા હશે તે ઉપર તા. ૧ જુલાઈ સને ૧૮૯૯ ના રોજથી પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં અપીલ સાંભળવામાં નહીં આવે.

પરંતુ એ ફેસલો કોઈ કાયદાથી અથવા કાયદા સમાન બળવાન કોઈ રીવાજથી ઉલટો છે તથા મુકદમો ચલાવવામાં અથવા તેની તજવીજ કરવામાં કાયદાસંબંધી એવી કાંઈ મોટી ભુલ અથવા ચુક થઈ છે કે જેથી મુકદમાની કેફીયત બાબત ફેસલો કરવામાં ભુલ અથવા ચુક થઈ હોય એવી બાબતમાં પોલીટીકલ એજંટ સાહેબની

ચ્ચેમાં સ્પેશીયલ અપીલ ચાલી શકશે અને તે શિવાય બીજાં કોઈ કારણથી સ્પેશી-અલ અપીલ ચાલશે નહીં.

(રૂ૫૦૦) પાંચસો તથા તેની અંદરની કીંમતના જંગમ મીલકત સંબંધી દાવાઓ ન્હાલકાઝ કોર્ટની રીતે ચુકવવામાટે તાળ રાજકોટ અને લીંબડીમાં ત્યાંહાંના સુપ્રીંટેન્ડે-ન્ટ સાહેબના ઉપરીપણાં નીચે કોર્ટો સ્થાપન થએલી છે અને તેઓ સાહેબને યોગ્ય જણાશે તે શરતોથી પોતાના ડેપ્યુટી સાહેબોને ઘટતો અધીકાર આપવાને માટે સાહેબ મોસુફને અખ્ત્યાર આપવામાં આવ્યો છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજન્સી ઓફીસ, પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૧૨ માહે જુન સને ૧૮૯૯.

---

આંક ૨૪ પાનું ૧૨૫ તા૦ ૧૭ જુન સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૨૯ સને ૧૮૯૯.

કાઠીયાવાડ પ્રાંતના સર્વે આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

ફોજદારી કેસમાં માસીક પત્રકો તથા તેનાં કામોમાં ચોરીમાં ગએલી મીલકતની કીંમત હમેશાં લખવાનો રીવાજ રાખવો.

ફોજદારી કેસના માશીક પત્રકમાં દરેક ગુન્હાની કેફીયત લખી તેની સાથે તે ગુન્હાનો પ્રકાર જેમ બને તેમ પીનલકોડ એટલે હિંદુસ્થાન ના ફોજદારી કાયદામાં આપેલા પ્રકારના ધોરણ મુજબ લખવો.

ડબ્લ્યુ ડબ્લ્યુ આંડરસન,

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, પોલીટીકલ એજંટ.

મુકામ બાલાચડી, તા. ૧૦ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૫ પાનું ૧૩૫ તા૦ ૨૪ જુન સને ૧૮૯૯.

# જાહેરખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે કાઠીયાવાડ એજન્સીની કોર્ટોમાં હાલ કેટલાક આ પ્રાંતના તથા જીલ્લાના લોકો કોઈના ઉપર ફરીયાદો કરેછે તેને તાલુકાની કોર્ટમાં જઈ દાદ મેળવવાનું ફરમાવતાં, તે અરજદાર પોતે તે કોર્ટમાં નહીં

જતાં પોતાની અરજી ડાકમારફત મોકલી દે છે તેથી તાલુકદારની કોર્ટમાં અરજ રની ગેરહાજરી સબબે તે દાવાનો તપાસ ન થઈ શકતાં ખાલી લખાવટ ચલવેછે તેથી કાંઈ લક્ષ આપી શકાતું નથી. માટે તેવા અરજદારોએ હમેશાં જે કોર્ટે તેઓ ફરીયાદ કરે તે કોર્ટમાં જાતે હાજર રહી છેવટ હુકમ મેળવવો જોઇયે; શિવાય તેમની અરજીઓ ઉપરથી કાંઈ થવામાં નહીં આવે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૧૯ માહે જુન સને ૧૮૬૯.

---

આંક ૨૫ પાનું ૧૩૩ તા. ૨૪ જુન સને ૧૮૬૯.

## સરક્યુલર નંબર ૩૧ સને ૧૮૬૯.

### સર્વે પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

કાઠીયાવાડ પ્રાંતના તાલુકદારોની નોકરીમાં જે સીબંધી છે તેમાં વર્ષો વર્ષ વધારો થતો જાય છે કે ઘટારો થતોજાયછે, તે હવે પછે સરકારને જણાવવાની જરૂર રેહેશે માટે આપને લખવાનું કે સને ૧૮૬૮ ની શાલથી દરવર્ષની આખરે તે બાબતનાં પત્રકો આપ તમામ તાલુકદારો પાસેથી લેતા રેહેશો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૧૯ જુન સને ૧૮૬૯.

---

આંક ૨૫ પાનું. ૧૩૪ તા૦ ૨૪ જુન સને ૧૮૬૯.

## સરક્યુલર નંબર ૩૨ સને ૧૮૬૯.

### કાઠીયાવાડ પ્રાંતના બધા રાજા, તાલુદાર તથા ભોમીયાઓ તરફ.

ઝાડનાં જંગલો રાખવાથી શારા ફાયદા થાય છે તે પેસ્તર આપને બતાવવામાં આવેલું છે અને વળી સડકોની બાજુઉપર ઝાડો વાવવાં તથા કોઈ જગોઉપર નાહાનાં ઝાડો રોપવાં તારીખ ૮ નવેંબર સને ૧૮૬૬ તથા ફરીથી તારીખ ૧૦ જુન સને ૧૮૬૮ ના રોજ આપને ધ્યાન દેવા ભલામણ કરવામાં આવી હતી. તોપણ

આપના પોતાના દેશના ભલાને અર્થે આપેલી આ સલાહ પ્રમાણે કાંઇ થયું હોય એમ અમે જાણતા નથી.

ઝાડો રોપવાની મોહોસમ હાલ પાછી આવી છે તેથી આ બાબત આપનું પુરૂં લક્ષ દેવા ફરી આપને ભલામણ કરવામાં આવેછે અને આશા રાખવામાં આવેછે કે, આ અમારી ભલામણ પ્રમાણે આગળ કરતાં વધારે અમલ થશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, રાજકોટ તા૦ ૧૯ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૫ પાનું. ૧૩૪ તા૦ ૨૪ જુન સને ૧૮૯૯.

## સરક્યુલર નંબર ૩૩ સને ૧૮૯૯.

### કાઠીયાવાડ પ્રાંતના બધા રાજા, તાલુકદાર તથા ભોમીયા જેને માજિસ્ટ્રેટનો કાંઇપણ અખત્યાર છે તે તથા એજન્સી ખાતાના બધા અમલદારો તરફ.

પોલીટીકલ એજંટ સાહેબના જાણવામાં આવ્યું છે કે કુવાના કાંઠા બાંધેલા ન હોવાથી લોકો તેમાં પડી ન જાય એવો બંદોબસ્ત ન કરી રાખવાથી ઘણી વખત માઠા અકસ્માત બને છે. તેથી જેને પોલીસની દેખરેખ તથા માજીસ્ટ્રેટનો કાંઇ પણ અમલ ચલાવવા અખત્યાર હોય તે બધાનું ધ્યાન ખેંચવામાં આવે છે, કે તમારા મુલકમાં અથવા તમારી હકુમત નીચેના મુલકમાં જે જે કુવાના કાંઠા ઉપરથી બાંધેલા ન હોય તે ઉપર જમીનથી ત્રણ ત્રણ ફુટ ઉંચી દીવાલ અગર લોઢાની રેલીંગ બંધાવી લેવી, કે લોકોના જાનની એવા કુવાથી બીલકુલ હાની થવા ન પામે.

આ બાબત પુરી ખબર પડયા પછી જે કુવા જમીન ઉપરથી બાંધ્યા વગરના રેહેશે ને તેમાં બુડી જવાથી કોઇનું અકસ્માત મોત થાય તો જેની હકુમતમાં સદરહુ જમીન હોય તે અમલદારે પોતાની નોકરીમાં કસુર કર્યા બદલ તેને તે બાબતમાં જુંમેદાર ગણવો જોઇયે.

ઉપર મુજબ બંદોબસ્ત કરવાની સાથે કુવાઓમાં લુગડાં ધોવા વીગેરેથી કસી રીતે પાણીનો બીગાડ કરવામાં ન આવે એવા સાફ હુકમ સર્વેને દેશો. કુવાઓની આસપાસ

ગંદકી હોય છે તો તેની અસર તેના પાણીમાં ઉતરી પાણી બગડે છે અને તેથી હરેક જાતના દરદોની ઉત્પતી થાયછે. કુવા ઉપર પથ્થરની પાટોથી કાંઠાં બાંધ્યા પછી તે ઉપર કઠેરા બનાવાવા ને કુવાથી પચાસ પચાસ ફુટ અંદર કોઇને લુગડાં ધોવા કે નાહાવા દેવું નહીં આ સાવચેતીઓ ઉપર પુરૂં લક્ષ દેતાં રેહેવાથી લોકોની તનદુરસ્તીમાં ઘણો વધારો થવાનો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, રાજકોટ, તા૦ ૨૨ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૫ પાનું ૧૩૫ તા૦ ૨૪ જુન સને ૧૮૯૯.

# જાહેરખબર.

## કાઠીયાવાડ પ્રાંતના સર્વે તાલુકદારો તરફ.

કોઈ માણસનું અકાળ મૃત્યુ થાય તેવખત તે ઉપર પંચ બેસાડી તેનું વીગતવાર બેજારનામું લખાવવાનો ચાલ હાલ ઘણા ખરા તાલુકામાં બરાબર ચાલતો માલમ પડતો નથી ને તેથી તે બાબતનું કામ જોતી વખત મોત શાથી નીપજ્યું, તે મોત આણવામાં ખરો તકસીરવાર કોણ છે, વિગેરે બરાબર હકીકત મળવામાં ઘણી હરકત પોહોંચેછે તેથી ફરમાવવામાં આવે છે કે, સ્વાભાવિક મોત શિવાય કોઇ બીજી રીતે જયારે કોઈ શખ્સનું મોત થાય તે વખત તેની લાસઉપર ચાર સારા માણસનું પંચ ઠેરવી તે મોત થયાંનાં તમામ કારણો, ઘા વીગેરેની હકીકત, તે મોત કર્યાનો જેના ઉપર શક આવતો હોય અગર સાબેત થતું હોય, તેનાં કારણ સહીત તે શખ્સનું નામ વિગેરે વીગતવાર રીપોર્ટ એ પંચ પાસેથી લેવો ને તે એ બાબતનાં કામમાં હમેશાં સામેલ રાખવો. એપ્રમાણે આપનાં મુખ્ય શેહેરો તથા તમામ ગામોમાં રીવાજ બરાબર ચાલે એવી તાકીદ દરેક ગામના મુખી, પટેલ અથવા અમલદારને દેવી જોઈયે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧૯ જુન સને ૧૮૯૯.

આંક ૨૫ પાનું ૧૩૫ તા૦ ૨૪ જુન સને ૧૮૬૯.

# જાહેરખબર.

સર્વે લોકોને જાહેરખબર આપવામાં આપે છે કે, કાઠીયાવાડ એજન્સીની કોર્ટોમાં હાલ કેટલાક આ પ્રાંતના તથા જીલ્લાના લોકો કોઈના ઉપર ફરીયાદો કરેછે, પરંતુ અરજદારો પોતાની અરજીના જવાબ કોની મારફત કઈ જગોએ મળવો જોઈયે તે લખતા નથી તો હવેથી તે મુજબ બરાબર અમલ કરવો; ને તે અરજદારોને કાગળોનો લખોટો પોતે હાજર નહીં હોય તો તેના નજદીકનાં થાણાની ડાકમાં મોકલવામાં આવશે વાસ્તે તે ડાકમાં ખબર કાઢવા એટલે ત્યાંહાંથી તેને મળશે; અગર માસ બેની મુદતસુધી પોતાની અરજીનો જવાબ ત્યાંહાંથી નહીં લઈ જાય તો તે હુકમ રદ કરી ફરી જવાબ મળવામાં નહીં આવે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૯ જુન સને ૧૮૬૯.

---

આંક ૨૫ પાનું ૧૩૬ તા૦ ૨૪ જુન સને ૧૮૬૯.

# જાહેરખબર.

તાલુકદારો તથા અરજદારો વિગેરે એજન્સી ખાતે કાગળો તથા અરજીઓ મોકલે તેના મથાળાં ઉપર હમેશાં વાદી પ્રતિવાદી એ કામમાં કોણ છે તથા કાગળની મતલબ શું છે તે લખતાં રેહેવા પેસ્તર હુકમ છે, પરંતુ તે મુજબ હાલમાં બરાબર રીવાજ ચાલતો માલમ પડતો નથી માટે સર્વેને ચેતવણી આપવામાં આવે છે કે એ મુજબ વાદી પ્રતિવાદી તથા કાગળની મતલબ લખ્યા વગર જે કાગળ અથવા અરજી એજનસીની કોઈ પણ કોર્ટમાં દાખલ થશે તો તે રાખવામાં નહીં આવે.

ઉપર મુજબ બરાબર અમલ થવા સારૂ પ્રાંતના આફીસર સાહેબો વીગેરે એજન્સીના અમલદારોએ પોતપોતાની આફીસોમાં ચેતવણી આપવી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૨ જુન સને ૧૮૬૯ મુ૦ રાજકોટ.

15 c g

આંક ૨૫ તા૦ ૨૪ જુન સને ૧૮૯૯ પાનું ૧૩૬.

## સરક્યુલર નંબર ૨૦ સને ૧૮૯૯.

### સર્વે પોલીટીકલ આસીસ્ટન્ટ સાહેબો તરફ.

કાઠીયાવાડ પ્રાંતમાં કેટલા બારવટીયા બાહાર છે તે હમેશ જાણવાની જરૂર માટે તે બાબતના વીગતવાર પત્રકો તાલુકદારો પાસેથી લઈ આ સાથેના નમુના પ્રમાણે એકંદર બનાવી અમારા તરફ મોકલતા રેહેશો. એ પત્રક દર ત્રણ ત્રણ મહીને એટલે પેહેલું તા૦ ૧ જુલાઇને રોજ ત્યાર પછી તારીખ ૧ અકટોબર, તારીખ ૧ જાન્યુઆરી ને તા૦ ૧ એપ્રીલ એ પ્રમાણે મોકલવું જોઇએ.

આ સરકયુલર સ્વસ્થાન રાજકોટ લીંબડીના મેહેરબાન સુપ્રીંટેન્ડન્ટ સાહેબ તથા બાટવાના સ્પેશીયલ આસીસ્ટન્ટ સાહેબને પણ લાગુ છે.

ડબલ્યુ૦ ડબલ્યુ૦ આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૮ જુન સને ૧૮૯૯,

| નંબર. | બારવટીયાનું નામ. | તાલુકો તથા ગામ. | ક્યારથી બારવટે છે | શા સબબથી બારવટે નીકળ્યો. | ગયા તથા મહીનામાં કેટલા રૂપીયાનું નુકશાન કર્યું | પકડનારને કેટલાં ઇનામ આપવું છે | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |

આંક ૨૬ પાનું ૧૪૩ તા૦ ૧ જુલાઈ સને ૧૮૯૯.

## સરક્યુલર નંબર ૩૫ સને ૧૮૯૯.

### કાઠીયાવાડ એજન્સીના બધા આસીસ્ટન્ટ સાહેબો તરફ.

કેદીઓનો ઇનસાફ થવા સારૂ તેમને વર્ષમાં ગમે તે વખત પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં મોકલી દેવામાં આવેછે ને તેથી કામમાં ઘણી અડચણ આવેછે તે

દુર કરવાસારૂ ખબર આપવામાં આવેછે કે જે જે કેદીઓ સેશન કોર્ટ માટે કમીટ કરવામાં આવ્યા હશે તે તમામના ઈન્સાફ સારૂ નીચે લખેલા મહીનામાં સેશન ભરાવામાં આવશે:—

૧ લી સેશન એપ્રીલ મહીનાના પેહેલા અઠવાડીયામાં.

૨ જી સેશન જુલાઈ મહીનાના છેલ્લા અઠવાડીયામાં.

૩ જી સેશન નવેમ્બર મહીનાના પેહેલા અઠવાડીયામાં.

તે કમીટ કરેલા દરેક કામના જે સાક્ષી પુરાવા હોય તે તમામ એ અરશામાં હાજર રેહે તેવો બંદોબસ્ત પ્રાંતના સાહેબોએ કરવો જોઇએ. દરેક સેશનની નક્કી તારીખના ખબર અવલથી દેતાં રેહેવામાં આવશે.

ચાલતા શાલની બીજી સેશન ઉપલી ગોઠવણ પ્રમાણે તા૦ ૨૬ જુલાઇથી શરૂ થશે.

ડબલ્યુ૰ ડબલ્યુ૰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૰ ૨૯ જુન સને ૧૮૬૯.

આંક ૨૭ પાનું ૧૪૯ તા૰ ૮ જુલાઈ સને ૧૮૬૯.

# જાહેરખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવેછે કે અપીલોનો તપાસ વાદી પ્રતિવાદીની રજુવાતે હવેથી અમે ચલાવશું ને તે બાબતની જાહેરખબર એક પાટીયામાં ચોહોંડી એક અઠવાડીયાં અવલથી કચેરી આગળ ટાંગવામાં આવશે. પરંતુ પક્ષકારો જાતે કે મુખત્યાર માણસ હાજર નહીં રેહે તો તપાસનું કામ બંધ રાખવામાં આવશે નહીં.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૰ ૩ જુલાઈ સને ૧૮૬૯.

આંક ૨૭ પાનું ૧૪૯ તા૦ ૮ જુલાઈ સને ૧૮૯૯.

# સરકયુલર.

## સર્વે પોલીટીકલ આસીસ્ટન્ટ સાહેબ તરફ.

કાઠીયાવાડમાં અનાજ વીગેરેનો ભાવ શું છે તે હાલ તથા હવે પછીને વાસ્તે જાણવાની જરૂર તેમ તેનો દાખલો રેહેવાથી આગળ ઉપર ઉપીયોગી વાસ્તે આયંદેથી સર્વે સ્ટેશનના નીરખના પત્રક પંદર પંદર દિવસે નહીં મોકલતાં દર મહીને મોકલતા રેહેવું ને તેની સાથે આપના પ્રાંતના મોહોટા મોહોટા કસ્બા વિગેરે ગામોના નીરખનાં પત્રકો તાલુકદારો મારફત મગાવી તેની સરાસરીનું એક પત્રક દર મહીને સદરહુ સદર સ્ટેસનના નિરખના પત્રક સાથે મોકલતાં રહેવું. જેથી દરેક માસમાં આપની પ્રાંતખાતે સરાસરી નિરખ શું હતો તે જાણવામાં આવે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩૦ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૭ પાનું ૧૫૦ તા૦ ૮ જુલાઈ સને ૧૮૯૯.

# જાહેરખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવેછે કે અપીલો મુદતની અંદર તથા રીતસર લખી અમારા તરફ મોકલાવતા રેહેવા ઘણી વખત તાકીદ આપવામાં આવેલી છે તે મુજબ નહીં કરતાં મુદત બાહાર તથા ગેરરીતથી લખાણ વગર હાંસીલની મતલબનું કરી કેટલીક અપીલો આવેછે ને તેથી તેવી અપીલો કાઢી નાખવી પડેછે તેથી ફરીવાર તે બાબતની જાહેરખબર આ નીચે પ્રગટ કરવામાં આવેછેઃ—

અપીલો દાખલ કરવાની મુદત સંબંધી તથા તે દાખલ કરવામાં શું શું અવશ્ય છે તે સંબંધી પ્રથમ સરકયુલરો કરવામાં આવેલા છે તોપણ અપેલન્ટોના તરફથી તે ઉપર ધ્યાન રેહેતું નથી અને ઘણી વખતે મુદતની બાહાર અપીલો દાખલ કરેછે તેના સાથે જે હુકમ કે ઠરાવ ઉપર અપીલ કરેલી હોયછે તેની નકલ મોકલતા નથી અને મોકલેછે તો તે અધિકારીની સહીવાળી હોતી નથી વળી તેની સાથે

કોઈ દાખલા દસ્તાવેજની નકલો હોયછે તો તે પણ અધિકારીની સહીવાળી હોતી નથી; બાજે વખત દાવાનો આંકડોજ લખવામાં આવતો નથી અને આંકડો લખેછે તો દાવાની બાબત લખતા નથી તેથી વારેવારે અપીલો પાછી ફેરવવી પડેછે તે પાછી ફેરવેલી અપીલ પણ ફરી મુદતસર દાખલ કરતા નથી અને તેથી કરીને વિના હાંસલ તસ્દી થતાં પરિણામે તે અપીલ કાઢી નાખવી પડેછે.

વળી આ વાત પણ સર્વેના જાણવામાં છે કે આ પ્રાંતમાં જીલ્લાના કાયદાઓ લાગુ નથી અને તેટલાજ સારૂ ઈન્સાફના ધોરણના દિવાની તથા ફોજદારી સંબંધી ખાસ ધારા કરેલા છે તો તે ઉપર પણ સુરત નહીં રાખતાં જે વાત અહીં લાગુ હોતી નથી તેવી બાબતો પકડી તકરારો ઉઠાવેછે એવું ઘણી વખતે અમારા જોવામાં આવેલું છે.

માટે આ ઉપરથી સર્વેને ચેતવણી આપવામાં આવેછે કે અપીલ વીગેરે દાખલ કરવાં હોય તેને સારૂ તે સંબંધી થયલા સરક્યુલરો તથા હુકમો પ્રમાણે જે જે વાતો અવશ્ય જોઈએ તે લખવી શિવાય રદીયાના કારણો ટુંકામાં દરશાવવાં ને તે પ્રમાણે નહીં હોતાં ખામી ભરેલી હશે, ખાલી લાંબી જીકરવાળી હશે તો તે અપીલ અગર અરજી એકદમ કાઢી નાખવામાં આવશે અને એ રીતે કાહાડી નાખ્યાથી કદી મુદતને બાધ આવતો હશે તે વાત પાકી ખાત્રી લાયક કારણ શિવાય સાંભળવામાં આવશે નહીં.

**ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,**
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩ માહે જુલાઈ સને ૧૮૬૯.

---

આંક ૨૮ પાનું ૧૫૭ તા૦ ૧૫ જુલાઈ સને ૧૮૬૯.

# જાહેરખબર.

## કાઠીયાવાડ પ્રાંતના સરવે રાજાઓ તથા તાલુકદારો તરફ.

ઈંગ્રેજ સરકારની ઈન્સાફી કોર્ટોમાં દેશી રાજસ્થાનની રૈયતને સાક્ષી દાખલ બોલાવવી હોય ત્યારે અત્યારસુધી ઘણી હરકતો નડતી તે ઉપરથી નામદાર મુંબઈ સરકારે નામદાર હાઈકોર્ટના જડ્જોસાથે વિચાર કરી તે જડ્જ સાહેબોએ મુંબઈ ઇલાકા ખાતાના તમામ માજીસ્ત્રેટો ઉપર સરક્યુલર નંબર ૫૨૪ તારીખ ૯ એપ્રીલ સને ૧૮૬૯ નો કરેલો છે તેની મતલબ આ નીચે લખવામાં આવે છે:—

કોર્ટ માજીસ્ટ્રેટ સાહેબ તરફથી દેશી રાજસ્થાનમાંથી સાક્ષી સારૂ તેની રૈયતને બોલાવવામાં આવે ત્યારે તેનું તથા તેના બાપનું નામ તેની ઉમર, જાત, અને રેહેવાનું ગામ તથા તે ગામ નજીક કોઈ મોહોટું શેહેર હોય તો તેનું નામ લખતા રેહેવું. કેટલા દીવસ તે સાક્ષીને રોકવો પડશે તે લખવું ને જે તારીખે હાજર રેહેવા સારૂ તેને બોલાવવામાં આવે તે તથા તેને ગોતતાં તથા હાજર થતાં દીવસ લાગે તે ઉપર નજર રાખી તારીખ ઠરાવવી; બની શકે તેમ હોય ત્યારે સાક્ષીને બોલાવતી વખત સરકારના દસ્તુર મુજબ તેને મળવાનું ભથું પણ અવલથી મોકલી દેવું.

ઉપરની મતલબનો સરક્યુલર થયોછે તો તેના આધારે કોઇપણ ઈંગ્રેજ સરકારની કોર્ટમાંથી આપના તાબાની રૈયતને અમારા અથવા આસીસ્ટન્ટ સાહેબોના મારફત બોલાવવામાં આવે ત્યારે બીન ઉજર તે લોકોને આપની મેળે વખતે મોકલાવતા રેહેશો. સાક્ષી હાજર થવાની અડચણ દુર કરાવવામાં સરકારની ઘણી મરજી છે ને તેથી એ બાબતમાં બધી તરેહથી આપના તરફથી મદત મળવી જોઇએ.

ડબલ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૦ જુન સને ૧૮૯૯.

---

આંક ૨૯ પાનું ૧૯૩ તા૦ ૨૨ જુલાઈ સને ૧૮૯૯.

## જાહેરખબર.

ધી રાઈટ આનરેબલ ધી ગવરનર ઈનકૌન્સીલના સાહેબે ઠરાવ્યું છે કે જે કેદીઓનો કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીમાની કોઇપણ કોર્ટમાં ઇન્સાફ થઈ તેને શિક્ષા મળી હોય તેઓએ મુંબઈ સરકારમાં મોકલવાની અપીલો પોલીટીકલ એજંટ સાહેબ મારફત મોકલવી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૯ જુલાઈ સને ૧૮૯૯.

સપલીમેન્ટ આંક ૨૯ પાનું ૧૭૨ તા૦ ૨૨ જુલાઈ સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૩૯ સને ૧૮૯૯.

## કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના બધા અમલદારો તરફ.

૧. સરક્યુલર નંબર ૬ તા૦ ૧૮ જાન્યુઆરી સને ૧૮૬૪ ની આઠમી કલમમાં જે ધારો બાંધ્યો છે તેનો ગેરઉપીયોગ થઈશકે એવું છે સબબ તેમાં નીચે મુજબ ફેરફાર કરવામાં આવ્યો છે:—

સને ૧૮૬૪ ના એજન્સી ગેઝેટનું પાનું ૧૪.

૨. જે અમલદારોનો અખત્યાર ફર્સ્ટકલાસ સબોર્ડિનેટ માજીસ્ટ્રેટના કરતાં ઓછો હોય તે બધાઓએ હિંદુસ્થાનના ફોજદારી કામ ચલાવવાની રીતના ધારાની સાથેના પરિશિષ્ટના ૭ માં આસનમાં કોઇપણ માજીસ્ટ્રેટથી તજવીજ થઇ શકે એવું લખ્યું છે એજ ગુન્હાનો ફકત ઈનસાફ કરવો; પરંતુ દરેક કામમાં જેટલો અપરાધ સાબિત થયો હોય તેને માટે તેમના અખત્યાર અંદરની શિક્ષા બસ છે. એવું તેમના અભિપ્રાયમાં હોવું જોઈએ.

૩. ફર્સ્ટ કલાસના સબોર્ડિનેટ માજીસ્ટ્રેટો એજ પરિશિષ્ટમાં જીલ્લાના માજીસ્ટ્રેટથી તજવીજ થઇ શકે એવું લખ્યું છે તેવા બધા ગુન્હાની તજવીજ કરી શકે; પણ એ ગુન્હામાહેલા ઘણાક એવા છે કે તેમાં તેઓ જે શીક્ષા આપી શકે તે કરતાં વધારે શિક્ષાને લાયક છે તેથી જ્યારે વધારે શિક્ષા કરવા જોગ તે ગુન્હો હોય ત્યારે તેઓએ સાવચેતી રાખવી જોઈએ કે કાંતો અપરાધ સાબીત ઠરાવી એ બાબતનું કામ કાઠીયાવાડના ફોજદારી કામ ચલાવવાના ધારાની કલમ ૧૪૬ મુજબ વધારે સજા થવા સારૂ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ એટલે પોલીટીકલ આસીસ્ટન્ટ સાહેબ તરફ મોકલવું અથવા તેમના અખત્યાર કરતાં વધારે શિક્ષાને તે ગુન્હો લાયક હોય તથા સેશન કોર્ટથી પણ તજવીજ થઈ શકે તેવો હોય તો તજવીજને સારૂ એ કામ સુપીરીયર કોર્ટ એટલે પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં કમીટ કરવું.

૪. ઉપર કહેલા સરક્યુલરની ૮ મી કલમમાં જે મુખત્યારી આપી છે તે પ્રાંતના પોલીટીકલ આસીસ્ટન્ટ સાહેબો તથા માજીસ્ટ્રેટનો પુરો અખત્યાર જે અમલદારને હોય તેનેજ લાગુ સમજવી અને આ સરક્યુલરની સાથેના દરશાવ્યા છે તે શિવાયના બધા ગુન્હાની બાબતમાં તે મુખત્યારી તેમણે વાપરવી. સાથેના

પત્રકમાં દર્શાવેલા ગુન્હામાના કોઈપણ ગુન્હાનું તોહોમત જે શખ્સ ઉપર હોય તેનું કામ હમેશાં પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં તજવીજ થવાસારૂ કમીટ કરવું.

૫. આ સરકયુલરમાં જે પરિશિષ્ટ બતાવ્યું છે તે ફોજદારી ઈન્સાફનું કામ ચલાવવાની રીત બાબતનો કાયદો વળી સુધારવા બાબતનો આકટ તા૦ ૮ સને ૧૮૯૯ ની સાથે જે પરિશિષ્ટ છે તે છે જેની ગુજરાતી નકલો મંગાવેલી છે. અને જે અમલદાર ઇંગ્રેજી નથી જાણતા, તેમના તરફ તે મોકલવામાં આવશે.

ડબલ્યુ૰ ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૬૯.

---

**આ સાથેના સરકયુલરની ચોથી કલમમાં જે ગુન્હાનો ફકત પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટથીજ તપાસ થઈ શકે એહેવું લખ્યું છે.**

**તેહેનું લીષ્ટ:—**

| હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૧૨૧થી ૧૩૦ | રાજ્ય વિરૂદ્ધ બધા ગુન્હા, બાબ ૬ ઠ્ઠામાં દરશાવેલા. |
| ૧૩૧ | બંડમાં મદદગારી કરવી, અથવા કોઈ આફીસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધર્મથી ભ્રષ્ટ કરવાની કોશીસ કરવી. |
| ૧૩૨ | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો. |
| ૧૩૪ | કોઈ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય, તે દરમીયાનમાં તેહેની ઉપર કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરતાં હુમલો થાય તો. |
| ૧૯૪ | દેહાંત શિક્ષા ઈત્યાદી જોગ ગુન્હો કોઈની ઉપર સાબેત કરાવવાના ઈરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો ઈત્યાદી. |

| હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૧૯૫ | સમુદ્રપારની અથવા સાત વર્ષ કરતાં વધારે કેદની શિક્ષા થઈ શકે એહેવા ગુન્હો કોઈની ઉપર સાબેત કરાવવાના ઈરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. |
| ૨૧૩ | કોઇ શખ્સને દેહાંત શિક્ષાજોગ ગુન્હાથી બચાવવાને બક્ષીસ વીગેરે લે તો. |
| ૨૧૬ | દેહાંત શિક્ષા કરવા જોગ ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુન્હેગારને ઘરમાં રાખવો. |
| ૨૨૨ | જે શખ્સની ઉપર કોઇ ઈન્સાફની કોર્ટે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તેને પકડવામાં ઈરાદેથી કસુર કરવી. |
| ૨૨૫ | જે શખ્સની ઉપર દેહાંત શિક્ષાનું તોહોમત હોય અથવા જીવતાં સુધી સમુદ્રપારની કે મોતની તેને શિક્ષા થઇ હોય તે શખ્સને પકડતા હોય તેમાં કોઇ શખ્સે સામા થવું. |
| ૨૨૬ | સમુદ્રપારથી કાયદા વિરૂદ્ધ પાછું આવવું. |
| ૨૩૨ | રાણીનો શિક્કો ખોટો બનાવવો. |
| ૨૩૪ | રાણીનો શિક્કો ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવાં ખરીદવાં અથવા વેચવાં. |
| ૨૩૫ | રાણીનો ખોટો શિક્કો બનાવવાના કારણસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો. |
| ૨૩૮ | રાણીનો શિક્કો ખોટો બનાવેલો જાણ્યા છતાં આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો. |
| ૨૫૫ | સરકારી સ્ટાંપ ખોટો બનાવવો. |
| ૨૫૬ | સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો. |
| ૨૫૭ | કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવું ખરીદવું અથવા વેચવું. |

| હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૩૦૨ | ખુન. |
| ૩૦૩ | જન્મટીપના ગુન્હેગારે કરેલું ખુન. |
| ૩૦૪ | ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણ્ય મનુષ્ય વધ, અગર જે કામથી મોત થયું હોય તે મોત આણવા વિગેરેના ઈરાદાથી કર્યું હોય તો. |
| ૩૦૫ | કોઈ બાળક અથવા દીવાના અથવા ચળેલ અથવા કેફવાળા શખ્સને આત્મઘાત કરવામાં મદદ કરવી. |
| ૩૦૬ | આત્મઘાત કરવામાં મદદગારી કરવી- |
| ૩૦૭ | ખુનની કોશીસ. |
| ૩૦૮ | શિક્ષણ્ય મનુષ્ય વધ કરવાની કોશીસ. |
| ૩૧૧ | ઠગ હોવું. |
| ૩૧૩ | સ્ત્રીની રજામંદી શિવાય ગર્ભપાત કરવો. |
| ૩૧૪ | ગર્ભપાત કરવાના ઇરાદાથી કરેલા કાંઈ કામથી થએલું મોત. |
| ૩૧૫ | કોઈ બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરીજાય એવું કરવાનાં ઇરાદાથી કરેલું કામ. |
| ૩૧૬ | જે કામ શિક્ષણ્ય મનુષ્યવધ ગણાતું હોય એવાં કામથી કોઈ જન્મેલા જીવતાં બચ્ચાનું મોત આણવું. |
| ૩૨૬ | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધીપુર્વક મહાવ્યથા કરવી. |
| ૩૨૭ | જબરાઇથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કઢાવવા સારૂ અથવા કાંઈ ગુન્હો કરવો સેહેલ થાય એહેવું કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધીપુર્વક વ્યથા કરવી. |
| ૩૨૮ | વ્યથા કરવાના ઈરાદાથી બેહોશ કરે એવી વસ્તુ ખવડાવવી. |
| ૩૨૯ | જબર જસ્તીથી કાંઈ મિલકત અથવા કીમતી દસ્તાવેજ કઢાવવા અથવા કાંઈ ગુન્હો કરવો સેહેલ થાય એવું કાયદા વિરૂદ્ધ કામ કરવા સારૂ બુદ્ધી પુર્વક મહાવ્યથા કરવી. |
| ૩૩૧ | જબર જસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા વિગેરે સારૂ બુદ્ધીપુર્વક મહાવ્યથા કરવી. |

| હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
| --- | --- |
| ૩૭૩ | કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધી પુર્વક માહાવ્યથા કરવી. |
| ૩૬૪ | ખુન કરવા માટે મનુષ્યહરણ અથવા મનુષ્યનયન. |
| ૩૬૬ | કોઇ સ્ત્રીનું જુલમથી લગ્ન કરાવવા અથવા તેના ઉપર જુલમ કરાવવો વિગેરે કારણ સારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરવું. |
| ૩૬૭ | કોઈ શખ્સને માહાવ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે, વિગેરે કારણ સારૂ તેનું હરણ અથવા નયન કરવું. |
| ૩૭૦ | કોઈ શખ્સને ગુલામ દાખલ ખરીદવો અથવા આપી દેવો. |
| ૩૭૧ | નિત્ય ગુલામનો વેપાર કરવો. |
| ૩૭૨ | જાર કર્મને માટે કોઇ બાળકને વેચવું અથવા ભાડે આપવું. |
| ૩૭૩ | જાર કર્મને માટે કોઈ બાળકને ખરીદવું અથવા કબજામાં લેવું. |
| ૩૭૬ | બળાત્કાર સંભોગ. |
| ૩૭૭ | સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હા. |
| ૨૩૮ | ચોરી કરવા સારૂ અથવા ચોરી કર્યા પછી નાહાશી જવા સારૂ અથવા ચોરીથી મળેલી મીલકત પાસે રાખવા સારૂ મોત વ્યથા અથવા અટકાવ કરવાની અથવા મોત વ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને પછી ચોરી કરવી. |
| ૩૮૬ | મોત અથવા માહાવ્યથાનો ભય કોઇ શખ્સને પમાડીને જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવો. |
| ૩૮૮ | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વર્ષની કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવાનો ડર દેખાડીને જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવો. |
| ૩૮૯ | જબરાઇથી કડાવવાનો ગુન્હો કરવાસારૂ મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વર્ષની કેદની શિક્ષા થઈશકે એહેવા ગુન્હાનું તોહોમત મુકવાનો કોઈ શખ્સને ડર દેખાડવો. |

| હિંદુસ્થાનના ફોજ-દારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૩૯૪ | અપહર્ણ કરવામાં અથવા અપહર્ણની કોશીસમાં બુદ્ધીપુર્વક વ્યથા કરવી અથવા એવા અપહર્ણમાં બીજા શખ્સનું જાથુ સામેલ રેહેવું. |
| ૩૯૫ | ડાકાઈટી. |
| ૩૯૬ | ડાકાઈટીમાં ખુન. |
| ૩૯૭ | ખુન અથવા માહાવ્યથા કરવાની કોશીસની સાથે અપહર્ણ અથવા ડાકાઇટી. |
| ૩૯૮ | કાંઈ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તે વખતે અપહર્ણ અથવા ડાકાઇટી કરવાની કોશીસ. |
| ૩૯૯ | ડાકાઇટી કરવાની તૈયારી કરવી. |
| ૪૦૦ | હમેશાં ડાકાઈટી કરવાનાં કારણસર એકઠા મળેલા શખ્સોની ટોળીમાં હોવું. |
| ૪૦૨ | ડાકાઈટી કરવાનાં કારણસર મળેલા પાંચ અથવા વધારે શખ્સોમાં હોવું. |
| ૪૧૨ | આ ડાકાઈટી કરતાં મળેલી મીલકત છે એમ જાણીને તે ચોરીની મીલકત બદ દયાનતથી લેવી. |
| ૪૧૩ | નિત્ય ચોરીની મીલકતનો ધંધો કરવો. |
| ૪૩૬ | કાંઈ ઘરવિગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડ બીગાડ કરવો. |
| ૪૩૭ | તુતકવાળા વાહાણનો અથવા વીશટનના ભારના વાહાણનો નાશ કર-વાના ઇરાદાથી અથવા તેવા વાહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બીગાડ કરવો. |
| ૪૩૮ | છેલ્લી કલમમાં બયાન કરેલો બીગાડ અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ વડ કર્યો હોય તો. |
| ૪૩૯ | ચોરી વિગેરે કરવાના ઇરાદાથી વાહાણને કિનારાપર ચડાવી દેવું. |
| ૪૪૯ | મોતની શિક્ષા થઈ શકે એહેવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો. |
| ૪૫૦ | જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઈશકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો. |

| હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૪૫૫ | વ્યથા અથવા હુમલો વિગેરે કરવાની તૈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. |
| ૪૫૮ | વ્યથા વિગેરેની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. |
| ૪૫૯ | ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને માહાવ્યથા કરવી. |
| ૪૬૦ | ઘણા શખ્સો રાત્રે ઘર ફોડવા વિગેરેમાં સામેલ હોય અને તેઓમાંનો કોઈએક શખ્સ મોત અથવા માહાવ્યથા કરે તો. |
| ૪૬૬ | કોઈ ઇન્સાફની કોર્ટનું દફતર અથવા જન્મ વિગેરે બાબતોની નોંધ સરકારી નોકર રાખતો હોય તેવું રજીસ્ટર ખોટું બનાવવું. |
| ૪૬૭ | કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ અથવા કાંઈ કીમતી દસ્તાવેજ બનાવવાનો કે કોઈનાં નામપર કરી આપવાનો અથવા કાંઈ નાણાં વિગેરે લેવાનો અખત્યાર ખોટો બનાવવો. |
| ૪૭૨ | હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઇરાદાથી ખોટી મોહોર પત્રં વિગેરે બનાવવું અથવા તેવું જાણી બુજીને કબજામાં રાખવું ઇત્યાદી. |
| ૪૭૪ | કોઇ લેખ ખોટો બનાવેલો છે, એવું જાણીને તે ખરા દાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવો ઇત્યાદી. |
| ૪૭૫ | હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નિશાની ખોટી બનાવવી અથવા ખોટી નિશાની કહેલો પદાર્થ કબજામાં રાખવો. |
| ૪૭૭ | કોઈ વીલ વિગેરેને દગલબાજીથી છુપાવવું, ચેહેરી નાખવું અથવા તેનો નાશ કરવો અથવા તેમ કરવાની કોશીસ કરવી. |

| હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ. | ગુન્હાનો પ્રકાર. |
|---|---|
| ૪૯૩ | જે પુરૂષની સાથે જે સ્ત્રીના કાયદા મુજબ લગ્ન થયાં નથી તે પુરૂષે તે સ્ત્રીને કાયદા મુજબ લગ્ન થયાનાં કપટથી વિશ્વાસ બેસાડીને તેની જોડે દંપતિભાવે રેહેવું. |
| ૪૯૫ | આગળનાં લગ્નની વાત છુપાવીને વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવું. |

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ, પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા० ૧૬ જુલાઈ સને ૧૮૬૯.

---

આંક ૩૧ પાનું ૧૮૨ તા० ૫ આગષ્ટ સને ૧૮૬૯.

# જાહેરખબર.

કાઠીયાવાડ પ્રાંતના બધા રાજાઓ તથા તાલુકદારો તથા ભોમીયા તરફ.

હિંદુસ્થાનમાં કેટલાક દેશી રાજાઓના મુલકમાં છોકરીઓની ચોરી થઈ ખરાબ તથા બીજા કાયદા વિરૂદ્ધ કામ સારૂ તેમને વેચવાનો રિવાજ ચાલેછે, એવા ખબર માહારાણી સરકારના હિંદુસ્થાન ખાતેના નામદાર સેક્રેટરી આવ સ્ટેટના સાહેબને પડતાં તેઓ સાહેબે તારીખ ૪ માર્ચ સને ૧૮૬૯ના રોજ હિંદુસ્થાનની સરકારને એક પત્ર લખ્યો છે તેમાં એવો ધંધો કરનારને કાયદા મુજબ નશિયતે પોહોંચાડવા તથા એ ચાલ જેમ બને તેમ બંધ થવા સારૂ ઘણી આયેશ બતાવી છે ને તે ઉપરથી નામદાર કલકત્તાના વાઈસરાય ગવરનર જનરલ સાહેબની તરફથી તે કામમાં જે દાખલા બન્યા હોય તે જાહેર કરવા તથા આયંદેથી તેમ નહીં થવાનો બંદોબસ્ત રાખવા તમામ જગ્યાએ લખાણ કરેલું છે.

આપ્રાંતમાં એવા કેટલા દાખલા બન્યા છે તેનો તપાસ કરતાં માલમ પડ્યું કે પૈસા લઈને અથવા ચોરીથી લઈ જઈને છોકરીઓને વેચવાના દાખલા કોઈ કોઈવાર

બનેછે. હાલમાં એવા બે દાખલા નવાનગર સ્વસ્થાનમાં તથા ત્રણ દાખલા મોરબી સ્વસ્થાનમાં બન્યા હતા; ને તે કામના ગુન્હેગારોને તેમણે વાજબી નાશયત આપેલી છે. પુર્વ પ્રાંતના આશીસર સાહેબના રિપોર્ટથી માલમ પડેછે કે તે તરફ કેટલાક બ્રાહ્મણો નીચી જાતની એટલે ઢેઢની દીકરીઓ ચોરી જઈ દુર દેશમાં તેમને બ્રાહ્મણની દીકરી કહી બીજા બ્રાહ્મણોને પૈસા લઈ પરણાવી આવેછે એવા ત્રણ કામનો તપાસ સાહેબ મોસુફ પાસે ચાલેછે.

રજપુતસ્થાન વિગેરે ઠેકાણે એવાં કામ સારૂ છોકરીઓ વેચવાનો જે એક જાથુ ધંધા જેવો રિવાજ ચાલેછે તેવું આ પ્રાંતમાં જો કે બીલકુલ નથી, તેમ કોઈ કોઈવાર એવા દાખલા બનેછે ત્યારે તેવું કરનારને વાજબી નશિયત મળેછે. તોપણ એ બાબત આપને બધાને જણાવવાની જરૂર દેખાયછે કે, સદરહુ રરામને દુર કરવા સારૂ સરકારનો ઘણો પ્રયત્ન છે ને તેવાં કામ કરનાર કોઈ શિક્ષા વગર બચી જાયછે એવી તેમને ખબર પડે જોખમની વાત માટે છાનાઈથી કોઈ લોક એવું કામ કરતા હોય તેમને પકડી સખ્ત શિક્ષાએ પોંહોચાડવા કે જેથી બીજા લોકો જેનો દાખલો જોઇ કદી તેવું કામ ન કરે એવું થવું જોઇએ. માટે તેમ કરવા તરફ જેટલી બને તેટલી કોશીસ કરી એ ગુન્હા થવા ન પામે તેવી આપ ચોકસી રખાવશો. કેમકે એવા ગુન્હા દેશી રાજસ્થાનોમાં નહીં બનવા દેવા સારૂ નામદાર વાઇશરાય ગવરનર જનરલ સાહેબ બાહાદુરે દૃઢ નિશ્ચય કરેલો છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૯ માહે જુલાઈ સને ૧૮૬૯.

---

આંક ૩૧ પાનું ૧૮૪ તા૦ ૫ આગષ્ટ સને ૧૮૬૯.

# જાહેરખબર નંબર ૧૭ સને ૧૮૬૯.

સીમાડા કમીટીના પ્રેસીડેન્ટોના જાહેર કરવાથી અમારા જાણવામાં આવ્યું છે કે જે સીમાડા તકરારી હોય છે ને જેની જમીન નહીં ખેડવા હુકમ થયા હોય છે તથા તે ઉપર ખરો હક કોહોનો છે તેની તજવીજ ચાલતી હોય છે, તેવાં કામમાં પક્ષકારો હુકમ વિરૂદ્ધ જમીન ખેડે છે તેણે કરીને તેમનું કામ ઘણુંજ વધી પડયું છે ને પછી એવી જમીન ઓળખવાને જેમ દીવસ થાય તેમ વધારે વધારે હરકત પડે છે.

આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે એવી રીતની તકરારી જમીન જેના તરફથી ખેડે તે ખેડવાણ ઉપર નજર રાખી રૂપીયા પાંચસો સુધી તે પક્ષકારનો દંડ કરવાને તથા એવી જમીન ભેળવી નાખવાને કમીટીના પ્રેસિડેન્ટોને અખત્યાર આપવામાં આવ્યો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ તા૦ ૨ આગષ્ટ સને ૧૮૬૯.

---

આંક ૩૨ પાનું ૧૮૮ તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૬૯.

## તા૦ ૨૯ જુલાઈ ૧૮૬૯ ના મુંબઈના સરકારી ગેઝેટમાંથી ઈન્તેખાબ પોલીટીકલખાતું.

હિંદુસ્થાનની સરકારનું નિચે લખેલું જાહેરનામું સર્વે લોકોને જાણ થવા સારૂ ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે:—

તા૦ ૨૯ જુલાઈ ૧૮૬૯.

નંબર. ૬૩૪ —નામદાર વાઈસરાય અને ગવનર જનરલ ઈન કોન્સીલે ધારવાડના પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટને અને સાવાનુરના પ્રીનસીપાલ સદર અમીનની કોર્ટને દીવાની કામ ચલાવવાના કાયદાની (સને ૧૮૫૯ના આઠમાં આકટની) કલમ ૨૮૪ મી પ્રમાણે અખત્યાર ચલાવવા અધીકાર આપ્યો છે.

રાઈટ આનરેબલ ધી ગવનર ઈન કોન્સીલના હુકમથી.

(સહી) સી. ગોન.

સરકારના સેક્રેટરી.

(ખરો ઈન્તેખાબ).

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

બંદરે મુંબઈ, તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૬૯.

આંક ૩૨ પાનું. ૧૮૯ તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૬૯.

## જાહેરખબર નંબર ૧૯ સને ૧૮૬૯.

પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાંથી અપીલો ઉપર જે ફેસલા થયા હોય છે, તે ફરી તપાસવા સારૂ હમણાં ઘણી અરજીઓ આવેછે તેથી એ બાબતના ધારા બાંધવાની જરૂર જણાય છેઃ—

૧. લો— જે વખત ઠરાવ કરવામાં આવ્યો હતો ત્યારે અરજદારના જાણવામાં હતા તે શિવાય બીજા નવા દાખલા પુરાવા કે બાબતો માલમ પડી છે. અથવા તે વખત તે હાજર થઈ શકે તેવું ન હતું તે કારણથી અથવા બીજું કાંઈ વાજબી તથા પુરૂં કારણ બતાવી આવી અરજીઓ આવવી જોઇએ.

૨. જો— ઠરાવ થયા પછી ત્રીસ દીવસની અંદર એવી અરજીઓ દસ્તુર મુજબ ફી ભરીને કરવી.

૩. જો— તોપણ જે ઠરાવ ઉપર સરકારમાં અપીલ થઈ હશે, તેવી બાબતમાં ફરી તપાસ બાબતની આવી અરજીઓ રાખવામાં આવશે નહીં.

૪. થો— આવી બધી અરજીઓ હમેશાં ઇંગ્રેજીમાં આવવી જોઈએ ને તે સાથે ગુજરાતી નકલ પણ ટાંકવી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૯ આગષ્ટ સને ૧૮૬૯.

---

આંક ૩૨ પાનું ૧૯૦ તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૬૯.

## જાહેરખબર.

કાઠીયાવાડમાં તાર મારફત સંદેશા મોકલવા સારૂ તારનું કારખાનું દાખલ થયું છે. ને એ તાર અમદાવાદથી રાજકોટ સુધીનો સંધાઈ ચુક્યો છે; થોડા દીવસમાં સંદેશા મોકલવાનું કામપણ જારી થશે તો જે જે ઠેકાણે એ તારના થાંભલાં આ પ્રાંતમાં ઉભાં કરવામાં આવ્યાં છે તે તે જમીનના સર્વ માલેકોને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે જ્યાંહાં એ થાંભલાં ખેતરો વચે હોય ત્યાંહાં તેની આસપાસ એક-

વાર જમીન ચોતરફ પડતી મુકવી. કે એકુ કે તેના જાનવરથી તેને કાંઈ ઈજા ન પોહોંચે ને તમામ થાંભલાંને કોઈપણ રીતે ઈજા ન પોહોંચે તે બાબતની તે હદના તાલુકદારે પક્કી કાળજી રાખવી જોઈએ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૫ આગષ્ટ સને ૧૮૯૯.

---

આંક ૩૨ પાનું ૧૯૦ તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૯૯.

## જાહેરખબર.

અપીલોના ફેસલા પક્ષકારોની રજુવાતે કરવાનો અમે ઠરાવ કીધો છે પરંતુ તેમાં પક્ષકારો તરફથી ઘણી વખત કાયદા પ્રમાણે વર્તવામાં આવતું નથી તો નીચે લખ્યા-પ્રમાણે જે પક્ષકાર તરફથી અમલ નહીં થયો હોય તો તેવા પક્ષકારને રજુવાતમાં રાખવામાં આવશે નહીં.

જે કામમાં પક્ષકાર પોતે હાજર ન હોય તેવાં કામમાં સનંદી વકીલને તે બાબતના અધિકારીની સહીવાળા મુખત્યારનામા સાથે મોકલવો જોઈએ; પરંતુ પાંચમી કલાસ સુધીના તાલુકદારો પોતાના કામદારોને બરાબર મુખત્યારનામાં સહીત મોકલશે તો તે મંજુર રાખવામાં આવશે.

જે સનંદી વકીલને આ કોર્ટમાં વકાલત કરવાની સનંદ નહીં મળી હોય તેના નામનું મુખત્યારનામું રાખવામાં આવશે નહીં.

જે કામમાં સ્પેશીયલ અપીલ દાખલ કરવામાં આવી હશે તેની રજુવાત સનંદી વકીલ શિવાય અમે કરશું નહીં.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૫ આગષ્ટ સને ૧૮૯૯.

---

આંક ૩૨ પાનું ૧૯૦ તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૪૦ સને ૧૮૯૯.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીની બધી દીવાની કોર્ટોના અધિકારી સાહેબો તથા પેહેલા, બીજા, ત્રીજા, ચોથા તથા પાંચમાં કલાસના રાજા તથા તાલુકદારો તરફ.

આ એજન્સીની દીવાની કોર્ટોની હકુમત બાહારના એટલે આ પ્રાંતના દેશી રાજસ્થાનોમાં રેહેનારા લોકોની સાક્ષી લેવાનાં કામમાં વધારે ધારા કરવાની જરૂર જણાતાં કાઠીયાવાડના દીવાની કાયદાની કલમ ૧૦૪ માં નીચે મુજબ વધારો કરવામાં આવ્યો છે.

"સિવાય જે સાક્ષી રાજસ્થાન અથવા તાલુકદારોની હદમાં રેહેતો હોય, ને જ્યાંહાંના તાલુકદારને પેહેલા, બીજા, ત્રીજા ચોથા કે પાંચમા કલાસનો અખત્યાર હોય તથા જ્યાંહાં દીવાની તથા ફોજદારી કામના લખેલા કાયદા ચાલતા હોય તથા જ્યાંહાં ઇન્સાફની બરાબર કોર્ટો સ્થાપન થઈ હોય તથા ઉપર કહેલા કાયદાની એક એક નકલ પોલીટીકલ એજંટ સાહેબની કચેરીમાં જેણે આપી હોય તથા એ કોર્ટો ઉપર કોણ કોણ અમલદાર ઠરેલા છે તેનાં નામ તેમના પોતાના ગેઝેટમાં અથવા એજન્સી ગેઝેટમાં પ્રગટ કીધાં હોય તેવા તાલુકદારની રૈયતની સાક્ષીની જરૂર પડેથી જે જગોએ સાક્ષી રેહેતો હોય તે તથા જ્યાંહાં તેના અખત્યારવાળા તાલુકદારની કોર્ટ હોય તે વચ્ચે જેટલું છેટું હોય તેના કરતાં જે એજન્સીની કોર્ટમાં તેને સાક્ષીસારૂ બોલાવેલ હોય તે કોર્ટની જગાએ સાક્ષીની રેહેવાની જગોથી વધારે છેટે હોય તો તેને જાતે નહીં બોલાવતાં એવી કોર્ટોના અમલદાર ઉપર એ બાબતનું કમીશન મોકલી તેની સાક્ષી લેવામાં આવશે."

ઉપલી કલમની શરતો જે જે તાલુકાઓ તરફથી પુરી પાડવામાં આવશે તે તે તાલુકામાં રેહેનાર શાહેદીઓ વિશે તે કલમ પ્રમાણે એજન્સીની કોર્ટ અમલ કરશે ને તે શરતો પાળ્યાની ખબર એજન્સી ગેઝેટમાં છાપવામાં આવશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૯ આગષ્ટ સને ૧૮૯૯.

આંક ૩૫ પાનું ૨૦૮ તા૦ ૨ સપટેંબર સને ૧૮૯૯.

## સરકયુલર નંબર ૪૧ સને ૧૮૯૯.

### કાઠીયાવાડ પ્રાંતના બધા રાજાઓ તાલુકદારો તથા ભોમીઆ અને કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના બધા અમલદારો તરફ.

જે વખત ટપાલની લુટ થાય છે ત્યારે હાલના ચાલતા કાયદા પ્રમાણે હલકારાને છેવટ સુધી સગડ સાથે જવું પડે છે, માટે લુંટની જગોપર જે તાલુકદારનો અખત્યાર હોય તેણે અથવા તેનાં માણસે લુટાએલી ટપાલમાંથી જે બાકી રહી હોય તે એકદમ વગર ઢીલે પોતાનાં માણસ જોડે ટપાલની બીજી ચોકીયે પોહોંચાડી દેવી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦ ૨૮ આગષ્ટ સને ૧૮૯૯.

---

આંક ૩૮ પાનું ૨૩૪ તા૦ ૨૩ સપેટંબર સને ૧૮૯૯.

## જાહેરખબર નંબર ૨૦ સને ૧૮૯૯.

દસ્તાવેજો રજીષ્ટર કરાવવાની બાબતમાં હાંશીયામાં દરશાવેલી જાહેર ખબરોમાં જે ધારા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે ધારા પૈસા તથા બીજી મીલકત તથા ઘર જમીન વિગેરે ઉપરના કોઇ પણ રીતના હક બાબતના દસ્તાવેજોને આ ઉપરથી આવતા મહીનાની તારીખ ૧ લીથી લાગુ કરવામાં આવે છે.

નંબર ૧૯ તા. ૧૩ જુલાઇ સને ૧૮૯૮ ને તા. ૧૬ જુલાઇ સને ૧૮૯૮ એજન્સી ગેઝેટમાં પ્રસિધ્ધ થએલા છે.

નંબર ૫ તા. ૨૩ માર્ચ સને ૧૮૯૯ ને તા. ૨૫ માર્ચ સને ૧૮૯૯ ના એજન્સી ગેઝેટમાં પ્રસિધ્ધ થએલા છે.

આવા તમામ દસ્તાવેજો લખાયાની તારીખથી છ મહીનાની અંદર રજીસ્ટર નહીં થએલા હોય તેને એજન્સીની કોર્ટોમાં પુરાવામાં ગણવામાં આવશે નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦ ૧૮ સપટેંબર ૧૮૯૯.

આંક ૩૮ પાનું ૨૩૫ તા૦ ૨૩ સપટેંબર સને ૧૮૯૯.

# સરક્યુલર નંબર ૪૩ સને ૧૮૯૯.

સીમાડા કમીટીઓએ શી રીતે કામ ચલાવવું તે બાબતના નીચે મુજબ વધારે ધારા રાજાઓ તથા તાલુકદારોના કારભારીઓની સાથે સલાહ કરી કરવામાં આવ્યા છે; ને તે બધાને જાણ થવા સારૂ પ્રગટ કરવામાં આવેછેઃ—

૧. દરેક પક્ષકારે કમીટી વરાડના રૂપીયા બીજા મહીનાની આખર તારીખ સુધીમાં અથવા પત્રક બતાવ્યા પછી પંદર દીવસની અંદર ભરી દેવા મુદતસર રૂપીયા ન ભરે એક વખત તાકીદ આપવી ને જરૂર જણાય તો બીજી વખત પ્રાંત ખાતેથી મોહોસલ થવાનો.

૨. નીમેલી તારીખે જે પક્ષકારો દાખલા પુરાવા સહીત હાજર નહીં થાય તો ગેરહાજરીના દીવસનું કમીટીનું તમામ ખર્ચ તે પક્ષકારને શીર રેહેવાનું શીવાય પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબની મંજુરીથી દરરોજ દશ રૂપીયા સુધીનો દંડ કરવામાં આવશે. નીમેલી તારીખે પક્ષકારો હાજર થાય તો તેમનું કામ એકદમ ચલાવવું પણ જ્યારે બરાબર હાજર ન થાય અથવા દાખલા પુરાવા હાજર કરવા વધારે મુદત વાજબી કારણ બતાવી માગે તો એ કામ ચલાવવાનો બીજો દીવસ મુકરર કરવો.

૩. સીમાડાનો ફેસલો થયા પછી પંદર દીવસની અંદર પક્ષકારોએ પાકી દડીઓ નાખી દેવી. કોઈ કામમાં જરૂર હોય તો વધારે મુદત કમીટીએ આપવી; તે છતાં દડી ન નાખેતો કમીટીએ એક સરવેયર તથા એક મેંબર મોકલી નખાવી દેવી ને તેનું ખરચ તે પક્ષકાર પાસેથી લેવું.

૪. શાહેદોની જુબાની બંને પક્ષકારની રજુવાતે લેવી; ને તેમાં પક્ષકારોની સહી લેવી. કોઈ તેમ કરવા ના કહે તો તે વાત જુબાની નીચે લખવી. જરૂર પડે શાહેદોને પરભાર્યા પણ બોલાવવા પણ તેમની જુબાની ઉપર મુજબ લેવી.

૫. પક્ષકારો તરફથી જે મુખ્તાર કમીટી પાસે હાજર થાય તેને કામમાં લાવવામાં કુલ મુખ્તયારી છે, એમ ગણવું; અને એવા મુખ્તાર ભણેલા તથા આબરૂદાર હોવા જોઈએ,

૬. બીન તકરારી શીમાડે એક સરવેયર તથા મેંબર મોકલી નિશાન નંખાવવાં; ને તેમ કરતાં કાંઈ તકરાર જોતો તે સીમાડો તકરારી સમજવો.

૭. તકરારી સીમાડાનો તપાસ શરૂ કરતાં પેહેલાં નકશો તૈયાર કરાવવો.

૮. પક્ષકારો માગેતો તેમને ફીલ્ડ બુકની નકલ તેમના ખરચે આપવી.

૯. કમીટીનાં ફંડમાં જે વધારો હોય તે કંટીંજેંટ વિગેરે ખરચમાં વાપરવો.

૧૦. જે પક્ષકારનો બીન તકરારી કબજો હોય તે વાત તેના લાભમાં એક પુરાવામાં ગણવી.

૧૧. એજન્સીના બધા ધારા તથા કાયદા કમીટીને લાગુ પડેછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા. ૧૭ સપટેંબર સને ૧૮૯૯.

---

આંક ૩૯ પાનું ૨૪૩ તા૦ ૩૦ સપ્ટેંબર સને ૧૮૯૯.

## સરક્યુલર નંબર ૪૫ સને ૧૮૯૯.

### કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તરફથી.

### પ્રાંતના સર્વ પોલીટકલ આસીસ્ટંટ સાહેબો તરફ.

ગૃહસ્થો,

અમારા જાણવામાં આવ્યું છે કે દસ્તાવેજો રજીસ્ટર કરાવવા બાબત હાંસીયામાં લખેલી જાહેરખબરોમાં જે ધારા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, તેથી ગાફલ જમીનદારોને પોતાનો ગરાસ થાલમાંડી પૈસા ઉધાર લેવાનું સેહેલ થઈ પડયું છે જેથી એવા ગરાસ લાઇલાજ કરજમાં ફસી પડવાનાં જોખમમાં આવી પડે છે. તેથી આપને લખવામાં આવેછે કે તાલુકદારો તથા ગરાશીયાના ગરાસ અયોગ્ય તથા વગર જરૂરીયાતના કરજના બોજામાં આવી ન પડે તે વિશે આપ સાવચેતી રાખશો. માટે

નંબર ૧૯ તા૦ ૧૩ મી જુલાઇ સને ૧૮૯૮ ને તા. ૧૬ મી જુલાઇના એજન્સી ગેઝેટમાં પ્રસિધ્ધ થએલ છે.

નંબર ૫ તા૦ ૨૩ માર્ચ સને ૧૮૯૯ ને તારીખ ૨૫ માર્ચ સને ૧૮૯૯ ના એજન્સી ગેઝેટમાં પ્રસિધ્ધ થએલ છે.

નંબર ૨૦ તા૦ ૧૮ સપ્ટેંબર સને ૧૮૯૯ ને તા૦ ૨૩ સપ્ટેંબર સને ૧૮૯૯ ના એજન્સી ગેઝેટમાં પ્રસિધ્ધ થએલ છે.

એવી લેવડ દેવડ કરવાની જરૂરીયાત છે તથા કરજે લેનાર પોતાનું કરજ વાજબી મુદતની અંદર પતાવી શકશે એવી આપની ખાત્રી થાય નહીં તો એવા દસ્તાવેજ રજીસ્ટર કરવાની ના પાડશો.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૪ સપટેંબર સને ૧૮૯૯.

---

આંક ૪૧ પાનું ૨૬૨ તા૦ ૧૪ અકટોબર સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૨૫ સને ૧૮૯૯.

અમરેલીના આજમ વહીવટદાર તરફથી પોતાના પ્રગણામાં પ્રગટ કરેલી જાહેરખબરનો તરજુમો આ નીચે પ્રસિદ્ધ કરી પોલીટીકલ એજંટ સાહેબ હુકમ કરેછે કે જે જે તાલુકદારના સીમાડા અમરેલી પંચમહાલના ગામોને લગતા હોય તેમણે બધાએ બધા તકરારી સીમાડાના કામમાં એજ પ્રમાણે વર્ત્તણુક ચલાવવી અને જે પ્રમાણે ગાયકવાડ સરકારે અમરેલીનાં ગામો તરફ સમાધાનીનો મારગ પકડવા ફરમાવ્યું છે તેજ પ્રમાણે જ્યાંહાં જ્યાંહાં તકરાર હોય ત્યાંહાં ત્યાંહાં અહીંના તાલુકદારોએ પણ સમાધાનીનો રસ્તો પકડવો.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૬ અકટોબર સને ૧૮૯૯.

---

અમરેલી પંચમહાલના ગામોના સામાડા કાઠીયાવાડના તાલુકાઓને જ્યાંહાં જ્યાંહાં લાગેલા હોય અને ગામોવાળા ઉપર ગાયકવાડ સરકારના અમરેલી માહાલના વહીવટદારે કરેલા જાહેરનામાનો તરજુમો.

હાલમાં સીમાડાઓ ઉપર ટંટા થવાથી જાન માલનું નુકશાન થયું છે, તે વાત નજરમાં રાખવા બધા લોકોને ફરમાવવામાં આવેછે અને પોતપોતાના સીમાડાની હદ ઓલંગન કરી તથા જે જમીન તકરાર સબબે પડતર પડી હોય તે જમીન ખેડવાની

બધા ગામવાળાને સખ્ત મના કરવામાં આવેછે અને એવી બધી જમીનનો ચાલતો વહીવટ કોઈએપણ બદલાવવો નહીં. જે પડતર જમીન બાબત અત્યારસુધી તકરાર નહોય તેવી જમીન ખેડવામાં પણ કદી કોઈ સામાવાળાના ગામ તરફથી હરકત લાવે તો તેવી જમીન પણ ખેડવી પડતી મુકી દેવી. શિવાયે કોઈપણ તરફથી ટંટો ન થાય તેમ કરવા સારૂ હુકમ કરવાની જરૂર પડેછે, કે જે કાંઈ જમીન જે ગામના ખરેખરા ખેડવાણમાં તથા ભોગવટામાં હોય ને તેવી જમીનમાં સામાવાળા ગામ તરફથી હરકત કરવામાં આવે અને તે સામાવાળા ગામના પટેલ તથા બીજા અમલદારને તેવી નાહક હરકત નહીં કરવા સારૂ યોગ્ય રીતે જાહેર કીધા છતાં સમજે નહીં તો તેવી જમીન ઉપરથી ખેડુતોએ એકદમ ખસી જવું અને પોતાનો દાવો દાખલા પુરાવા સહીત પોતાના થાણદાર પાસે ચલાવવો.

ઉપલી વાત બધા ગામોના પટેલોએ હમેશાં ધ્યાનમાં રાખવી ને ગામોના બધા લોકોને સમજાવતા રેહેવું કારણ આ હુકમ અમલમાં લાવવામાં કાંઈપણ ગફલત કરવામાં આવશે તો સખ્ત શિક્ષા કરવાના ઈલાજ લેવામાં આવશે.

બળવંતરાવ અનંત,
વહીવટદાર.

મુકામ અમરેલી, તા૦ ૧૩ સપટેંબર ૧૮૯૯. ભાદરવા સુદ ૮.

---

આંક ૪૧ પાનું ૨૬૩ તા૦ ૧૪ અકટોબર સને ૧૮૯૯.

# જાહેરખબર.

(મુંબઈ ગવરમેન્ટ ગેઝેટ ઉપરથી.)

હિંદુસ્થાનની સરકારે કરેલી જાહેરખબર સર્વે લોકોને ખબર થવા આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવેછેઃ—

મેહેસુલ ખાતું—ટપાલ આફીસ.
તા. ૧૭ સપટેંબર સને ૧૮૯૯.

નંબર ૩૫૨૬ હિંદુસ્થાનના પોસ્ટ ઓફીસ ખાતાના સને ૧૮૬૬ ના આકટની કલમ ૬૩ ના આધારે નામદાર ગવરનર જનરલ ઈન કોન્સીલના સાહેબ આ ઉપરથી બંધી કરેછે કે સરકારી કામ શિવાય ટપાલ મારફતે અફીણ મોકલવું નહીં.

૨. ઉપલા ધારો જે લોકો તોડશે તેમને જકાતના કાયદાની રૂએ શિક્ષા કરવામાં આવશે અને જે કવર સરકારી નહીં હોય ને તેમાં અફીણ છે એવો શક આવશે તે કવરનો પોસ્ટ ઓફીસના કાયદાની કલમ ૬૦ પ્રમાણે તપાસ કરવામાં આવશે અને તેમાંથી અફીણ નીકળશે તો તે કવર તથા અફીણ નજીકના જકાત ખાતાના અમલદારને મોકલી દેવામાં આવશે. જ્યાંહાંથી તે વિશે જરૂર જણાય તેવું કાયદાની રૂએ કામ બનાવવામાં આવશે.

આર. બી. ચાપમાન,

હિંદુસ્થાનની સરકારના આફીસીએટીંગ સેક્રેટરી.

સદરહુ જાહેરખબર બધા લોકો તરફથી બરાબર અમલ થવાસારૂ પ્રગટ કરવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૯ અકટોબર સને ૧૮૬૯.

---

આંક ૪૧ પાનું ૨૬૪ તા૦ ૧૪ અકટોબર સને ૧૮૬૯.

# જાહેરખબર.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટ આંક ૩૨ તા૦ ૧૮ આગષ્ટ સને ૧૮૬૪ ને પાને ૧૩૭ મે છાપેલી જાહેરખબર સર્વેને ધ્યાનમાં રેહેવા માટે આ નીચે ફરી છાપવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૧૨ અકટોબર ૧૮૬૯. પોલીટીકલ એજંટ.

---

# જાહેરખબર.

આ મુલકમાં તેનાતી સરંજામ ગાયકવાડ સરકારના સ્વાર છે તે થાણા વિગેરે જગ્યોમાં રાખવામાં આવેછે તેમને એક માસની રોજી અગાઉ મોકલાય છે તોપણ મોદીનો ઉપાડ વધારે કરેછે ને વેપારી પણ ઘણું ઉધાર આપેછે. આ બાબત આજમ લાંગ સાહેબ તથા આજમ બાર સાહેબના વખતમાં મના થએલી છે તોપણ તે ઉપર સુરત નહીં રાખતાં બસેં, ત્રણસેં રૂપીયાથી વધારે ઉધાર આપેછે એહેવી ફરીયાદ હાલ સ્વારો તરફ ઘણી તે બાકી બાબત આવે છે. જેથી એકદમ સુકા-

દો થવો મુશ્કેલ ને થઇશકતો નથી માટે આયંદે એ સ્વારોને પંદર દીવસના ખોરાક ખર્ચ રૂપીયા પંદરથી વધારે કોઇ ઉધાર આપશે તો તેની ફરીયાદ સાંભળવામાં આવનાર નહીં.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
આસી. રેસીડેન્ટ. ઇનચાર્જ ગાયકવાડ કંટીંજેન્ટ.

છાવણી માણેકવાડા, તા૦ ૫ આગષ્ટ સને ૧૮૬૪.

---

આંક ૪૧ પાનું ૨૬૪ તા૦ ૧૪ અકટોબર સને ૧૮૬૯.

## જાહેરખબર.

### કાઠીયાવાડ પ્રાંતના બધા રાજાઓ તથા તાલુકદારો તરફ.

કાઠીયાવાડ પ્રાંતનાં જુનાં દેવળો ગુફાઓ વિગેરે ઇમારતો જોવા સારૂ સરકારની સલાહથી મીસ્તર જેમ્સ બરજેસ સાહેબ ગયા મે મહીનામાં આવેલા તેમણે તલાજા તથા શાણાના ડુંગરો તથા જમનાવડ પ્રાચીકુંડ, ભીમનાથ, પાટણ તથા જુનાગઢમાં ગીરનાર ઉપરના શીલાલેખો તથા દેવળો વિગેરે જુના બાંધકામો જોયાં તથા કેટલાકની તસ્વીરો લીધી જે તે બાબત સરકારમાં રીપોર્ટ કર્યો તે વિશે સરકારનો ઠરાવ નંબર ૨૧૨૭ તારીખ ૭ મી સપટેંબર સને ૧૮૬૯ નો થયો છે તેની બીજી કલમમાં લખેછે કે:—

"ગીરનારમાં એક ખડક જેમાં અશોક તથા રૂદ્રદામાના શિલાલેખો છે તેના રક્ષણ સારૂ કાંઈ પણ બંદોબસ્ત નથી તે બાબતના લખાણપર કરનલ આંડરસન સાહેબે ધ્યાન દેવું જોઇએ અને એ ઉપીયોગી લેખોનો તથા કાઠીયાવાડ પ્રાંતનાં જુનાં બાંધકામો બાકી રહ્યાં છે તેનું બરાબર રક્ષણ થવાસારૂ જેટલી બનીશકે તેટલી મેહેનત તેમણે કરવી જોઇએ."

આ ઉપરથી આપને પુરી ભલામણ કરવામાં આવે છે કે ઉપર દરશાવેલી જગ્યાઓ તથા તે શીવાય જ્યાંહાં જ્યાંહાં લેખો તથા અશલી ઇમારતો વિગેરે બાકી-રહ્યાં છે તે તમામનો નાશ થાય નહીં તથા લોકો બીગાડે નહીં તેવો પક્કો બંદોબસ્ત રખાવતાં તેમને સંભાળથી જાળવી રાખવા જોઇએ. આ બાબત સરકાર તરફથી ખશુસ ભલામણ છે તો તે ઉપર પક્કું લક્ષ દેશો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૮ આકટોબર ૧૮૬૯.

આંક ૪૩ પાનું ૩૧૩ તા૦ ૨૮ અકટોબર સને ૧૮૯૯.

# સરકયુલર નંબર ૫૩.

## કાઠીયાવાડના બધા રાજાઓ, તાલુકદારો તથા ભોમીયા તરફ.

પોતપોતાના મુલકમાંથી દાણો બાહાર લઈ જવા દેવો હાલમાં તાલુકદારોએ મના કરીછે એવી ચોમેરથી ફરીયાદ શાંભળી પોલીટીકલ એજંટ સાહેબ દીલગીર થયા છે. ત્રીજા કલાસના એક તાલુકદારે તો ઉપરની મજમુનનો હુકમ પોતાના પ્રગણામાં ફેલાવી દીધો છે જે તાલુકદારો સમજુ છે તેમને આ બાબત કાંઈ કેહેવાની જરૂર રેહેતી નથી કે એ પ્રમાણે કરવાથી પોતાના લોકનું પણ નુકસાન છે તેમ તે ગેરવાજબી છે ને તેથી બધા ઉપર મુશ્કેલી પડેછે જેમના તરફથી એ રસ્તો પકડવામાં આવે તે આ લોક તથા પરમેશ્વરનો જવાબદાર રેહેછે કારણ જોકે ખરેખરો દુકાળ આપણા મુલકમાં હજુ નથી તોપણ સંકટની વખતે તેમ કરવામાં આવે તો તેથી લોકોના જાનનું નુકસાન થાય, ને એ બંધી ન હોય તો તેટલા માણસના જીવ બચે તોપણ સદરહુ ભુલ ભરેલો મારગ થોડાકજ તાલુકદારે પકડેલો લાગેછે તો તે વિશે તપાસ કરવા પ્રાંતના આશીસ્ટેન્ટ સાહેબોને લખવાની અમને ફરજ પડીછે અને તેમને ફરમાવવામાં આવ્યું છે કે જ્યાંહાં જ્યાંહાં ખાવાના દાણા બાહાર લઈ જવામાં હરકત નાખી હોય ત્યાંહાંથી તે હરકત એકદમ દુર કરવી અને તે બાબતના ખબર અમને લખવા.

ડબ્લ્યુ॰ ડબ્લ્યુ॰ આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પો. એ. રાજકોટ, તા૦ ૨૬ અકટોબર સને ૧૮૯૯.

---

આંક ૪૩ પાનું ૩૧૩ તા૦ ૨૮ અકટોબર સને ૧૮૯૯.

# જાહેરખબર નંબર ૨૮.

ઉત્તરપ્રાંતના બાપોદ્રામાં મુશાફરી બંગલો છે ત્યાંહાં મોદીખાના તથા ગાડાં ભાડાં બાબતના નીરખ માટે નીચે મુજબ બંદોબસ્ત કરવામાં આવ્યો છે તે સર્વે લોકોને વાકેફ થવાસારૂ પ્રસિદ્ધ કરવામાં આવેછે.

૧. વઢવાણ સ્ટેશન કરતાં ઘણું કરીને વઢવાણ શેહેરમાં ભાવ શસ્તો હોયછે માટે વઢવાણ દરબારે મહીનામાં બેવાર ત્યાંહાં જે ભાવ ચાલતો હોય તેનું "નીરખ" પત્રક ત્યાંહાં મોકલતા રેહેવું.

૨. વઢવાણથી બાપોદ્રાનું મુકામ નજીક છે સબબ બાપોદ્રામાં ગાડાં બદલવાં નહીં પરંતુ વઢવાણથી લીધેલાં ગાડાં લીબંડીમાં બદલવાં ને લીબંડીથી લીધેલાં ગાડાં વઢવાણ બદલવાં.

૩. સદરહુ ગોઠવણ આવતા મહીનાની તારીખ ૧ થી અમલમાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૭ અકટોબર સને ૧૮૬૯.

---

આંક ૪૪ પાનું ૩૨૦ તા૦ ૪ નવેંબર સને ૧૮૬૯.

# જાહેરનામું નંબર ૩૦ સને ૧૮૬૯.

આ ઉપરથી સર્વેને ખબર આપવામાં આવેછે કે તારીખ ૨૩ મી સપ્ટેંબર સને ૧૮૬૯ ના એજન્સી ગેઝેટમાં રજીષ્ટર બાબત જે ધારા લખ્યા છે તે નીચે લખી જાતના દસ્તાવેજોને પણ લાગુ કરવામાં આવ્યા છેઃ—

| | |
|---|---|
| ૧. મુખ્ત્યારનામું. | ૪. રાજીનામું. |
| ૨. વકીલાતનામું. | ૫. પંચાતનામું. |
| ૩. વારસનામું. | |

સદરહુ દસ્તાવેજો એક રૂપિયો ફી આપેથી નીચે લખી આફીસોમાં નોંધવામાં આવશેઃ—

પોલીટીકલ એજંટ સાહેબની ઓફીસ (લોકલફંડ દફતરો) રાજકોટમાં.

ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટેન્ટ તથા ફર્સ્ટ એક્સ્ટ્રા આસીસ્ટેન્ટ પોલીટીકલ એજંટ સાહેબની ઓફીસો વઢવાણમાં.

| | | | | |
|---|---|---|---|---|
| સેકંડ | સદર | તથા સેકંડ | સદર | માણેકવાડા. |
| થર્ડ | સદર | તથા થર્ડ | સદર | રાજકોટમાં. |
| ફોર્થ | સદર | તથા ફોર્થ | સદર | સોનપરીમાં. |

સ્પેશિયલ આસીસ્ટેન્ટ સાહેબની હાકીમ બાટવામાં.

લોકલ આસીસ્ટેન્ટ સાહેબની હાકીમ ધ્રાફામાં.

| | | |
|---|---|---|
| પાલીયાદ | થાણા હાકીમ | પાલીયાદમાં. |
| ચોટીલા | સદર | ચોટીલામાં. |
| આલગધાનાણી | સદર | લાખા પાદરમાં. |
| બાબરા | સદર | બાબરામાં. |
| ઉંડ | સદર | ચોકમાં. |
| રજપુત ભાયાતી | સદર | લોધીકામાં. |
| દસાડા | સદર | દસાડામાં. |
| ભોઈકા | સદર | ભોઈકામાં. |
| ખરેડી | સદર | ખરેડીમાં. |
| મેંગણી | સદર | મેંગણીમાં. |
| ચમારડી | સદર | ચમારડીમાં. |
| વાલુકડ | સદર | વાલુકડમાં. |

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,
રાજકોટ, તા૦ ૨૯ અકટોબર સને ૧૮૯૯.

---

આંક ૪૭ પાનું ૩૪૮ તા૦ ૨૫ નવેંબર સને ૧૮૯૯.

ગવરમેન્ટ ગેઝેટ તા૦ ૨૮ અકટોબર સને ૧૮૯૯ ઉપરથી.

પોલીટીકલ ખાતું.

હિંદુસ્થાનની સરકારે કાઢેલી નીચે લખી જાહેરખબર બધા લોકોને ખબર થવા સારૂ આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે:—

નંબર ૪૭૭.

ફોરેન ડીપાર્ટમેન્ટ.

સીમલા, તા૦ ૧૦ મે સને ૧૮૯૬.

પોલીટીકલ.

સને ૧૮૬૩ ના આક્ટ ૬ઠાની કલમ ૨૩ ના આધારે નામદાર ગવરનર જનરલ ઈન કૌન્સીલના સાહેબ આ ઉપરથી મનાઈ કરે છે કે ખરેખરા શીકારનાજ કારણ

શિવાય કોઇપણ જાતની રાઇફલ બંદુકો બ્રીટીશ ઈન્ડીયામાં લઈ આવવી નહીં.

શીકારના કામ શારૂ જે રાઈફલો લાવવાની હોય તેના પરવાના આક્ટ નંબર ૩૧ સને ૧૮૬૦ ના આધારે મળેલી સનંદવાળા ઓફીસરો તરફથી લેવા.

૨. આ હુકમ આવતા આગષ્ટ મહીનાની તારીખ ૧૨મીથી અમલમાં આવશે.

ડબલ્યુ. મુર,
હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી.
(સરકારના હુકમથી,)
શી. ગોન,
સરકારના સેક્રેટરી.

મુંબઈ, જુન સને ૧૮૬૬.

---

## પોલીટીકલ ખાતું.

સને ૧૮૬૦ ના આક્ટ ૩૧ ની કલમ ૨૨ના આધારે નામદાર ગવરનર ઈન કાંઉન્સીલના સાહેબ મનાઈ કરે છે કે મુંબઇ ઈલાકાના કોઇપણ ભાગમાંથી મહારાજા ગાયકવાડ સરકારના કે, કાઠીયાવાડ કચ્છ અને ખંભાતના રાજસ્થાનોના કોઇ બંદરોમાં તથા દેશોમાં વડોદરા રેશીડેન્ટ અથવા કાઠીયાવાડ તથા કચ્છના પોલીટીકલ ઓફીસરોના પરવાના શિવાય કોઈપણ અગ્નીશસ્ત્ર (બંદુક, તોપ વિગેરે) લાવવાં નહીં.

(સહી) શી. ગોન,
સરકારના સેક્રેટરી.

મુંબઇ, જુન સને ૧૮૬૯.

---

## પોલીટીકલ ખાતું.

નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ ઈનકોન્સીલના સાહેબે કરેલી જાહેરખબર બધા લોકોને ખબર થવા સારૂ આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે:—

## નંબર ૧૪.

### ફારેન ડીપાર્ટમેન્ટ—પોલીટીકલ ખાતું.

કલકત્તા, તા૦ ૭ જાનેવારી સને ૧૮૬૯.

સને ૧૮૬૦ ના આક્ટ ૩૧ ની કલમ ૨૨ ના આધારે હિંદુસ્થાનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ ઈન કૌન્સીલના સાહેબ મના કરેછે કે નીચે

લખેલા ધારા પ્રમાણે તથા શરત પ્રમાણે આલ્યા શિવાય મુંબઈ બેટમાંથી અથવા મુંબઈના ગવરનર સાહેબના તાબાના કોઈ પણ મુલકમાંથી તે મુલકના બીજા કોઈ ભાગમાં હથીયારો, લશ્કરી સામાન, શીસું, ગંધક, સુરોખાર, બંદુકનો દારૂ, અથવા બીજી લડાઈની સામગ્રીની ચીજો લઈ જવી નહીં:—

૧લો—બધાં હથીયાર, લશ્કરી સામાન, શીશું, ગંધક, સુરોખાર, બંદુકનો દારૂ અને બીજી લડાઇની સામગ્રીની ચીજો જે માહારાણી સરકારના લશ્કર સારૂ નહીં હોય તથા સને ૧૮૬૦ ના આક્ટ ૩૧માની કલમ ૨૪માં લખેલા અપવાદમાં દાખલ થતી નહીં હોય તેને મુંબઈમાંથી બ્રીટીશ ઈન્ડીયા ખાતેના કોઈ પણ મુલકમાં લઈ જવાની હોય તેની સાથે તે શેહેરના કમીશનર સાહેબનો પરવાનો હોવો જોઈએ.

૨ જો—એવાં બધાં હથીયારો, લશ્કરી સામાન, શીશું, ગંધક, સુરોખાર, બંદુકનો દારૂ અને બીજી લડાઇની સામગ્રીની ચીજો મુંબઇ ઇલાકાના કોઇ પણ ભાગમાંથી બાહાર લઈ જવાની હોય તેની સાથે તે તે જગ્યોના પોલીસ અથવા બીજા અમલદારનો પરવાનો હોવો જોઇએ. કદી તે ચીજો કોઇ દેશી રાજસ્થાનમાંથી તે ઇલાકામાં આવી હોય તો તેની સાથે રેસીડેન્ટ અથવા પોલીટીકલ એજંટ સાહેબનો પરવાનો હોવો જોઈએ.

૩ જો—એવા બધા પરવાનામાં તે હથીયારો અને યુદ્ધ સામગ્રી કોના તરફથી, ને કોને મોકલેછે, તેના નામઠામ તથા કઈ જાતના કેટલી ચીજો, શા સારૂ તથા કયે રસ્તે લઇ જાયછે તે લખવું જોઇએ.

૪ થો.—એવા પરવાના તે ચીજોની સાથે તમામ રસ્તે રેહેવા જોઈએ; અને રાણીસાહેબનો કોઇ સીવીલ કે મીલટરી ઓફીસર પોતાના હોદ્દાની રૂએ તે જોવા માગે તો તેને બતાવવો.

૫ મો.—એવા પરવાનામાં લખેલી ચીજો બધી કે કાંઇ તેનો ભાગ જે જગે મોકલવાની હોય, ત્યાંહાં પોહોંચે કે તે પરવાનો તે ચીજો મોકલનારે અથવા તેના માણસે તે જગેના પોલીસ અથવા બીજા હુકમદાર અમલદારને સોંપી દેવો. અને તે અમલદાર કહે તો તે હથીયારો તથા યુદ્ધસામગ્રીની ચીજો પણ જે તેમાં લખી હોય તે તેને બતાવવી.

૬ ઠો.—એવા દરેક પરવાના માટે પોલીસના કમીશનર સાહેબ અથવા બીજો અમલદાર એક રૂપિયો ફી લેશે ને તે ઉપજમાંથી કાગળ ખર્ચ છપામણી ખર્ચ

વિગેરે જરૂરના ખર્ચ કાઢતાં કાંઈ વધશે તો મુંબઈ સરકાર ખાતે જમા કરવામાં આવશે.

૭ મો.—જે જગ્યોએ એ હથીયારો, તથા યુદ્ધસામગ્રી મોકલવી હોય, તે જગ્યોના અમલદારની લખેલી મંજુરી અગાઉથી સદરહુ પોલીસ કમીશનર અથવા બીજા અમલદારને તે ચીજો મોકલનાર તરફથી રજુ કરવામાં આવે નહીં તો સને ૧૮૬૦ ના આક્ટ ૩૧ ની કલમ ૬ માં બતાવેલી જાતનાં હથીયારોનો પરવાનો છ નંગથી જાદેને વાસ્તે તથા બંદુકના દારૂનો પરવાનો ૫૦ પોંડથી જાદેને વાસ્તે તે કમીશનર અથવા બીજા અમલદાર તરફથી આપવામાં આવશે નહીં.

ડબ્લ્યુ. એસ. સીટન-કાર,

હિંદુસ્થાનની સરકારના સેક્રેટરી.

ધી રાઈટ આનરેબલ ધી ગવરનર ઇન કૌન્સીલના હુકમથી,

સી. ગોન,

સરકારના સેક્રેટરી.

મુંબઇ, તા૦ ૨૭ અકટોબર સને ૧૮૬૯.

---

આંક ૪૯ પાનું ૩૬૩ તા૦ ૯ ડીસેંબર સને ૧૮૬૯.

## જાહેરખબર નંબર ૩૫ સને ૧૮૬૯.

તારીખ ૧ જાન્યુઆરી સને ૧૮૭૦ થી નીચે લખેલા તાલુકાઓને તેમના હાલના પ્રાંતમાંથી કાહાડી નીચે લખેલા પ્રાંતખાતે રાખવામાં આવ્યા છેઃ—

દક્ષીણ પ્રાંતમાંથી કાઢી પુર્વ પ્રાંતમાં નાખ્યા તે તાલુકાઃ—

| | |
|---|---|
| તાલુકે બાબરા .......... | બાબરા થાણદાર તાબે. |
| ,, કોટડા પીઠા .......... | |
| ,, જાન બાઇની ઉેરડી .... | |
| ,, ઇશ્વરીયા .......... | |
| ,, રાંઢીયા ............ | |
| ,, કાનપર ............ | |
| ,, બળધોઇ .......... | |
| ,, કમઢીયા ............ | |

ઉત્તર પ્રાંતમાંથી કાઠી પુર્વ પ્રાંતમાં નાખ્યા તે તાલુકા:—

| | |
|---|---|
| તાલુકે ભડલી............ | પાલીયાદ થાણદાર તાબે. |
| ,, કરીયાણા .......... | |
| ,, ઇતિરીયા........... | |
| ,, પાલીયાદ.......... | |
| ,, ખંભલાવ .......... | |
| ,, સેજકપર .......... | |
| ,, માત્રા ટીંબા ........ | |
| ,, ભારેજડા .......... | |
| ,, નીલવલા .......... | |
| ,, આંકડીયા............ | |

માટે ઉત્તર તથા દક્ષીણ પ્રાંતના ઓફીસર સાહેબોએ ઉપર લખેલા તાલુકા પુર્વ પ્રાંતના ઓફીસર સાહેબને સોંપી દેવાનો ચાલતા મહીનાની અંદર બંદોબસ્ત કરવો અને તેમ કીધા પછી અમને જાહેર કરવું.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૬ ડીસેંબર સને ૧૮૬૯.

---

આંક ૫૧ પાનું ૩૭૭ તા૦ ૨૩ ડીસેંબર સને ૧૮૬૯.

# જાહેરખબર.

**નંબર ૩૭ સને ૧૮૬૯.**

કાઠીયાવાડ એજન્સી ગેઝેટ નંબર ૪૪ તા૦ ૪ નવેંબર સને ૧૮૬૯ માં જાહેર-ખબર નંબર ૩૦ તા૦ ૨૯ અકટોબરની પ્રગટ થએલી છે તેમાં દસ્તાવેજો રજીસ્ટર કરાવવાની ઓફીસોનું પત્રક લખ્યું છે તેમાં નીચે લખેલી ઓફીસો વધારવામાં આવેછે:—

વીઠલગઢના થાણદારની ઓફીસ.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦ ૨૧ ડીસેંબર સને ૧૮૬૯.

આંક ૫૧ પાનું ૩૭૮ તા૦ ૨૩ડીસેંબર સને ૧૮૬૯.

# જાહેરખબર.

ગામો ઈજારે આપવાનો દસ્તુર ચાલતો તે આજમ મેહેરબાન કીટીંજ સાહેબ આ પ્રાંતમાં આવતાં એ વાત બંધ થઈ છે; પણ સીવીલ કોર્ટોમાં લેણદેણ વિગેરે બાબત ફરીયાદી થતાં તેના હુકમનામાં બજાવવા સારૂ જમીઓ કરવામાં આવે તેનો ઈજારો આપવો પડે તો ટુંકી મુદત એટલે એક બે વરશ વાસ્તે આપવો તેમાં કાંઈ અડચણ ન સમજવી.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૧ ડીસેંબર સને ૧૮૬૯.

---

સપલીમેન્ટ.

આંક ૫૧ પાનુ ૩૮૫ તા૦ ૨૩ ડીસેંબર સને ૧૮૬૯.

# નાદાર દેવાદારોના છુટકારા બાબતના ધારા.

નાદાર દેવાદારોના છુટકારા બાબત ઉપાયો લેવાની જરૂર છે. એવું પોલીટીકલ એજંટ સાહેબની નજરમાં આવતાં આ ઉપરથી જાહેરખબર આપવામાં આવેછે કે નાદાર દેવાદારોની ઇસકામત ઉપરનાં કરજનો બંદોબસ્ત કરનારી કોર્ટો તારીખ ૧ લી જાનેવારી સને ૧૮૭૦ થી વઢવાણ માણેકવાડા રાજકોટ, અને સોનપરીમાં સ્થાપન કરવામાં આવશે.

સદરહુ કોર્ટો ઉપર પોલીટીકલ આસીસ્ટંટ સાહેબોને કમીશનર ઠરાવવામાં આવ્યા છે, માટે જે નાદાર દેવાદાર પોતાના છુટકારા સારૂ અરજી કરે તેણે તે સ્ટેશનના પોલીટીકલ આસીસ્ટંટ સાહેબ પાસે કરવી.

સદરહુ કોર્ટોમાં અમલ કરવા સારૂ નીચે મુજબ કામ ચલાઉ ધારા બાંધવામાં આવ્યા છે, અને તે સર્વે લોકોને ખબર થવા સારૂ પ્રસીદ્ધ કરવામાં આવે છે.

૧. પોતાના છુટકારા સારૂ કોઈપણ નાદાર દેવાદાર અરજી આપી શકેછે.

૨. એવી અરજી સાથે એક પત્રક તેણે ટાંકવું ને તેમાં તે નાદાર દેવાદારે પોતાનું તમામ કરજ જેટલું જાણવામાં હોય તેટલું દરશાવવું; તે કરજ કયારે તથા શી રીતે કર-

વામાં આવ્યું હતું તથા દરેક લેણદારનું નામ તથા તેની રેહેવાની જગો તેમાં દરશાવવી. તેની સાથે તે કરજ અદા કરવા વાસ્તે તેનીપાસે જે વશીયત તથા ઇસિકામત વીગેરે હોય, તે દરશાવવું.

૩. એ પ્રમાણે અરજી તથા પત્રક આવે એટલે પોલીટીકલ આસીસ્ટંટ સાહેબે એ વાતના તે નાદાર દેવાદારોને સમ ખવરાવવા, કે તે લખેલી વાત ખરી છે; અને તે અરજદારની માલમીલકત જે તેના કબજામાં હોય અથવા તેની દેખરેખ તથા અમલ નીચે હોય, તે કોર્ટમાં અનામત રખાવવી, અને તેની તમામ સ્થાવર તથા જંગમ માલમીલકત તથા તેનું તમામ લેણું તથા કોઇપણ સ્થાવર કે જંગમ મીલકત ઉપરના તેના બધા હક જે કોઇપણ તરેહથી તેને મળે તેવા હોય, તે કોર્ટે પોતાના કબજામાં લઈ પછી તેની ઇસિકામતના ફડચા બાબત કોર્ટે છેવટ હુકમ કરવો. ઉપર કહેલા હક તથા મીલકતમાં અરજદારના કુટુંબના અવીભકત અંગભુતની તમામ સ્થાવર તથા જંગમ માલમીલકત પણ ગણવી. વળી પોલીટીકલ આસીસ્ટંટ સાહેબે દરેક લેણીઆતને તેહેના તપાસમાટે જે દીવસ ઠરાવેલા હોય તે દીવસે હાજર થવાને યોગ્ય નોટીસ પોહોંચાડવી; ને તે હાજર થવાનો દીવસ નોટીસની તારીખથી એક મહીનાની અંદરનો નહીં ઠરાવવો; વળી તે બાબત તેમણે પોતાની કોર્ટમાં જાહેરનામું ચોહોડવું તથા પ્રગણામાં પ્રસીદ્ધ કરાવવું, તથા એજન્સી ગેઝેટમાં છપાવવું તેમાં એ અરજદાર નાદાર દેવાદારના બધા લેણીઆતોને હાજર થઈ પોતાના રૂબરૂ તેમના દાવા સાબીત કરવા ફરમાવવું.

૪. પંચ મારફત લખાણ કરવું હોય, અથવા કોઈ વિશેષ બાબતોમાં ચોકસી કરવાની હોય, તેટલાસારૂ સદરહુ તપાસ વખતે વખતે મુલતવી રાખી શકાય; અને કોઈપણ તકરારી બાબત હોય, તે વિશે દીવાની કોરટમાં કાયદા પ્રમાણે તપાસ થઈ ચોખ્ખ થતાં સુધી સદરહુ તપાસ બંધ રાખવાસારૂ કોઈપણ પક્ષકાર તરફથી અરજી આવે તો કોઈપણ વખતે ઠરાવેલી મુદત સુધી સદરહુ તપાસ બંધ રાખી શકાય; અને તેવા વખતમાં એ નાદારને કેદ નહીં કરવા બાબતનો લાભ પણ સદરહુ કોર્ટ આપી શકેછે.

૫. એ નાદારદેવાદારે જે પત્રક આપ્યું છે. તે જેટલું બનીશકે તેટલું સંપૂર્ણતાથી આપેલું છે, એવી જ્યારે પોલીટીકલ આસીસ્ટંટ સાહેબને ખાત્રી થાય ત્યારે તે મુકદ્દમાનો તેમણે ફડચો કરવા માંડવો.

૬. એ દેવાદારે પોતાની તમામ મીલકત આપી દીધી છે, તથા તે કરજ અદા

નહીં કરી શકવામાં તેણે કાંઈ દગલબાજી કે જાણીજોઇને એ ફીકરી રાખી નથી, એવી પોલીટીકલ આસીસ્ટંટ સાહેબને ખાત્રી થાય એટલે તેના સાબીત થએલા લેણીઆતો વચે સરખે વરાડે તેની મીલકત વેહેચી આપવાનો તેમણે હુકમ કરવો.

૭. એ કરજ કરવાની તે દેણદારને શાથી જરૂર પડી, વીગેરે હકીકત ધ્યાનમાં, લેતાં તે દેણદારની હવે પછીની મીલકત તથા ઉપજ તમામ કે તેનો કાંઈ ભાગ સદરહુ દેણાના જુંમામાંથી મોકળો રાખવાનો હુકમ આપવો કે નહીં તે વાતને પોલીટીકલ આસીસ્ટંટ સાહેબે વિચાર કરવો, પરંતુ તે નાદારે દગો અથવા જાણી-જોઇને એ ફીકરી કીધી હોય તો ત્યારપછી જે મીલકત તે નાદાર મેળવે તેને દેણા-ના જોખમમાંથી મોકળી કરવી નહીં.

૮. એવાં બધાં કામોમાં દસ્તુર મુજબ ઈન્સ્ટીટયુશન ફી તથા બીજો જરૂરીયાત ખરચ દીવાની દાવામાં આપવો પડે, તે એ નાદારની મીલકતમાંથી વસુલ લીધા પછી તેના લેણદારોને આપવું; પરંતુ જે જે રકમો માટે કોઈપણ બ્રિટિશ કોર્ટના હુકમનામાં થઈ ચુકયાં હોય, તેની ફી નહીં લેવી.

૯. જે લોકોએ ઠાલી તથા તરદી આપવા સારૂ અરજી આપી સાબીત થાય તથા બીજા ગુનાહ કરયાનો તકશીરવાન થાય, તેમને કાઠીયાવાડના દીવાની તથા ફોજદારી કાયદાની રૂએ શીક્ષા કરવામાં આવશે.

૧૦. જ્યારે તે દેવાદાર કપટી, દીવાળીઓ ઠરી તેને દીવાની કે ફોજદારી તુરંગમાં મોકલવામાં આવે, ત્યારે તેનો ખોરાક ખરચ કોર્ટ જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે કાંહાંતો તે દેવાદારની મીલકતમાંથી અથવા સરકારમાંથી આપવો; પણ તેને કેદ કરાવનાર લેણીઆત પાસેથી લેવો નહીં.

૧૧. કોઈપણ નાદાર દેવાદારની ઇસકામતનો પુરો ફડચો કરવામાં આવે, અને તેની ઇસ્કામત વેહેંચી આપવામાં આવે, કે તરત તે ફડચો શી રીતે કરવામાં આવ્યો તેનો હીસાબ તે બાબત પોહોંચ વિગેરે કાગળપત્રો સહીત બનાવવો; અને કોર્ટના દફતરમાં દાખલ રાખવો.

૧૨. નાદાર દેવાદારોનાં કામની ચોકશીમાં તે તે વખતે જે જે દીવાની ધારા ચાલતા હોય, તે જેટલા લાગુ પડીશકે તેટલા હોય, તે મુજબ વર્ત્તવું.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૨ ડીસેમ્બર સને ૧૮૬૯.

આંક ૩ પાનું ૧૫ તા૦ ૨૦ જાનેવારી સને ૧૮૭૦.

# જાહેરખબર.

## પ્રાંત કાઠીયાવાડના તમામ તાલુકદારો તરફ.

સારે ઠેકાણેથી અમારા જાણવામાં આવ્યું છે કે જે રૂ વેરાવળ, માંગરોળ તથા પોરબંદરથી વિલાયત જવાસારૂ ચડેછે તેમાં નાના કાંકરા પુશ્કળ ભેળવેલા હોયછે તેથી લીવરપુલમાં એ રૂ ખરીદવાને વેપારીઓ ત્રાસ પામેછે કેમકે કાંકરા સકંચા સાથે ઘસાવાથી એકદમ આગ ઊઠવાની હમેશાં ધાસ્તી રેહેછે; કેટલાંક ઘાકડામાં ઝીણી રેતી ભેળવેલી હોય છે કે હાથમાં રૂ ઝાલી ખંખેરીએ તો ઘડીકમાં મુઠીઓને મુઠીઓ ભરાઈ જાય વિગેરે કેટલીક રીતે રૂમાં ભેળ કરેલી હોય છે ને તેથી કાઠીયાવાડી રૂનો ભાવ વિલાયતના બજારમાં કોઈ પુછતું નથી. આ સાંભળી અમે ઘણાજ દીલગીર છીએ તો સદરહુ રીતની ભેળ નહીં થવા બંદરવાળા તમામ તાલુકદારોના મુલકમાં બંદોબસ્ત કરી જે રૂ કાઠીયાવાડના બંદરેથી ચડે તેનો પુરી રીતે તપાસ કીધાપછી તથા તેના ચડાવનારને તેનો જવાબદાર ગણી તથા સખ્ત તાકીદ દઇ ચડાવવું.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૩ જાન્યુઆરી સને ૧૮૭૦.

---

આંક ૧૧ પાનું ૮૦ તા૦ ૧૭ માર્ચ સને ૧૮૭૦.

# જાહેરખબર નંબર ૪ સને ૧૮૭૦.

તારીખ ૬ ડીસેંબર સને ૧૮૬૯ નંબર ૩૫ ની જાહેરખબરમાં લખેલા નીચે લખ્યા જુદી ચુકવતીના તાલુકાની ફરી ફેરબદલી તા૦ ૧ માર્ચ સને ૧૮૭૦ થી કરવામાં આવેછે:—

પૂર્વ પ્રાંતમાંથી પશ્ચિમ પ્રાંતખાતે નાખ્યા.

| | |
|---|---|
| તાલુકે ઇશ્વરીયા .......... | રજપુતભાયાતી થાણદાર તાબે. |
| ,, કાનપર .......... | |
| ,, બળધોઇ .......... | |

પુર્વ પ્રાંતમાંથી ઉત્તર પ્રાંતખાતે નાખ્યા.

તાલુકે સેજકપર ..........
,, માત્રાટીંબા .......... } ચોટીલા થાણદાર તાબે.
,, ભારેજાડા ..........

દક્ષીણ પ્રાંતમાંથી પુર્વ પ્રાંતખાને નાખ્યા.

તાલુકે બીજડીયા (અજીદમીયા)..બાબરા થાણદાર તાબે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
કાઠીયાવડ પોલીટીકલ એજન્સી, પોલીટીકલ એજંટ.
રાજકોટ, તા૦ ૨૬ ફેબ્રુઆરી સને ૧૮૭૦.

---

આંક ૧૫ પાનું ૯૭ તા૦ ૧૪ એપ્રીલ સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૬ સને ૧૮૭૦.

આ એજન્સી ખાતાની કોર્ટોમાં (ટ્રાંસલેટર) એટલે તરજુમો કરનારનું કામ કરવાની સનંદ મીસ્તર કુંવરજી કોયાજીને આજની તારીખથી આપવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
રાજકોટ, તા૦ ૧૧ એપ્રીલ સને ૧૮૭૦. પોલીટીકલ એજંટ.

---

આંક ૧૫ પાનું ૯૬ તા૦ ૧૪ એપ્રીલ સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૫ સને ૧૮૭૦.

સને ૧૮૬૪ ના એજન્સી ગેઝેટ આંક ૨૯ માં તારીખ ૧૯ મી જુલાઇ સને ૧૮૬૪ નો સરકયુલર પ્રગટ થએલો છે તેમાં દરશાવેલી કામ ચલાવવાની રીતી કાઠીયાવાડના દીવાની ધારાની કલમ ૩ થી ૨૬ થઈ ગઈછે તો સદરહુ કલમમાં દરશાવેલા કોઇ પણ કારણથી ફરીયાદ સાંભળવાનો જે કોર્ટને અખત્યાર હોય તે કોર્ટમાં દાવો દાખલ કરવાને વાદી મુખ્ત્યાર છે અને પ્રતિવાદી ભાગીને જે કોર્ટની હકુમત તળે જઇ રહ્યો હોય ત્યાંહાં જવાની તેને જરૂર નથી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
રાજકોટ, તા૦ ૧૨ એપ્રીલ સને ૧૮૭૦. પોલીટીકલ એજંટ.

આંક ૧૬ પાનું ૧૦૨ તા૦ ૨૧ એપ્રીલ સને ૧૮૭૦.

# જાહેરનામું નંબર ૭ સને ૧૮૭૦.

એવું માલમ પડેછે કે કાઠીયાવાડમાં અફીણ વેચવાના ઇજારાને લગતા ધારાઓ લોકોના સમજવામાં બરાબર નથી માટે તે સર્વેની માહેતી થવા તથા તે પ્રમાણે વર્તવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—

૧. પોતપોતાના તાલુકાના વરા જેટલુંજ અફીણ રાજકોટ સરકારી વખારમાંથી ખરીદ કરવાની તથા દાણચોરી બંધ કરવામાટે પોતપોતાના તાલુકામાં તેની આવક તથા નીકાસ અટકાવવાની સર્વ તાલુકદારોએ કબુલાતો આપી છે.

૨. દરેક તાલુકદાર અથવા તેમના ઇજારદારને તેમના પોતાના તાલુકામાંજ ફકત પરચુરણ વેચવાના ખાસ ઇરાદાથી અફીણ વેચાથી આપવામાં આવેછે અને જથાબંધ અગર પરચુરણ વેચાણ કરી બીજા તાલુકામાં અફીણ મોકલવા હરકોઈ માણસને મનાઈ છે.

૩. તાલેવંત લોકો જે દાયરા કરેછે તેમાં વખતે વખતે ઘણું અફીણ વરેછે તેથી એક માણસને પરચુરણ કેટલું વેચવું તે બરાબર મુકરર કરી શકાય તેમ નથી. સનંદી પરચુરણ વેચનારાઓએ મુખ્ય એ ધારો હમેશાં રાખવો કે, જ્યારે એક વખતે એક માણસને હમેશ કરતાં વધારે વેચવામાં આવે ત્યારે તેઓએ પોતાની ખાત્રી કરી લેવી કે તે તાકલુકામાંજ વાપરવા માટે લે છે, અને વ્યાપાર કે બીજા તાલુકામાં મોકલવા માટે લેતો નથી.

૪. ઉપર કહેલી શરતોથી તમામ તાલુકદારો બંધાયા છે કે એક માણસના દરરોજના વરામાટે પોતા પાસે દશ તોલા સુધી અફીણ રાખ્યું હોય તે શીવાય જે અફીણ એજન્સી વખારના પરવાના વિના પોતાના તાલુકાની હદમાં આવે તો તે પછી ગમે ત્યાંથી તથા ગમે તે રીતે લીધું હોય તોપણ પકડી દાણચોરીનું ગણવું.

૫. જે માણસના કબજામાં એહેવું ગેરકાયદે અફીણ માલમ પડશે, તે માણસ જે તાલુકાની હદમાં પેસે તે તાલુકાના અફીણ વેચવાના ઇજારાના કાનુન તોડ્યાનો તથા આ એજન્સી સાથે તાલુકદારોએ જે કરાર કર્યા છે તે તોડ્યાના ગુન્હાનો તકસીરવાન થશે.

૬. ઉપરના ધારાઓનો બરાબર અમલ થવા માટે હવે પછી સરકાર જપ્ત થએલ તમામ અફીણ સનંદી વેચનારાઓનેજ ફક્ત વેચવામાં આવશે. સદરહુ અફીણ વેચવાનું કામ જે એજન્સી અમલદારનું હશે તે તેની કીમતની અજમાયશ કરી જે સનંદી વેચનારાઓ હાજર હશે તેમનામાં તે દરથી હરરાજીથી વેચાણ શરૂ કરશે. અને વધારે માગણી કરનારને તે જે તાલુકાનો ઈજારદાર હશે, તે તાલુકામાં તે અફીણ લઈજવાની પરવાનગીના ચાલતા પરવાના સાથે વેચાણ આપશે.

૭. તાલુકદાર તથા બીજા આબરૂદાર શખસો ઘણા માણસો સાથે લઈ જાત્રા વિગેરેએ જાય છે ત્યારે તેમની સાથે વશ માટે જે અફીણ લઈ જવું હોય; તે બાબત તેમણે સ્થાનીક પોલીટીકલ અમલદારનો પરવાનો લેવો જોઈએ કે કેટલું અફીણ લઈ જવું છે તથા કેટલી મુદત સુધી તે પરવાનો અમલમાં આવવાનો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,
રાજકોટ, તા. ૧૩ એપ્રીલ સને ૧૮૭૦.

---

આંક ૧૬ પાનું ૧૦૫ તા૦ ૨૧ એપ્રીલ સને ૧૮૭૦.

# સરક્યુલર નંબર ૬ સને ૧૮૭૦.

## કાઠીયાવાડ પ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તથા એજન્સીના બીજા તમામ અમલદારો તરફ.

પેહેલા, બીજા, ત્રીજા, તથા ચોથા કલાસના તાલુકદારો ઉપરના દીવાની રીતના તમામ દાવા જે એજન્સીની કોર્ટો સાંભળી શકે તેવા, આંહેથી પ્રાંતના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબોની પોલીટીકલ કોર્ટમાંજ ફક્ત સાંભળવા એટલે તે તે ઠેકાણાની ચાલતી દીવાની કોર્ટોમાં એવા દાવા નહીં સાંભળવા.

૨. આવી ફરીયાદો ઉપર દસ્તુર મુજબ ફીતો ભરવી પડશેજ; પરંતુ બીજી બધી બાબતોમાં તે બાબતનું કામ તથા હુકમનામું બજાવવાની રીત પ્રતિવાદીનો દરજ્જો તથા તે તાલુકા સાથેના રાજ્ય પ્રકરણી કોલકરારને અનુસરીને ચલાવવામાં આવશે.

૩. સદરહુ જાતના નાહાનાં નાહાનાં કામો હોય તે પ્રાંતના આસીષ્ટેન્ટ સાહેબો પોતાના એકસ્ત્રા આસીષ્ટેન્ટ સાહેબો તરફ મોકલી શકેછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા. ૧૩ એપ્રીલ સને ૧૮૭૦.

---

આંક ૧૯ પાનું. ૧૧૮ તા૦ ૧૨ મે સને ૧૮૭૦.

## સરકયુલર નંબર ૯ સને ૧૮૭૦.

સરકયુલર નંબર ૬ તારીખ ૧૩ મી એપ્રીલ સને ૧૮૭૦ પાંચમ. કલાસના તાલુકદારોને પણ લાગુ કરવામાં આવેછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૯ મે સને ૧૮૭૦.

---

આંક ૧૮ પાનું ૧૧૭ તા૦ ૫ મે સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૧૧ સને ૧૮૭૦.

નેકનામદાર ગવરનર ઈન કૌન્સીલના સાહેબ બાહાદુરના હુકમથી પોલીટીકલ એજંટ સાહેબ સર્વે લોકોને ખબર આપેછે કે, ગરાશીયાઓને મોતની શિક્ષા ન થાય એવો કોઈ પ્રકારે તેમનો હક છે નહીં એવો સરકારનો સાફ ઠરાવ છે; અને જે લોકો પોતાની ફરીયાદની દાદ મેળવવાને બાહાને કાયદાને એક તરફ રાખી પોતાનું વેર વાળવામાટે નિરપરાધી માણસોના જાન લેશે તે સર્વેને કાયદામાં ફરમાવેલી દેહાંત શિક્ષા સરકાર કરશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩ જી મે સને ૧૮૭૦.

આંક ૧૯ પાનું ૧૧૯ તા૦ ૧૨ મે સને ૧૮૭૦.

## જાહેરનામું નંબર ૧૩ સને ૧૮૭૦.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ગેઝેટ તા૦ ૧૮ માર્ચ સને ૧૮૬૯ ના આંકમાં નંબર ૩ ના જાહેરનામાની ૬ઠી કલમમાં જે ફીનો દર લખ્યો છે તેની અવેજી નીચે પ્રમાણે દર દાખલ કરવામાં આવ્યો છે:—

રૂપીઆ ૨૦૦૦ સુધીના દાવાઉપર સેંકડે ચાર ટકા.

રૂપીઆ ૨૦૦૦ ઉપર ને રૂપીઆ ૧૦૦૦૦ સુધીના દાવાઉપર તેમાં રૂ૦ ૨૦૦૦ ઉપર ઉપરપ્રમાણે ને બાકી ઉપર સેંકડે ત્રણ ટકા.

રૂપીઆ ૧૦૦૦૦ ઉપર ને ૨૦૦૦૦ સુધીના દાવાઉપર તેમાં રૂ૦ ૧૦૦૦૦ ઉપર ઉપરપ્રમાણે અને બાકી ઉપર સેંકડે બે ટકા.

રૂપીઆ ૨૦૦૦૦ ઉપરના દાવાઓ તેમાં તેટલી રકમ ઉપર ઉપરપ્રમાણે અને બાકી ઉપર સેંકડે એક ટકો.

ડબ્લ્યુ ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦ ૯ મી મે સને ૧૮૭૦.

---

આંક ૨૦ પાનું ૧૨૪ તા૦ ૧૯ મે સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૧૭ સને ૧૮૭૦.

સને ૧૮૬૯ ના આંક ૪૪ ના એજનસીગેઝેટમાં છપાયેલી નંબર ૩૦ ની જાહેર-ખબરમાં દરતાવેજો રજીષ્ટર કરાવવાની ઓફીસોનું પત્રક છપાયેલું છે તેમાં નીચે લખેલી આફીસો વધારવામાં આવે છે.—

સોનપરી થાણદારની ઓફીસ.

દાઢા થાણદારની ઓફીસ.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુકામ ગોંડલ, તા૦ ૧૩ માહે મે સને ૧૮૭૦.

આંક ૨૪ પાનું ૧૫૬ તા૦ ૧૬ જુન સને ૧૮૭૦.

# જાહેરખબર.

## સર્વે તાલુકદારો તરફ.

અમારા જાણવામાં આવ્યુંછે કે હરામખોર લોકો ગામમાં રેહેછે ત્યારે કેટલાક તાલુકદાર તરફથી તેમને પકડવામાં પુરી કોશીસ કરતા નથી એટલુંજ નહીં પણ એ લોકો ગામ મારી પાછા કેણી તરફ ગયા તેની ખબર પણ રાખતા નથી માટે આ ઉપરથી ચેતવણી આપવામાં આવેછે કે દરેક ગામમાં પોલીસ તથા પગીનો પુરતો બંદોબસ્ત રખાવતાં હરામખોરો ગામમાં પેસે કે તેમને તરત પકડવા જોઇએ. કદી નાહાસી જાય તો તેઓ કઈ તરફ ગયા, કેવી જાતના, કેટલાં માણસો હતાં તેનો બરાબર સગડ રખાવતાં તરતોતરત એ બાબતની ખબર ફીલ્ડર સીરબંદીના મેહેરબાન સુપ્રીનટેન્ડેન્ટ સાહેબ તરફ દેતા રેહેવું જોઇએ તેમાં કસુર થયે ભારે દંડને પાત્ર થશે.

એસ૦ સી૦ લા,

આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૧૩ જુન સને ૧૮૭૦ રાજકોટ.

---

આંક ૨૫ પાનું ૧૬૪ તા૦ ૨૩ જુન સને ૧૮૭૦.

# જાહેરખબર નંબર ૧૧.

## એજન્સી ખાતાના તમામ અમલદારો તરફ.

અહીંથી જે અપીલો ફેસલ કરવામાં આવે છે તેમાં કોઇ અપીલ ઉપર "રીવ્યુ આવ જજમેન્ટ" એટલે ફરી તપાસની અપીલ દાખલ રાખવામાં આવે, તે ઉપર વકીલની ફી પક્ષકારને ફરીથી અપાવવી કે નહીં, એવો સવાલ ઉઠતાં ઠરાવવામાં આવે છે કે, ફરી તપાસની અપીલ એ મૂળ અપીલનુંજ અંગ છે માટે તે બાબતની ફી નહીં અપાવતાં ફક્ત એકજવાર વકીલની ફી છેવટ જીતનાર પક્ષકારને અપાવવી.

એસ. સી. લા,

આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૧૧ જુન સને ૧૮૭૦, રાજકોટ.

આંક ૨૭ પાનું ૧૭૭ તા૦ ૭ જુલાઈ સને ૧૮૭૦.

# સરકયુલર નંબર ૯ સને ૧૮૭૦.

## પ્રાંત ખાતાના પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

પરાઈ હદના સીમાડાથી ૧૭૬૦ વારની અંદર ગામ નહીં વસાવવા મારજીનમાં લખેલા સરકયુલર થએલા છે તે નેસ બાંધવાના કામને પણ લાગુ છે નવો કરેલો નેસ ઉઠાવવા બાબતની ફરીયાદ બે વરસની અંદર કરવી જોઇએ.

નંબર ૯૮૬ તા૦ ૨૧ માર્ચ સને ૧૮૫૧ ને ફરીવાર સરકયુલર નંબર ૬૩૩ તા૦ ૫ મી આગસ્ટ સને ૧૮૬૩ ના એજન્સી ગેઝેટમાં પા. ૯૨ મે પ્રસીધ્ધ થએ.

૨. વીડીયોમાંથી ઘાંસ કાપવા સારૂ અથવા ઢોર ચરાવવા સારૂ લોકો થોડા દીવસને માટે ઝુપડાં બાંધે ને મોસમ પુરી થએ પાછાં ઉઠાવી લે તેને આ ધારો લાગુ નથી.

એસ. સી. લા,
આ૦ પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલ. ટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૩૦ જુન સને ૧૮૭૦.

---

આંક ૨૯ (ઈંગ્રેજી ઉપરથી તરજુમો) પાનું ૧૯૩ તા૦ ૨૧ જુલાઈ સને ૧૮૭૦.

સરકારના પોલીટીકલ ખાતાના નંબર ૨૧૧૬ તા૦ ૬ જુલાઇ સને ૧૮૭૦ ના ઠરાવ ઉપરથી ઇન્તેખાબ આ એજન્સીના સર્વે અધીકારીઓને જાણ કરવા તથા તે મુજબ અમલ કરવા માટે છાપવામાં આવે છે:—

હિંદુ તથા મુસલમાન ધર્મના સાક્ષીઓને સોગન આપવા તે સને ૧૮૪૦ ના ૫ મા આક્ટમાં ફરમાવ્યા મુજબ આપવા જોઈએ તે નીચે મુજબ:—

“હું પરમેશ્વરને હાજર જાણીને મારા ધર્મ પ્રમાણે એવી પ્રતિજ્ઞા કરૂંછું જે હું જે કહીશ તે સાચું કહીશ, સઘળું સાચું કહીશ અને સાચા શીવાય જુઠું કહીશ નહીં.”

સોગન આપવાનો આ નમુનો ઉપર લખેલી જાતના લોકોની સાક્ષી લેતી વખતે બધી ફોજદારી કોર્ટમાં વાપરવો જોઈએ અને જુબાની લખી લેતી વખતે અવલથી ઉપર મુજબ સોગન ખાધા છે એવું લખવું જોઈએ.

બીજી જાતના લોકોની સાક્ષી લેતી વખતે જે રીતે સોગન ખાવાથી તેઓના

મનને અસર થાય તે પ્રમાણે સોગન આપવા અને તેમની જુબાનીમાં લખવું જોઈએ કે તેઓએ એ પ્રમાણે સોગન લીધા છે.

એસ. સી. લા,

આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૭૦.

---

આંક ૩૧ પાનું ૨૧૨ તા૦ ૪ આગસ્ટ સને ૧૮૭૦.

## સરકયુલર નંબર ૧૧ સને ૧૮૭૦.

પ્રાંતમાં સરવેયરોનો ખપ હોય ત્યારે પ્રાંતના મેહેરબાન ઈનચાર્જ સાહેબોએ બીજા ઉમેદવાર કરતાં રાજકોટ ઈનજીનીએરીંગ કલાસમાં તૈયાર થએલા શખસો ઉપર વધારે નજર રાખવી જોઈએ.

એસ. સી. લા.

આ૦ પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા. ૨૬ જુલાઈ સને ૧૮૭૦.

---

આંક ૩૪ પાનું ૨૨૯ તા૦ ૨૫ આગસ્ટ સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૨૪ સને ૧૮૭૦.

આ પ્રાંતનાં થાણાના કેદખાનામાં સજા ભોગવનાર કેદી જે તાલુકાનો રહીશ હોય તેના પાસેથી તે કેદીનું ખાધાખર્ચ આજસુધી લેવાનો ચાલતો રીવાજ બંધ કરી આ ઉપરથી એમ ફરમાવવામાં આવેછે કે તે ખર્ચ થાણા ખાતેથી આપવું.

એસ. સી. લા,

આ૦ પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા. ૨૩ આગષ્ટ સને ૧૮૭૦.

---

આંક ૩૭ પાનું ૨૫૩ તા૦ ૧૫ સપટેંબર સને ૧૮૭૦.

## સરકયુલર.

અમારા જાણવામાં આવ્યું છે કે અસલ નક્ષા ઉપરથી ટ્રેસિંગ કલા ઉપર જે નકલો કરવામાં આવેછે તેમાં અસલમાં જે સહી હોયછે તેવીજ હુબહુ ટ્રેસીંગ ઉપર

નકલ કરવામાં આવેછે; માટે સરવે સરવેયર લોકોને ખબર આપવામાં આવેછે કે, આયંદેથી સહીની નકલ ન કરતાં નક્ષાની નકલ કર્યાબાદ પાછળથી સહીના અક્ષર પોતાના હાથ દસ્કતે લખવા રીવાજ રાખવો.

એસ૦ સી૦ લા,

આક્ટીંગ પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૭ સપટેંબર સને ૧૮૭૦.

---

આંક ૩૯ પાનું ૨૬૯ તા૦ ૨૯ સપટેંબર સને ૧૮૭૦.

## જાહેરખબર.

### સર્વે થાણદારો તરફ.

બીજી કોર્ટમાં બજાવવા સારૂ તમે હુકમનામાં મોકલો ત્યારે જે હુકમનામાં તમારા અખત્યાર પૈકી તમે કરેલાં હોય તેજ મોકલવાં પરંતુ પોલીટીકલ કારણથી જે અખત્યાર-વાળા તાલુકાઓ તમારી દેખરેખ નીચે રાખવામાં આવ્યા છે તેમનાં હુકમનામાં એવી રીતે બજાવવા મોકલવાં નહીં.

એસ૦ સી૦ લા,

આકટીંગ પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૦ સપટેંબર સને ૧૮૭૦.

---

આંક ૪૦ પાનું ૨૭૮ તા૦ ૬ અકટોબર સને ૧૮૭૦.

## જાહેરખબર.

જે સ્વસ્થાનો તથા તાલુકાઓને બંદર છે અથવા વિસ્તારવાળો મુલક છે તેમણે તે-મના મુલક તથા બંદરેથી જે માલ જતો આવતો હોય તેનાં આવક તથા નીકાસનાં પત્રક રાખવાં અને તેનું એકંદર પત્રક દર વરશે પ્રાંતના અધિકારી સાહેબ મારફત એજન્સીમાં મોકલતા રેહેવું જોઈએ.

આ પ્રમાણે કરવાની પુરી અગત્ય છે કેમકે તેથી બાહારના વેપારી વીગેરેને વ્યાપારની હાલતની માહીતી રેહેતાં રેલવે કંપનીવાળાઓને કયાં કયાં સાખા કરવી જોઈએ તે

સેહેલથી માલમ પડી આવે અને તેમ થવાથી આ દેશમાં ઠેકાણે ઠેકાણે રેલની શાખાઓ તેઓ ઉઘાડે અને દેશની દોલતમાં તથા વ્યાપાર અને લોકોની સુખાકારીમાં વધારો થાય.

ડબલ્યુ. ડબલ્યુ આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૫ અકટોબર સને ૧૮૭૦.

---

આંક ૪૪ પાનું ૩૦૮ તા. ૩ નવેંબર સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૩૩ સને ૧૮૭૦.

તાલુકદારો અને બીજા લોકો તરફથી અમારા ઉપર ઘણીક અરજીઓ એવી આવેછે કે જેની ભાષા સમજાય નહીં ને અક્ષર ઉકલે નહીં એવી હોય છે, તે હવેથી તે હરકત દુર થવા સારૂ હુકમ કરવામાં આવેછે કે એવા તમામ કાગળોમાં અરજદારની પુરા નામથી સહી હોવી જોઈએ; તેમજ જેણે એ અરજી લખી હોય તેનું નામ પણ એક ખુણામાં લખવું જોઈએ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧ નવંબર સને ૧૮૭૦.

---

આંક ૪૪ પાનું ૩૦૮ તા. ૩ નવેંબર સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૩૨ સને ૧૮૭૦.

કાઠીયાવાડમાં દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૯ મી રદ કરી તેને બદલે નીચે લખેલી કલમ દાખલ કરવામાં આવેછે:—

"૫૯. માહેમાંહે બંદોબસ્ત અથવા સમજુત કરીને કોઈ ફરીયાદી માંડીવળાય અથવા તે ફરીયાદીની બાબતમાં પ્રતિવાદી વાદીનું મન મનાવે તો તે બંદોબસ્ત અથવા સમજુત અથવા મન મનાવવું દફતરમાં નોંધી ફરીયાદીનો તે પ્રમાણે નીકાલ કરવો. એ પ્રમાણે બંદોબસ્ત, સમજુત અથવા મન મનાવવું થયું હોય

તેની મતલબ લખીને મુકદ્દમામાં મુદ્દા મુકરર કરવા મુકદ્દમો રજુવાત પર લીધા પેહેલાં વાદી અરજી આપે અથવા જે મુકદમાનો છેલ્લો ફેસલો આપવાના પ્રતિવાદી પર સમન કાઢવામાં આવ્યા હોય તેવા મુકદમામાં મુકદ્દમાની સુનાવણી શરૂ થતાં અવલ કોર્ટની ખાત્રી થાયકે તે પ્રમાણે બંદોબસ્ત સમજુત અથવા મન મનાવવું થયું છે તો કોર્ટે વાદીને એક સરટીફીકેટ આપવું કે ફરીયાદીની અરજીના ઇન્સટીટ્યુશન ફીના અરધા રૂપીયા વાદીને એજન્સીના ત્રેજરી ઓફીસર સાહેબ પાસેથી પાછા મળે, પરંતુ પક્ષકારોનું માંડી વાળવું એવી રીતનું હોય કે તેથી હુકમનામું કરવું પડે અને તે બજાવવાનો હુકમ કોર્ટથી કરાવી શકાય તો તેવું સરટીફીકેટ આપવું નહીં અથવા જે ફરીયાદીમાં અપીલ થઇ હોય તે ફરીયાદીમાં તેવું સરટીફીકેટ આપવું નહીં."

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૮ માહે અકટોબર સને ૧૮૭૦.

---

આંક ૪૮ પાનું ૩૩૫ તા૦ ૧ ડીસેંબર સને ૧૮૭૦.

## જાહેરખબર નંબર ૩૯ સને ૧૮૭૦.

દીવાની કામમાં પોલીટીકલ ખાતાની કોર્ટોના ઠરાવ ઉપર મુંબઇ સરકારમાં અપીલ કરવામાં આવે તેને લગતો નિચે લખેલો ધારો સરકારે કાઢ્યો છે તે સર્વેને ખબર થવા પ્રસિદ્ધ કરવામાં આવેછે:—

"જે ઠરાવ ઉપર પક્ષકારો અપીલ કરવાના હોય તેમને સદરહુ ઠરાવની ઇંગ્રેજી નકલ આપવી તેમજ એવાં કામોમાં જે હુકમનામાં તથા હુકમો થયા હોય તેની નકલો પણ આપવી અને નકલો બધી અપીલની અરજીઓ સાથે હોવી જોઇએ."

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૮ નવેંબર સને ૧૮૭૦.

આંક ૫ પાનું ૩૪ તા૦ ૨ ફેબ્રુવારી સને ૧૮૭૧.

## જાહેરખબર.

સર્વેને ખબર આપવામાં આવેછે કે, નીચેની કોર્ટોના ઠરાવ ઉપર પક્ષકારો અહીંની કોર્ટમાં અપીલો કરેછે, તેનાં કામ મંગાવવા વીગેરે ખરચ વસુલ કરવા માટે ઘણીક હરકત પડેછે, સબબ ઠરાવવામાં આવ્યું છે કે, જે પક્ષકાર અહીંની કોર્ટમાં અપીલ કરે તેણે અપીલ સાથે રાજકોટ ખાતાના હરકોઈ સનંદી વકીલ ઉપરની એક ચીઠી એવું ખરચ આપવા બાબતની રજુ કરવી જોઇએ, તે શિવાય અપીલ રાખવામાં નહીં આવે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા. ૨૮ જાનેવારી સને ૧૮૭૧.

---

આંક ૯ પાનું ૪૯ તા૦ ૨ માર્ચ સને ૧૮૭૧.

## જાહેરખબર નંબર ૪ સને ૧૮૭૧.

આ કોર્ટનું અપીલનું કામ ઘણું વધી ગયુ છે મુદત ગયાબાદ અપીલો મોકલવાનો રીવાજ ચાલે છે માટે આ જાહેરખબરથી સર્વને જણાવવામાં આવે છે કે અપીલ લેવા બાબત તારીખ ૬ માર્ચ સને ૧૮૬૯ ની જાહેરખબરમાં જે ધારો પ્રગટ કરવામાં આવ્યો છે તેનો બરાબર અમલ કરવામાં આવશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

તા૦ ૨૫ ફેબ્રુઆરી સને ૧૮૭૧.

---

આંક ૧૧ પાનું ૫૭ તા૦ ૧૬ માર્ચ સને ૧૮૭૧.

## જાહેરખબર.

આ ટ્રેઝરી મારફત ગવર્નમેન્ટ સેવિંગ બેંકમાં થાપણ મુકનારાઓને આ નોટીસથી ખબર આપવામાં આવે છે કે તેમણે પોતાની ચોપડી વ્યાજ કઢાવવા મુંબઈ મોક-

લવા સારૂ અમારા તરફ મોકલી દેવી. દરશાલ મે મહીનામાં પેહેલા અઠવાડીયામાં વ્યાજ કઢાવવા ચોપડી મોકલવી એવું કેટલીક ચોપડીને પેહેલે પાને લખ્યું છે તે રદ થયું છે. તે મે મહીનાને બદલે એપ્રીલ સમજવો.

કૃષ્ણાજી લક્ષ્મણ,

ઓફીસર ઇનચાર્જ ટ્રેઝરી.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૮ માર્ચ સને ૧૮૭૧.

---

આંક ૧૩ પાનું ૬૭ તા૦ ૩૦ માર્ચ સને ૧૮૭૧.

# જાહેરખબર.

## કાઠીયાવાડ પ્રાંતના સર્વે રાજા તથા તાલુકદારો તરફ.

રાજકોટ એજનસી ટ્રેજરીના મેહેરબાન, ઓફીસર સાહેબના લખવાથી અમારા જાણવામાં આવ્યું છે કે, ખોટી બનાવટના ઘણા રૂપીઆ ટ્રેજરીમાં આવે છે તેમાં વિશેષ કરીને તાલુકદારો તરફના પેશકશી વીગેરેના ભરણામાં વધુ એવા રૂપીયા આવે છે ને દીનપરદીન એ ચલણનો ફેલાવો વધારે થતો જણાય છે અને શક રેહેછે કે એ ખોટા શીક્કા કાઠીયાવાડમાં પણ બનતા હોય એ વાતનો તાકીદથી અટકાવ થવાની પુરી જરૂર છે માટે આ ઉપરથી ખબર આપવામાં આવેછે કે, એવા ખોટા રૂપીયા આપના મુલકમાં જેવા માલુમ પડે, ત્યાંહાં તરત તોડી નાખવા જોઇયે; શીવાય એવા રૂપીયાની બનાવટ કરનાર શખસોને પકડવામાં પુરી કાળજી રેહેવી જોઇએ ને તેને માટે એવા શખસોને પકડી આપે અથવા ખોટા શીક્કા બનાવવાનાં હથીયારો વીગેરેનો પત્તો મેળવી આપે તેને લાયક ઇનામ આપવાની જાહેરખબરો આપના તરફથી છપાવવી જોઇએ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
તા૦ ૨૧ માર્ચ સને ૧૮૭૧ મુકામ જુનાગઢ.

આંક ૧૪ પાનું ૭૧ તા૦ ૬ એપ્રીલ સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૮ સને ૧૮૭૧.

પ્રાંતના પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો ઉપરથી કામનો બોજ ઓછો થવા સારૂ તેમના એકસ્ત્રા આસીસ્ટંટ સાહેબોને કાઠીયાવાડના ફોજદારી કાયદાના બાબ વીશમાં દરશાવેલાં કામો સાંભળવાનો અખતયાર આપવામાં આવ્યો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૮ માર્ચ સને ૧૮૭૧.

---

આંક ૧૫ પાનું ૧૫ તા૦ ૧૩ એપ્રીલ સને ૧૮૭૧.

# સરક્યુલર નંબર ૨ સને ૧૮૭૧.

## કાઠીયાવાડ પ્રાંતના બધા સીમાડા કમીટીના પ્રેસીડેન્ટો તરફ.

સીમાડા કમીટીના ફેસલા ઉપરની અપીલ પ્રથમના સરક્યુલર મુજબ મુદતની અંદર દાખલ થવા સંબંધીમાં ઘણી તકરારો આવતાં પોલીટીકલ એજંટ સાહેબ બધા પ્રેસીડેન્ટોને ફરમાવે છે કે, સીમાડાનો ફેસલો કરવામાં આવે તે તારીખથી દશ દીવસની અંદર બંને પક્ષકારોને ફેસલાની નકલ આજમ પ્રેસીડેન્ટોએ પોતાની મેળેજ આપવી.

એ નકલો લેવા જે તાલુકા તરફથી માણસ હાજર ન હોય તે તાલુકદારને તે નકલો ટપાલ મારફત રજીસ્ટર કરી પ્રેસીડેન્ટોએ મોકલવી; અને જે તાલુકદારો થાણુ-દારના તાબામાં હોય તેઓને તેમની નકલો તેમને પોંહોંચાડવા માટે તેઓ જે થાણુ-દારના તાબામાં હોય, તેને ઉપર મુજબ આજમ પ્રેસીડેન્ટોએ મોકલવી.

ઉપર મુજબ કર્યાની ટીપ આજમ પ્રેસીડેન્ટોએ તેમની ડાયરીમાં નોંધવી; અને તે બાબત ટપાલના હાંસલ વીગેરે જે ખરચ હોય તે દસ્તુર પ્રમાણે વસુલ લેવું.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ,

રાજકોટ, તા૦ ૧૨ એપ્રીલ સને ૧૮૭૧.

આંક ૧૬ પાનું ૭૯ તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૭૧.

# સરક્યુલર નંબર ૩ સને ૧૮૭૧.

**બધા એજન્સી અમલદારો તરફ.**

પોલીટીકલ ક્રીમીનલ કેસની તજવીજ સંબંધી રીતમાં દેખીતી ગેરસમજ માલમ પડતાં ફરમાવવામાં આવે છે કે, તેવાં કામોમાં હમેશાં લોકલ પ્રોસેજર કોડની કલમ ૧૯ ચાપટર ત્રીજા પ્રમાણે વર્તવું.

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૪ એપ્રીલ સને ૧૮૭૧.

---

આંક ૧૬ પાનું ૮૦ તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૧૦ સને ૧૮૭૧.

પ્રાંતોના પોલીટીકલ આસીસ્ટંટ સાહેબો ઉપરથી કામનો બોજો ઓછો થવા સારૂ તેમના એક્સ્ટ્રા આસીસ્ટંટ સાહેબોને કાઠીયાવાડના ફોજદારી કાયદાની કલમ ૧૪૯,૧૫૦, તથા ૧૫૪થી ૧૫૯ માં આપેલો અખત્યાર ચલાવવા અધિકાર આપવામાં આવે છે.

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૩ એપ્રીલ સને ૧૮૭૧.

---

આંક ૧૬ પાનું ૮૦ તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૧૨ સને ૧૮૭૧.

વડોદરા અને જુનાગઢની સરહદ મુકરર કરનાર કમીશનર લેફ્ટેનંટ કરનલ લેસ્ટર સાહેબે ગીરમાં સીમાડા દડીનાખી કાયમ કરવાનું કામ શરૂ કરયું છે. એ કામ

ઘણી મેહેનત અને ખરચવાળું છે, સબબ બંને રાજસ્થાનો તરફથી તે નીશાનને કાઠી નાખવામાં તથા નુકસાન કરવામાં ન આવે તેવો બંદોબસ્ત રાખવો જોઈએ.

ડબલ્યુ॰ ડબલ્યુ॰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા. ૧૪ એપ્રીલ સને ૧૮૭૧.

---

આંક ૧૮ પાનું ૮૭ તા૦ ૪ મે સને ૧૮૭૧.

## સરક્યુલર નંબર ૪ સને ૧૮૭૧.

### એજન્સી અધીકારી સાહેબો તરફ.

આપના તરફથી ઠરાવ અને હુકમો થાયછે તેમાં ઘણીખરીવાર તે કયા ખાતામાંથી કરવામાં આવેછે તે લખેલું હોતું નથી માટે હવેથી તે બાબત આપ ધ્યાનમાં રાખશો; અને કંઈ અરજી, ફરીઆદ, અગર અપીલ તે જે ખાતાના સંબંધની હોય તે ખાતાનું નામ તે ઉપર લખ્યું ન હોય તો આપના દફતરના ફાઈલઉપર લેશો નહીં.

ડબલ્યુ॰ ડબલ્યુ॰ આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીઆવાડ પોલીટીકલ એજંટસ ઓફીસ,
મુકામ બાલાચડી, તા૦ ૨૯ એપ્રીલ સને ૧૮૭૧.

---

આંક ૧૮ પાનું ૮૮ તા. ૪ મે સને ૧૮૭૧.

## જાહેરખબર.

નીચે સહી કરનારની કચેરીમાં દીવાની, સરીફ પોલીટીકલ કામ ચલાવનાર તમામ આરામીઓને આ જાહેરખબરથી ખબર આપવામાં આવેછે કે, તેમણે પ્રથમ પોતાના દાવાની અરજી અમારી ઓફીસમાં ફાઈલ કરાવી એટલે તેની નોંધ રજીસ્ટરમાં થઈ તેના ઉપર જે નંબર પડે તેનો દાખલો પોતાની પાસે રાખી એ કેસ-સંબંધી જે અરજીઓ વીગેરેનું લખાણ કરવું પડે તેને મથાળે કેસનો નંબર વાદી

પ્રતીવાદી એ રીતે સારૂં મથાળું બાંધી રાખવાનો રીવાજ રાખવો નહીં તો એ રીતે મથાળું બાંધ્યા શીવાયની અરજીઓ રાખવામાં નહીં આવે.

પી. એચ. લીલેટ,

સેકન્ડ પોલીટીકલ આસીસ્ટંટ, કાઠીયાવાડ.

તા૦ ૨૫ એપ્રીલ સને ૧૮૭૨, મુકામ વેરાવળ.

---

આંક ૧૮ પાનું ૮૮ તા૦ ૪ મે સને ૧૮૭૧.

## સરક્યુલર નંબર ૫ સને ૧૮૭૧.

### એજન્સીના તાબાના બધા અમલદાર સાહેબો તરફ.

પેહેલા તથા બીજા કલાસના સ્વસ્થાન શિવાયની જુદા જુદા ખાતાઓને લગતી અરજીઓ તથા દાવા તથા અપીલો ધણી જાતે અથવા વકીલાતનામાં તથા મુખ્ત્યારનામાંથી અખ્તીયાર આપેલા કોર્ટોના વકીલો મારફત રજુ થયા શીવાય એજનસી તાબાની કોઈ પણ કોર્ટમાં લેશો નહીં. જ્યારે તેવા વકીલ મારફત રજુ થાય ત્યારે તેની નીચે તે વકીલે પોતાનાં નામની સહી કરવી જોઈએ.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજંટસ ઓફીસ.

મુકામ બાલાચડી, તા૦ ૨ જી મે સને ૧૮૭૧.

---

આંક ૧૮ પાનું ૮૮ તા૦ ૪ મે સને ૧૮૭૧.

## જાહેરખબર.

એજનસી ગેજેટમાં કેટલીક બાબતની તાલુકદારો તરફથી નોટીસો પ્રાંત ખાતાની મારફત છાપવા સારૂ આવે છે, અને જેના પૈસા હાલસુધી લેવામાં આવતા નથી તે તમામ બાબતની નોટીસના માહે મે એ સને ૧૮૭૧ થી ખાનગી ગણી પૈસા લેવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા૦ ૨૭ એપ્રીલ સને ૧૮૭૧, મુ. બાલાચડી.

આંક ૨૦ પાનું ૯૫ તા૦ ૧૮ મે સને ૧૮૭૧.

# સરક્યુલર નંબર ૭ સને ૧૮૭૧.

## કાઠીયાવાડ પ્રાંતના બધા પોલીટીકલ આસીસ્ટેન્ટ સાહેબો તરફ.

પ્રાંતોના ઇનચાર્જ પોલીટીકલ આસીસ્ટંટ સાહેબોને યાદ દેવામાં આવેછે કે કરનલ કીટીંજ સાહેબના તારીખ ૨૬ આગષ્ટ સને ૧૮૬૩ ના સરક્યુલરો પ્રમાણે મોટા દરજજાના રાજાઓનેજ પોતાના સ્વસ્થાનોમાં પરદેશી સીબંદી રેહેવા દેવા પરવાનગી આપવામાં આવેલી છે.

ઉત્તરપ્રાંતના કેટલાએક તાલુકાઓમાં પરદેશી સીબંદી ન રેહેવા દેવા બાબત તારીખ ૨૪ ડીસેંબર સને ૧૮૬૩ ના એજન્સી ગેઝેટમાં હુકમ કરવામાં આવ્યો છે તે હુકમ વાઘરેના બંડને લીધે તથા આ પ્રાંતના દક્ષિણ વીભાગમાં સુલેહના ભંગને લીધે બીજાઓને લાગુ કરવામાં આવ્યો નહોતો આ કારણો હવે છે નહીં તેથી સદરહુ મનેનો હુકમ ત્રીજા કલાસથી નીચેના તમામ તાલુકદારોને આ ઉપરથી લાગુ કરવામાં આવેછે માટે તે પ્રમાણે હવે અમલ કરવા આપે તેઓને સુચના કરવી જોઇએ.

ડબ્લયુ. ડબ્લયુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ઓફીસ.
મુકામ બાલાચડી, તા૦ ૯ મી મે સને ૧૮૭૧.

---

આંક ૨૦ પાનું ૯૬ તા૦ ૧૮ મે સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૧૪ સને ૧૮૭૧.

આ એજન્સી ખાતાની કોર્ટોમાં ટ્રાન્સલેટર એટલે તરજુમો કરવાનું કામ કરવાની સનંદ મીસ્તર નગીનદાસ બ્રીજભુખણદાસને આજની તારીખથી આપવામાં આવી છે.

ડબ્લયુ. ડબ્લયુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ઓફીસ,
બાળાચડી, તા૦ ૧૨ મે સને ૧૮૭૧.

આંક ૨૧ પાનું ૯૯ તા૦ ૨૫ મે સને ૧૮૭૧.

# જાહેરનામું નંબર ૧૪ સને ૧૮૭૧.

પૂર્વ પ્રાંતના સોનપરી તાલુકાના ગરાસીઆની દરખાસ્ત ઉપરથી નામદાર ગવ-રનર સાહેબે ફરમાન કર્યું છે કે, હવે પછી સોનપરીને સોનગઢ કેહેવું.

ડબ્લ્યુ૰ ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૩ મે સને ૧૮૭૧ ઇસ્વી.

---

આંક ૨૧ પાનું ૧૦૨ તા૦ ૨૫ સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૯ સને ૧૮૭૧–૭૨.

મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબની મંજુરીથી ધ્રાફાના આજમ થાણદારને આજની તારીખથી દીવાની દાવા પાંચસે રૂપીયાની કીંમત સુધીના સાંભળવાને માટે અખ્તીયાર આપવામાં આવ્યો છે.

એચ૰ એલ૰ નટ,
આકટીંગ ફોર્થ પોલીટીકલ આસીસ્ટંટ.
ઇનચાર્જ પશ્ચિમ પ્રાંત.

તા૦ ૬ મે સને ૧૮૭૧, મુ. બાલાચડી.

---

આંક ૨૨ પાનું ૧૦૫ તા. ૧ જુન સને ૧૮૭૧.

મુંબઇ ગવર્નમેન્ટ ગેઝેટ તા૦ ૧૮ મે સને ૧૮૭૧ નંબર ૨૦ પાને ૫૬૦–૬૧.

મેથી ઇનતેખાબ.

## રેવીન્યુ ખાતું.

હકની રજાની અરજીઓમાં હીસાબી ખાતામાટે નીચેની હકીકત જોઇએ અને તે બાબત તે અરજીઓ મોકલનાર અમલદારને જુમેદાર ગણવામાં આવશે.

૧. હકની રજા પુરી થયા બાદ ૬ માસની અંદર બીજી રજા લેવા અથવા નોકરી છોડવા અરજદારનો ઈરાદો નથી એવું હમેશ મુજબ સરટીફીકેટ.

૨. છેવટની રજા ઉપરથી હાજર થયાની તારીખ તથા અરજદારે તે રજા કેટલી મુદત ભોગવી હતી તે મુદત.

હુકમથી,

**એફ. એસ. ચાપમેન,**

ચીફ સેક્રેટરી નીસબત સરકાર.

કીલ્લે મુંબઈ, તા૦ ૧૩ મે સને ૧૮૭૧.

---

## આંક ૨૨ પાનું ૧૦૬ તા૦ ૧ જુન સને ૧૮૭૧.

## જનરલ ડીપાર્ટમેન્ટ.

કેટલાક લોકો તરફથી સરકારી નોકરોને જાહેરાંત માનપત્ર આપવાનું હોય તે વખત સરકારી નોકરોએ શી રીતે કરવું તે બાબત કાંઈક ગેરસમજ થતાં સર્વની માહેતી માટે આ ઉપરથી ખબર આપવામાં આવેછે કે, આગમચથી સરકારની પરવાનગી મેળવ્યા શીવાય જાહેરાંત માનપત્ર લેવાની સરકારની નોકરીમાં રહેલા તમામ અમલદારોને મને કરવામાં આવેછે.

સરકારની પરવાનગી જેઓએ માનપત્ર આપવું હોય તેઓએ મેળવવી, પરંતુ, જે અમલદારને લેવું હોય તેણે મેળવવી નહીં.

આ ધારો જે અમલદારોની નીમણુક સરકાર કરતા હોય અથવા કાયમ કરતા હોય અથવા સરકારે નીમેલા અધિકારીઓએ કરી હોય તેઓને લાગુ છે.

કોઈ દીવાની અથવા ફોજદારી કોર્ટનો જડજ તે કોર્ટમાંથી જાય ત્યારે તે કોર્ટના વકીલો તેમને માનપત્ર આપે તેને આ બંધી લાગુ નથી.

હુકમથી,

**એફ. એસ. ચાપમેન,**

ચીફ સેક્રેટરી નીસબત સરકાર.

કીલ્લે મુંબઈ, તા૦ ૧૫ મે સને ૧૮૭૧.

---

આંક ૨૪ પાનું ૧૧૩ તા૦ ૧૫ જુન સને ૧૮૭૧.

# સરક્યુલર નંબર ૮ સને ૧૮૭૧.

## કાઠીયાવાડના સર્વે રાજાઓ તથા તાલુકદારો.

પોલીટીકલ એજંટ સાહેબને કાને એવી વાત આવી છે કે, નીરાશ્રિત તથા કંગાલ મુશાફરો, અને પરદેશીઓ અને બીજાઓ અતીશે મંદવાડથી મોતની લગભગ આવી ગયા હોય તેવાને પાસેની દવાશાળા અથવા ઇસપીતાલમાં મોકલી દેવાને ઠેકાણે ઉલટા તેમના જીવના જોખમે એક ગામથી બીજે ગામ ને બીજેથી ત્રીજે ગામ એવી રીતે કાહાડે છે.

તેથી પોલીટીકલ એજંટ સાહેબ સર્વે રાજાઓ તથા તાલુકદારોનું ધ્યાન આવી ઘાતકી રશમ તરફ ફેરવવા તેમને ભલામણ કરેછે; અને ફરમાવેછે કે, એ ઘાતકી તેમજ નિર્દય ચાલ બંધપડે તેવા ઉપાય લેવાની જરૂર છે. મોહોટા મોહોટા ગામોમાં હવે દવાશાળાઓ થઇ છે અને ત્યાંહાંના અધીકારીઓની ફરજ છે કે નિરાશ્રિત માંદા માણસને તથા ભયંકર અને ચેપી રોગીઓને ત્યાંહાં રાખી તેમના રોગ મટાડવા ઉપાય થાયછે તથા એક ગામથી બીજે ગામ ભટકવા ન દેતાં દેશમાં રોગનો ચેપ ન વધે તેમ ઉપાય લેવાયછે એની તપાસ રાખવી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીલક એજનસી,

રાજકોટ, તા૦ ૧ લી જુન સને ૧૮૭૧.

---

આંક ૨૫ પાનું ૧૧૭ તા૦ ૨૨ જુન સને ૧૮૭૧.

# સરક્યુલર નંબર ૯ સને ૧૮૭૧.

## કાઠીયાવાડ એજન્સી તાબામાં કાંઈ પણ ફોજદારી અધીકાર ચલાવનાર સર્વે અમલદારો તરફ.

ફોજદારી કોર્ટોમાં ફરીયાદી કરી હોય તે પાછી કાઢી લેવા બાબતમાં નીચે લખ્યા ધારા પ્રમાણે વર્તવું:—

૧. જે કામમાં ફકત દંડની અથવા છ મહીનાસુધી કેદની અથવા બંનેની શિક્ષા થઇ શકતી હોય તે કામમાં છેવટનો હુકમ થયા પેહેલાં અધિકારવાળા માજિસ્ત્રેટને ફરીયાદી પાછી કાઢી લેવાની પરવાનગી આપવાનાં પાકાં કારણ છે એવી ફરીયાદી તે માજિસ્ત્રેટની ખાત્રી કરે તો તે માજિસ્ત્રેટ તેવી ફરીયાદી કાઢી લેવા હુકમ આપવા મુખ્ત્યાર છે. આવી રીતે પાછી કાઢી લીધેલી ફરીયાદ ફરીથી દાખલ કરવામાં આવશે નહીં.

૨. સાફ પોતાના અધીકાર બાહાર હોય એવા ગુન્હા બાબતની ફરીયાદ કાઢી લેવાની અરજી જે માજિસ્ત્રેટને રજુ કરવામાં આવે તેણે તે અરજી જે અમલદારને એવા ગુન્હાના ઇન્સાફ કરી અથવા કમીટ કરી અથવા પોલીટીકલ કામમાં ગુન્હેગાર સોંપી દઇ નીકાલ કરવા અધીકાર હોય તેને મોકલવી.

૩. જ્યારે કોઈ કામની ફરીયાદી પાછી કાઢી લેવાથી નીકાલ થાય ત્યારે ફરીયાદી પાછી કાઢી લેવાનું કારણ ફોજદારી માશીક પત્રકમાં લખવું.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૫ જુન સને ૧૮૭૧.

---

આંક ૨૬ પાનું ૧૨૨ તા૦ ૨૯ જુન સને ૧૮૭૧.

## જાહેરખબર નંબર ૫ સને ૧૮૭૧.

તાલુકે વીરપોર-ખરેડીના ગામોની યાદ ત્યાંહાંના તાલુકદાર તરફથી પેસ્તર આપેલ તેમાં બાર ગામ લખેલ પરંતુ હાલ ત્યાંહાંના થાણદાર મારફત ગામોનું પત્રક આવ્યું તેમાં નીચે પ્રમાણે ૧૩ ગામો લખેછે:—

| | | | |
|---|---|---|---|
| ૧. ખરેડી. | ૨. વીરપોર. | ૩. કાગવડ. | ૪. થોરાલા. |
| ૫. હડમડીયા. | ૬. કાળમેઘડા. | ૭. મોરીદડ. | ૮. માખાકરોડ. |
| ૯. ગુંદા. | ૧૦. મેટીયા. | ૧૧. ખીજડીયા. | ૧૨. ફગાસ. |
| ૧૩. ભંગડા. | | | |

માટે હવેથી એ તાલુકાનાં તેર ગામ ગણવામાં આવશે, તે સર્વેને ખબર થવા પ્રસિદ્ધ કરવામાં આવેછે.

ડબ્લયુ. ડબ્લયુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

તા૦ ૨૩ જુન સને ૧૮૭૧.

આંક ૨૭ પાનું ૧૨૭ તા૦ ૬ જુલાઈ સને ૧૮૭૧.

## જાહેરખબર નંબર ૧૯ સને ૧૮૭૧.

સને ૧૮૬૯ ના આંક ૪૪ ના એજન્સી ગેઝેટમાં છપાએલી નંબર ૩૦ ની જાહેરખબરમાં દસ્તાવેજો રજીસ્ટર કરાવવાની ઓફીસોનું પત્રક છપાયલું છે, તેમાં નીચે લખી ઓફીસો વધારવામાં આવી છે.

કાઠીયાવાડના સુપરન્યુમીરેરી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ આ. એફ. એચ, આસ્ટન સાહેબની ઓફીસ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩૦ જુન સને ૧૮૭૧.

---

આંક ૨૮ પાનું ૧૩૧ તા૦ ૧૩ જુલાઈ સને ૧૮૭૧.

## જાહેરનામું નંબર ૨૦ સને ૧૮૭૧.

લીંબડીના આજમ મુનસફને રૂપીયા (૧,૦૦૦) એક હજાર સુધીના દીવાની દાવા સાંભળવાનો આજથી અખત્યાર આપવામાં આવ્યો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૭૧.

---

આંક ૪૨ પાનું ૨૧૯ તા૦ ૧૯ અકટોબર સને ૧૮૭૧.

## સરક્યુલર નંબર ૧૩ સને ૧૮૭૧.

### કાઠીયાવાડના એજન્સીના બધા આસીસ્ટંન્ટ સાહેબો તરફ.

ચાલતા ધોરણ મુજબ ગીરાસની જમીન ગીરવી મુકવા બાબતનાં રજીસ્ટર કઈ ઓફીસોમાં રેહેવાં જોઈએ, તેવીરો કાંઈક ગેરસમજ ચાલે છે. આ રજીસ્ટર પ્રાંતના ઇનચાર્જ સાહેબોએજ રાખવાં એમ સને ૧૮૬૮ના સરકયુલર નંબર ૧૯થી તેઓને અધિકાર આપેલો છે. એ અધિકાર મેહેરબાન એકસ્ટ્રા આસીસ્ટંટ સાહે.

ઓને તેમને જેટલી રકમના દાવાનો દીવાની અધિકાર છે, તેટલી રકમ સુધી આપવામાં આવે છે, તેઓએ આજ સુધીમાં જે દસ્તાવેજો રજીસ્ટર કરયા હશે, તે તમામને આગલા કોઈપણ હુકમોથી બાધ આવશે નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૧૩ અકટોબર સને ૧૮૭૧.

---

આંક ૪૩ પાનું ૨૨૩ તા૦ ૨૬ અકટોબર સને ૧૮૭૧.

# જાહેરખબર નંબર ૨૬.

લાગતા વળગતા સ્વસ્થાનો તરફ આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે, પોતપોતાની હદમાં હરામખોરો તરફથી જુલમ જારતી કરવામાં આવે તેના ખબર દસ્તુર પ્રમાણે એજન્સી તથા ડીસ્ટ્રીકટ આફીસર સાહેબો તરફ આપવામાં આવે છે, તે ઉપરાંત ફીડરલ સીબંદીના સુપ્રિનટેન્ડેન્ટ સાહેબ તરફ એકદમ આપવા. આ બાબતના ઝડપથી ખબર ન આપવામાં આવ્યાથી હરામખોરોની ટોળીઓને શોધી કાઢવાને બની શકવું મુશ્કેલ થઈપડેછે, ને તેની સલામતીમાં તેમને ખાત્રી થતી જાય છે, તેથી તેમના કઉવતમાં તથા એડુ લોકોમાં તેમનો જે ડર હોય છે, તેમાં વધારો થતો જાય છે.

હરામખોરોના ટોળાંની આમદરફત બાબત તરત ખબર નહીં આપવામાં આવે તો તે બાબત પોલીટીકલ એજંટ સાહેબ સ્વસ્થાનોને જુંમેદાર ગણશે; તથા તેમને ફરમાવવામાં આવે છે કે, હાલ જે હરામખોરો મુલકમાં ફરયા કરે છે, એમ જાણવામાં છે તેઓને શોધી કાઢી ઇનસાફ માટે રજુ કરવામાં તેઓ ફીડરલ સીબંદીના ઓફીસર સાહેબો સાથે મળીને જોઇએ તેવા ઉપાયો લેવા.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦ ૧૯ અકટોબર સને ૧૮૭૧.

આંક ૪૩ પાનું ૨૨૬ તા૦ ૨૬ અકટોબર સને ૧૮૭૧.

# જાહેરખબર.

એજનસી તાબાની દીવાની કોર્ટોથી તાલુકે વાળાની રૈયત ઉપર જે સમનો થાય છે, તે હવેથી મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબના સરકયુલર નંબર ૬ સને ૧૮૬૫ ના મુજબ એ તાલુકાનું કામ સારી રીતે હાલ સરકારની દેખરેખ નીચે ચાલે છે, ત્યાંહાં સુધી બજાવવામાં નહીં આવે પરંતુ જે રીતે પેહેલા તથા બીજા કલાસના તાલુકદારની રૈયતને ખબર દેવા લખાણ થાયછે, એ રીતે કરવામાં આવશે.

જાન૦ ડબ્લ્યુ૦ વાટસન,

પોલીટીકલ આસીસ્ટંટ ઇન ચાર્જ પૂર્વપ્રાંત.

---

આંક ૪૪ પાનું ૨૨૯ તા૦૨ નવેમ્બર સને ૧૮૭૧.

# જાહેરખબર.

વગર પરવાને હથીયાર લઇ પરાઇ હદમાં ન જવા બાબત સરકયુલરો કરવામાં આવેલ છે, તેનો બરાબર અમલ થયેલો જણાતો નથી, માટે આ ઉપરથી સર્વેને જણાવવામાં આવે છે કે, હવેથી કોઇ પરવાના વગર હથીયાર લેઇ ચાલશે તો તે હથીયાર તાલુકદારની અથવા એજનસીના કોઇ અધીકારીની ઓળખાણ ચીઠ્ઠી લાવેથી પાછાં સોંપવામાં આવશે નહીં, પણ તેવાં પકડેલાં હથીયારો ભાંગી નાખી જે તાલુકદાર પકડશે તે વેચી નાખશે અને તેની કીંમત તે તાલુકાના ખાલસા ખાતે જમે કરશે અને તે ઉપર કોઇનો કોઇ તરેહનો દાવો ચાલશે નહીં.

ડબ્લ્યુ૦ ડબ્લ્યુ૦ આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીઆવાડ પોલીટીકલ એજનસી,

રાજકોટ, તા૦ ૨૫ અકટોબર સને ૧૮૭૧.

## આંક ૪૯ પાનું ૨૪૯ તા૦ ૭ ડીસેંબર સને ૧૮૭૧.

(ગેજેટના ગ્રાહકોને.)

### નોટીસ.

કાઠીયાવાડ એજન્સી ગેજેટના સર્વે ઘરાકોને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે, ગેજેટની કીંમત તથા ટપાલ ખરચના નાણાં જેઓ તારીખ ૨૦ જાનેવારી સને ૧૮૭૦ ની જાહેરખબર મુજબ દર વરશની જાનેવારીમાં ભરશે નહીં તેમની પાસેથી દરગેજેટે દરમહીને એક રૂપીઓ વધારે, (લવાજમ તથા ટપાલ ખરચ ઉપરાંત) રૂપીયા વસુલ કરતાંસુધી લેવામાં આવશે. મહીનો શરૂ થયા પછી તે મહીનામાં ગમે તે તારીખે એ નાણું વસુલ કરશે તો તેની પાસેથી આખા મહીનાનો એક રૂપીયો લેવામાં આવશે.

સદરહુ નોટીશમાં જાનેવારી બાદ ભરનાર પાસેથી રૂપીયા ૨ જાસ્તી લેવા ઠરાવ કર્યો છે તે આ ઉપરથી રદ્દ કરવામાં આવ્યો છે.

આ ઠરાવ સને ૧૮૭૨ ની શરૂ સાલથી અમલમાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

મુકામ રાજકોટ, તા૦ ૧ લી ડીસેમ્બર સને ૧૮૭૧.

---

## આંક ૫૦ પાનું ૨૬૨ તા૦ ૧૪ ડીસેંબર સને ૧૮૭૧.

### મુંબઈ ગવર્નમેન્ટ ગેજેટ તા. ૧૩ એપ્રીલ સને ૧૮૭૧, પાને ૪૩૭.

### મેથી ઈનિતેખાબ. ઈના ફોખાતું.

હિંદુસ્થાનની સરકારનું નીચે મુજબ જાહેરનામું સર્વેને જાણ થવા માટે ફરીથી પ્રસીદ્ધ કરવામાં આવે છે :—

નંબર ૧૮૮૩,—સને ૧૮૬૯ ના યુરોપીયન વેગ્રનસી આકટની કલમ ૨ જીની છેલ્લી રકમથી મળેલ અખ્તીયાર મુજબ નામદાર ગવરનર જનરલ ઈન કોનસીલના સાહેબ સદરહુ આક્ટની કલમ ૪ થી ૧૬મી બંને કલમો સુદ્ધાંત ૧૯, ૨૦, ૨૪ તથા

૨૯ મુંબઈ ઈલાકાને તથા તેમાં જે દેશી રાજસ્થાનો તથા રાજાઓ નામદાર મલીકા માઆઝમા સાથે દોસ્તી રાખનારા છે તેમનાં રાજ્યોને મુંબઈ ગવર્નમેન્ટ ગેજેટમાં જે તારીખે આ જાહેરનામું ફરીથી પ્રસીદ્ધ કરવામાં આવે તે તારીખથી લાગુ કરે છે.

(સહી) ઈ૦ સી૦ બેલી.

સેક્રેટરી નીસબત સરકાર, હિંદુસ્થાન.

તા૦ ૪ એપ્રીલ સને ૧૮૭૧.

# ભાગ ૨ જો.

## કામ ચલાવવાની રીતી.

૪. કલકત્તા, મદ્રાસ અને મુંબઈ શેહેરની હદમાં કોઈ માણસ નીરઉદ્યોગી ભટકનારો દેખાતો હોય, તેને પાસેના પોલીસ માજીસ્ટ્રેટની પાસે જઈને તેની આગળ હાજર થવાસારૂ, અમારી સાથે ચાલ, અથવા બીજા પોલીસ અમલદારની સાથે જા, એવું કેહેવાનો અધિકાર અને તે શેહેરોની હદ બહાર હોય તો જે છેક પાસેનો જસ્ટીસ ઓફ ધી પીસ ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે માજીસ્ટ્રેટનો કુલ અખ્તિયાર ચલાવતો હોય, તેની પાસે જઈને તેની આગળ હાજર થવાસારૂ અમારી સાથે ચાલ, અથવા બીજા કોઈ પોલીસ અમલદાર સાથે જા, એવું કેહેવાનો અખ્તીકાર હરકોઈ પોલીસ અમલદારને છે.

૫. જેને નીરઉદ્યોગી ભટકનારો કેહેતા હોય તેની સ્થીતી બાબત તથા ચાલ ચલગત બાબત પોલીસ માજીસ્ટ્રેટે અથવા જસ્ટીસ ઓફ ધી પીસે સંક્ષેપ રીતે ચોકશી કરવી, અને તે નીરઉદ્યોગી ભટકનારો છે, એવી તેહેની ખાત્રી થાય તો તેણે તેવો ઠરાવ કરીને તે ઠરાવ પોતાની કચેરીના દફતરમાં લખી મોકલવો.

નીરઉદ્યોગી ભટકનારને તાબડતોબ ચાકરી ધંધો મળે તેમ નથી, એવું વળી તેની નજરમાં આવે, અથવા તે નીરઉદ્યોગ ભટકનારો છે, એ વાત બાબતનો ઠરાવ અગાઉ ફલાણી વખતે દફતરમાં લખી મુકેલો છે એવું માનવાનો સબબ હોય તો તેણે તે નીરઉદ્યોગ ભટકનારને સરકારી વર્કહાઉસમાં જવાનો હુકમ કરવો અને તે પ્રમાણે હુકમ લખવો.

પછી તે નીરઉદ્યોગ ભટકનારને વર્ક હાઊસમાં મોકલવા સારૂ પોલીસને સ્વાધીન કરવો; અને તેને વર્કહાઉસમાં લઈ જતી વખતે તેને પોતાને સ્વાધીન રાખવા બાબત પોલીસને તે હુકમ પુરો આધાર છે અને તે નીરઉદ્યોગ ભટકનારને વર્ક હાઉસમાં લઇને ત્યાંહાં તેને અટકાવી રાખવા બાબત વર્કહાઉસના ગવરનરને ( એટલે ઉપરી અધીકારીને) પણ તે હુકમ પૂરો આધાર છે એવું સમજવું.

૬. નીરઉદ્યોગ ભટકનારને સ્થાનીક સરકારના તાબા માંહેની ફલાણી જગાએ અથવા નીરઉદ્યોગ ભટકનારો સદરહુ મુલકના કોઈ ભાગમાં હોય ત્યારે છેક પાસેની સ્થાનીક સરકારના તાબામાંહેની ફલાણી જગાએ તેને ચાકરી ધંધો મળે તેમ છે, એવું ૫ મી કલમમાં કહેલી ચોકશી કરનારા અમલદારની નજરમાં આવે તો તે અમલદાર તે નીરઉદ્યોગ ભટકનારને પોલીસને સ્વાધીન કરીને સદરહુ જગાએ મોકલવાને અને તે પ્રમાણે હુકમ લખવાને મુખ્તિયાર છે.

નીરઉદ્યોગ ભટકનારો ધંધાની સદરહુ જગાએ જાય ત્યારે તેને પોતાને સ્વાધીન રાખવા બાબત પોલીસને તે હુકમ પુરો આધાર છે એવું સમજવું.

૭. નીરઉદ્યોગ ભટકનારો ધંધાની જગાએ આવી પોહોંચે એટલે તેને છેક પાસેના પોલીસ માજીસ્ત્રેટની પાસે અથવા જે જસ્ટીસ આફ ધી પીસ ઉપર કહ્યા પ્રમાણે કુલ અખ્તિયાર ચલાવતો હોય તેની પાસે લઈ જઇને તે મોકલવાનો હુકમ તે માજીસ્ત્રેટને અથવા જસ્ટીસ ઓફ ધી પીસને સ્વાધીન કરવો.

પછી તે અમલદારે નીરઉદ્યોગ ભટકનારને ચાકરી ધંધો મળવા સારૂ પોતાનાથી થાય તેટલી મદત કરવી, અને પોતાની નજરમાં આવે તો તે નીરઉદ્યોગ ભટકનારને ( ચાકરી ધંધો મળે ત્યાંહાં સુધી) પોલીસને સ્વાધીન રાખવો.

નીરઉદ્યોગ ભટકનારો ઊપર કહ્યા માણે આવી પોહોંચે ત્યારપછી વાજબી મુદતમાં ( તે મુદત ઘણામાં ઘણા પંદર દીવસ કરતાં વત્તી નહીં જોઈએ ) તેને યોગ્ય ચાકરી ધંધો નહીં મળે તો તે અમલદારે તેને ૫ મી કલમમાં કહેલી રીતે સરકારી વર્ક હાઊસમાં મોકલવો.

૮. કોઈ માણસ નીરઉદ્યોગી ભટકનારો છે તે વાત બાબતની ચોકશી થયા પેહેલાં અથવા કોઈ માણસ ૫ મી કલમ પ્રમાણે વર્કહાઊસમાં જતો હોય ત્યારે અથવા ૬ ઠ્ઠી કલમ પ્રમાણે ધંધાની જગાએ જતો હોય ત્યારે તે પોલીસના તાબામાં હોય તે વખતે રોજ આઠ આના લેખે તેને પેટ ખરચ મળવો જોઈએ.

પોલીસના જે માજીસ્ટ્રેટની આગળ અથવા જસ્ટીસ આફ ધી પીસની આગળ નીરઉદ્યોગી ભટકનારને ૭ મી કલમ પ્રમાણે લઈ જવામાં આવે તે માજીસ્ટ્રેટની અથવા જસ્ટીસ આફ ધી પીસની નજરમાં આવશે તો તે નીરઉદ્યોગ ભટકનાર ચાકરી ધંધો શોધતો હશે ત્યાંહાંસુધી તેને સદરહુ પ્રમાણે ( પેટ ) ખરચ આપવાનો હુકમ કરવાને તે મુખ્તિયાર છે.

સ્થાનીક સરકારના હાથમાં જે ફંડ હોય તેમાંથી અને પોતે વખતે વખતે ફરમાવે તે રીતે સદરહુ પ્રકારનો (પેટ) ખરચ અપાવવો.

૯. યુરોપીયનનાં પેટનું કોઈ માણસ નીરઉદ્યોગી ભટકનાર થાય તેમ નથી એવી ખાત્રી પોલીસના કોઇ માજીસ્ટ્રેટની અથવા ઉપર કહ્યા પ્રમાણે કુલ અખ્તિયાર ચલાવનાર જસ્ટીસ આફ ધી પીસની થશે તો તે તે માણસને પોતાની સહીનું હેઠળ લખેલા મજકુરનું સરટીફિકિટ અપાવવાને મુખ્તિયાર છે. એટલે સરટીફીકેટની તારીખથી છ મહીના કરતાં વધતી નહીં એવી આટલી (તે મુદ્દત લખવી) મુદત સુધી અને ફલાણી (તે હદ લખવી ) હદમાં ૪ થી, ૫ મી, ૬ઠી, અને ૭ મી કલમનો કોઈ ઠરાવ સર્ટીફીકેટ વાળાને લાગુ થશે નહીં એવા મજુકુરનું સર્ટીફીકેટ આપવાને મુખ્તીયાર છે. અને પછી ૪ થી, ૫ મી ૬ઠી, અને ૭ મી, કલમનો કોઇ ઠરાવ તે માણસને સદરહુ મુદ્દત સુધી અને સદરહુ હદમાં લાગુ થશે નહીં પણ ૨૩મી અને ૨૪ મી કલમના ઠરાવ લાગુ થશે.

સદરહુ પ્રકારનું દરેક સર્ટીફીકેટ આ આકટને જોડેલા પેહેલા પરીશિષ્ટમાં લખેલા નમુના પ્રમાણે અથવા હકીકત પ્રમાણે બને ત્યાંહાંસુધી તે નમુના પ્રમાણે લખવું જોઈએ.

૧૦. ઉપર કહ્યા પ્રમાણે કુલ અખ્તીયાર ચલાવનારા જસ્ટીસ આફ ધી પીસને આ ભાગ ઉપરથી જે હકુમત તથા અધિકાર આપ્યો છે તે હકુમત તથા અધીકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું છપાવીને હરકોઈ જસ્ટીસ આફ ધી પીસને અથવા પોલીસના ડીસ્ટ્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અથવા પોલીસના આસીસ્ટંટ ડીસ્ટ્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને વખતે વખતે આપવાને સ્થાનીક સરકાર મુખ્તીયાર છે.

---

# ભાગ ૩ જો.

## સરકારી વર્કહાઉસ.

૧૧. નીરઉદ્યોગ ભટકનારાને હાલ તુરત થોડી મુદત સુધી રાખવા સારૂ પોતાને યોગ્ય જણાય તે જગાએ જરૂરીના સામાન તથા કામદાર લોકોસુધાં વર્કહાઉસો ઇંડીયાના ગવરનર જનરલ ઇન કાંઉનસીલની અગાઉથી મંજુરી લઇને કરી આપવાનો અધીકાર અથવા જે ઇમારત અથવા ઇમારતનો ભાગ આ કલમના પેહેલા ભાગ પ્રમાણે વર્કહાઉસ તરીકે કરી આપ્યો નહીં હોય, તે આ આકટનાં કારણ સારૂ વર્ક હાઉસને લાયક છે એવું લખેલું સર્ટીફીકેટ પોતાના સેક્રેટરીની સહીનું આપવાનો અધીકાર સ્થાનિક સરકારને છે. સદરહુ પ્રકારનું દરએક સર્ટીફીકેટ ઠેકાણે ઠેકાણાના સરકારી ગેઝેટમાં છપાવીને પ્રસીદ્ધ કરવું અને પછી તે ઇમારત અથવા ઇમારતનો ભાગ સ્થાનીક સરકાર બીજી રીતે હુકમ કરે ત્યાંહાંસુધી આ આકટ પ્રમાણે સરકારી વર્ક હાઉસ છે એવું સમજવું.

ઠેકાણે ઠેકાણાની તુરંગમાં અથવા પેનીટેનશરીમાં ( એટલે ગુનેહગાર લોકોને સુધારવાની જગામાં) અટકાવી મુકેલા યુરોપીયન લોકોને જે પરીણામ પ્રમાણે ખોરાકી મળતી હોય તેજ પરીણામ પ્રમાણે ખોરાકી વર્કહાઊસમાં રાખેલા નીરઉદ્યોગી ભટકનારના ગુજરાનને સારૂ સ્થાનીક સરકારે આપવી.

૧૨. સદરહુ પ્રકારનું દરએક વર્કહાઊસ ગવરનરના (એટલે ઉપરી અધીકારીના) પ્રત્યક્ષ તાબામાં જોઇએ, તેની નીમણુક સ્થાનીક સરકારે કરવી, અને તેને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે સરકાર મુખ્ત્યાર છે.

સદરહુ પ્રકારના દરેક ગવરનરે સ્થાનીક સરકારની નજરમાં આવે તો તે સરકારે વખતે વખતે જે વ્યવસ્થાપક મંડળી નીમી હોય, તે મંડળીના હુકમને તાબે રેહેવું જોઇએ; અથવા તેવી મંડળી નહીં હોય તો સ્થાનીક સરકાર તે કામ સારૂ જે અમલદારને વખતે વખતે નીમે તેના હુકમને તાબે રેહેવું જોઇએ.

૧૩. સદરહુ પ્રકારના દરેક ગવરનરના તાબા માંહેના વર્કહાઉસમાં લીધેલા નીરઊદ્યોગ ભટકનારનો ઝાડો લેવાનો અને તે નીરઉદ્યોગ ભટકનારની ગાંસડી પોટલી વીગેરે બીજું સામાન જોવાનો હુકમ કરવાને અને તે વખતે તે નીરઉદ્યોગ

ભટકનારની પાસે અથવા તેના શરીર ઊપર જે નાણું જડે તે સ્થાનીક સરકારના હુકમનું ધોરણ રાખીને આ આકટ અમલમાં લાવવાનો ખરચમાં વાપરવાનો હુકમ કરવાને અને તે સઘળું સામાન અથવા તેમાનું કાંઇ સામાન વેચવાનો અને જે ઉપજે તે સદરહુ પ્રકારનાં કામમાં સદરહુ પ્રકારના હુકમનું ધોરણ રાખીને વાપરવાનો હુકમ કરવાને તે ગવરનર મુખ્તીયાર છે.

૧૪. સ્થાનીક સરકાર ઇંડીયાના ગવરનર જનરલ ઇનકોનસીલની અગાઉથી મંજુરી લઇને બંદોબસ્ત તથા વ્યવસ્થા રાખવા બાબત જે કાનુનો વખતે વખતે ઠરાવશે તે કાનુનો આ આકટ પ્રમાણે વર્કહાઉસમાં લીધેલા નીરઉદ્યોગ ભટકનારને લાગુ થશે.

કોઈ નીરઉદ્યોગ ભટકનારો સદરહુ પ્રકારની કાનુન પ્રમાણે જાણીજોઇને ચાલશે નહીં અથવા ચાલવાની ગફલત કરશે તો તે વાત તેની ઉપર માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી સકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

૧૫. સદરહુ પ્રકારના દરેક વર્ક હાઊસમાં રાખેલા નીરઉદ્યોગ ભટકનારને વર્કહાઊસ બાહાર હરકોઈ ઠેકાણે લાયક ચાકરી ધંધો મેળવી આપવાને પોતાનો ચાલે તેટલો ઉપાય તે વર્કહાઊસના ગવરનરે અને વ્યવસ્થાપક મંડળી હોય, તો તે મંડળીએ કરવો.

તેવી ચાકરી ધંધો જડ્યા પછી સદરહુ પ્રકારનો કોઇ નીરઉદ્યોગ ભટકનારો તે ચાકરી ધંધો કરવાની ના કેહેશે અથવા ગફલત કરશે તો તે વાત તેની ઉપર માજીસ્ત્રેટની અગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા એક મહીના સુધી સખત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

---

# ભાગ ૪ થો.

## હિંદુસ્થાનમાંથી લઇ જવા બાબત.

૧૭. યોગ્ય મુદત વીતી ગયાપછી પણ કાંઈ લાયક ચાકરી ધંધો સદરહુ પ્રકારના કોઇ નીરઉદ્યોગ ભટકનારને મળતો નહીં હોય, ત્યારે તે આ આકટમાં આગળ કહ્યા પ્રમાણે કરારનામું લખી આપે ત્યારપછી તેને આ આકટમાં આગળ કહેલી

રીતે બ્રીટીશ ઇંડીયામાંથી લઈ જવડાવવાને સ્થાનીક સરકાર મુખ્તીયાર છે, અને લઈ જવાનો ખરચ સરકાર આપશે.

અથવા ૨૩ મી અને ૩૦મી કલમ તેને વાંચી સંભળાવીને પછી તેને છોડી મુકવાને સરકાર મુખ્તીયાર છે.

---

# ભાગ ૫ મો.

## શીક્ષા.

૧૯. પોલીસ માજીસ્ત્રેટની પાસે અથવા જસ્ટીશ આફ ધી પીસની પાસે અથવા તેની આગળ પ્રથમ ચોકશી થવા સારૂ હાજર થવાને માટે કોઈ માણસને પોલીસ અમલદારની સાથે જવાનું ૪ થી કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે પ્રમાણે તે જવાને ના કેહેશે, અથવા ચુકશે, તો તે યુરોપીયન બ્રિટિશ રૈયત હોય કે નહીં હોય, તોપણ તેની ઉપર તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા એક મહીના સુધી કેદની શિક્ષાને અથવા દંડને અથવા એ બેઉ શિક્ષાને લાયક થશે.

અને કોઈ માણસને પોલીસ માજિસ્ત્રેટની પાસે અથવા જસ્ટીસ આફ ધી પીસની પાસે અથવા તેની આગળ હાજર થવા માટે પોલીસ અંમલદારની સાથે જવાનું ૪ થી કલમ પ્રમાણે ફરમાવ્યું હોય, તે માણસ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૫૩ મી કલમ પ્રમાણે સજા કરવા લાયક ગુન્હો કરશે તો તે યુરોપિયન બ્રિટિશ રૈયત હોય કે નહીં હોય તોપણ તે ગુનાહ બાબત તેનો ઇનસાફ કરવાને માજિસ્ત્રેટ મુખ્તીયાર છે.

૨૦. ૫ મી અને ૬ ઠી કલમમાં કેહલા હુકમ પ્રમાણે કોઈ નીરઉદ્યોગ ભટકનારને પોલીસને સ્વાધીન કર્યો હોય તે તેઓના હાથમાંથી નાહાશી જશે,

અથવા આ આકટ પ્રમાણે વર્કહાઉસ હોય તે વર્કહાઉસ ગવરનરની પરવાનગી વગર મૂકીજશે.

તો તેવા દરેક ગુનાહ બાબત તે માજિસ્ત્રેટની આગળ સાબીતી થયાપછી ઘણામાં ઘણા બે વરશસુધી સકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

૨૪. ૧૯ મી, અથવા ૨૦ મી, અથવા ૨૧ મી, અથવા ૨૨ મી, અથવા ૨૩ મી કલમ પ્રમાણે જે જે માણસને કેદમાં રાખ્યું હોય તેની કેદની મુદ્દત પુરી થાય એટલે તેને છેક પાસેના માજિસ્ત્રેટની આગળ અથવા ઉપર કહ્યા પ્રમાણે કુલ અખ્તીયાર ચલાવનારા જસ્ટીસ આફ ધી પીસની આગળ લઈ જવો. પછી તે

માજીસ્ત્રેટની અથવા જસ્ટીસ આફ ધી પીસની નજરમાં આવે તો તેણે ૫ મી અને ૬ ઠી કલમમાં કહેલી રીતે તેની તુરત તજવીજ કરવી.

મોકલવાના હુકમમાં અગાઉ ગુનોહ સાબીત થયો હોય તે વાતનો દાખલો લખવો.

૨૯. કોઈ માણસ નીરઉદ્યોગ ભટકનારો દેખાતો હોય તે માણસને જે પોલીસ માજીસ્ત્રેટની આગળ અથવા જસ્ટીસ આફ ધી પીસની આગળ હાજર થવાનો હુકમ કર્યો હોય અથવા ૨૪ મી કલમ પ્રમાણે કોઈ માણસને પોલીસ માજીસ્ત્રેટની પાસે અથવા જસ્ટીસ આફ ધી પીસની પાસે લઈ ગયા હોય તે માજીસ્ત્રેટ અથવા જસ્ટીસ આફ ધી પીસ છેક પાસેનો નહીં હોય તેટલા સબબથી આ આકટ પ્રમાણે ચલાવેલું કામ કાયદાસર નથી એવું સમજવું નહીં.

---

આંક ૫ પાનું ૨૫ તા૦ ૧ લી ફેબરવારી સને ૧૮૭૨.

## જાહેરખબર નંબર ૧૫ સને ૧૮૭૨.

તાલુકે ભડલીના ભાગદાર ખાચર ઓઘડ પુંજાને સાતમા કલાસનો અખત્યાર હતો, તે તેણે ખુશીથી છોડીદેતાં તે બાબત પ્રાંતના સાહેબનો તુમાર તા૦ ૮ મી ડીસેમ્બર સને ૧૮૭૧ નો આવ્યો છે તેથી તેનો અખ્તિયાર બંધ કરી તેને પાળીઆદ થાણદાર નીચે રાખવામાં આવેલ છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૭૨.

---

આંક ૬ પાનું ૨૭ તા૦ ૮ ફેબરવારી સને ૧૮૭૨.

## જાહેરખબર નંબર ૨ સને ૧૮૭૨.

ડીસ્ટ્રીક્ટ સનંદી વકીલોને તમામ જાતની તેમની અપીલોમાં સુપીરીયર કોર્ટ રૂબરૂ વકીલાત કરવાની પરવાનગી આપવામાં આવે છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૩ જી ફેબરવારી સને ૧૮૭૨.

આંક ૬ પાનું ૨૭ તા૦ ૮ ફેબરવારી સને ૧૮૭૨.

# સરક્યુલર નંબર ૨ સને ૧૮૭૨.

## એજનસી ખાતાના તમામ અમલદારો તરફ.

પરીક્ષામાં પાસ થએલા વકીલોને આ એજનસીની તમામ કોર્ટમાં કામ ચલાવતી વખત ખુરશી આપવાનો ઠરાવ કરવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,
રાજકોટ, તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૭૨.

---

આંક ૧૧ પાનું ૫૧ તા૦ ૧૪ માર્ચ સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૧૯ સને ૧૮૭૨.

તાલુકે બાબરાના ભાગદાર વાલાઉનડ નાગ તથા જીવા ચાંપરાજ તથા મામૈયા દેવદાન અને ગીગા એભલને સાતમા કલાસનો અખ્તીયાર છે તે છોડી દેવા તેઓ ખુશી છે એવાં ખબર પ્રાંતના સાહેબના ઇંગ્રેજી પત્ર નંબર ૨૬ તા૦ ૫ માર્ચ સને ૧૮૭૨ માં આવતાં તેમનો એ અખ્તિયાર બંધ કરી તેમને બાબરા થાણદાર નીચે રાખવામાં આવેછે. અને કોઈ દરબારમાં સાતમા કલાસ સુધીના તાલુકદારોને બોલાવવામાં આવે તે વખતે આ ભાગદારોને પણ એ કલાસમાં બેઠક આપવી એવો તેમનો હક રાખવામાં આવ્યો છે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૩ માર્ચ સને ૧૮૭૨.

---

આંક ૧૬ પાનું ૮૦ તા૦ ૧૮ એપ્રીલ સને ૧૮૭૨.

# જાહેરનામું નંબર ૯ સને ૧૮૭૨.

આ પ્રાંતના જુદા જુદા ભાગોમાં ત્રીકોણમીતી સર્વે ખાતાની ટોળીઓ મેહેરબાન કપતાન ટ્રાટર સાહેબ તથા તેમના આસીસ્ટંટ સાહેબોના તાબામાં કામગરી ઉપર

ફરેછે અને તેમાના ઘણાખરાને વારેઘડીએ એક ગામથી બીજે ગામ જવું પડેછે માટે પોલીટીકલ એજંટ સાહેબ બારા રીતે ફરમાન કરેછે કે, ગાડાંભાડાં તથા ચોકીદારના દર બાબત હાલ જે ધારા ચાલુ છે તે તેમને લાગુ કરવાના નથી, પણ હવે પછી તા૦ ૨૦ ફેબરવારી સને ૧૮૬૯ ના જાહેરનામાની કલમ ૧ તથા ૫ વીરૂદ્ધ તેઓ દરગાડે દર કોશે ત્રણ આના ભાડું તથા એક રાતની બે માણસની ચોકીના ત્રણ આના મુજબ આપશે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા૦ ૧૦ એપ્રીલ સને ૧૮૭૨, મુા. ઉપલેટા.

---

આંક ૧૮ પાનું ૯૪ તા૦ ૨ મે સને ૧૮૭૨.

## જાહેરખબર.

ચોટીલામાં ગાડાં પુરાં પાડવામાં હરકત આવેછે તેથી આફીસર સાહેબોએ જ્યારે તેમને બે કરતાં વધારે ગાડાં જોઇતાં હોય ત્યારે ત્યાંહાંના થાણદારને ત્રણ દીવસ અગાઉ નોટીસ આપવી જોઇએ.

જોન જાર્ડીન,

આક્ટીંગ ફર્સ્ટ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ.

તા૦ ૧૮ એપ્રીલ સને ૧૮૭૨ મુ૦ જામનગર.

---

આંક ૧૯ પાનું ૯૯ તા૦ ૯ મે સને ૧૮૭૨.

## સરક્યુલર નંબર ૫ સને ૧૮૭૨.

મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબના તાબામાં એક જુડીશીયલ આસીસ્ટંટની નીમણુક કરવામાટે કાઠીયાવાડના પોલીટીકલ કામસાર ફરી નવા ભાગ કરવા નામદાર ગવરનર જનરલની મંજુરીથી મુંબઈ સરકારના ઠરાવને આધારે નીચે મુજબ ફેરફાર કરવામાં આવે છે:—

૧. પશ્ચિમપ્રાંત કમી કરવો.

૨. મેહેરબાન જાન જાર્ડીન સાહેબ, આકટીંગ ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટને મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબના આકટીંગ જુડીશીયલ આસીસ્ટંટ નીમવામાં

આવેછે. તેઓ સાહેબની ઓફીસ રાજકોટમાં રેહેશે, અને સ્વસ્થાન નવાનગર તથા ધ્રોળ તેમના તાબામાં રાખવામાં આવેછે.

૩. મેજર પી. એચ. લીસ્ટર સાહેબને ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટ નીમવામાં આવેછે, તથા તેમને દક્ષીણ પ્રાંત સોંપવામાં આવેછે. તેઓ સાહેબની ઓફીસ માણેકવાડામાં રેહેશે. સ્વસ્થાન પોરબંદર તથા તાલુકે ધ્રાફા અને અમરાપર આ પ્રાંતમાં દાખલ કરવાં તથા સ્વસ્થાન ગોંડળને પણ ફક્ત પત્રકો તથા બીજા તાલુકા સાથેનાં કામ બાબત દક્ષિણપ્રાંત તળે રાખવામાં આવેછે.

૪. કપતાન જોન વાટસન સાહેબને સેકન્ડ પોલીટીકલ આસીસ્ટંટ નીમવામાં આવેછે તથા તેમને ઉત્તરપ્રાંત સોંપવામાં આવેછે. તેઓ સાહેબની ઓફીસ વઢવાણમાં રેહેશે. તાલુકે માલીયા તથા જાલીયા દેવાણી આ પ્રાંત તળે ગણવાં, ને સ્વસ્થાન ગોંડળ માફક સ્વસ્થાન મોરબીને ઉત્તરપ્રાંત તળે રાખવામાં આવેછે તથા તેમાંથી તાલુકે જસદણ તથા આણંદપુર કાહાડી નાખવામાં આવેછે.

૫. કપતાન એચ. એલ. નટ સાહેબને આકટીંગ થર્ડ પોલીટીકલ આસીસ્ટંટ નીમવામાં આવેછે તથા તેમને પૂર્વપ્રાંત સોંપવામાં આવેછે. તેઓ સાહેબની ઓફીસ સોનગઢમાં રેહેશે. તાલુકે જસદણ તથા આણંદપુર આ પ્રાંતમાં દાખલ કરવામાં આવેછે.

૬. મીસ્તર જે ફ્રાવલી આકટીંગ ફર્સ્ટ એકસ્ટ્રા આસીસ્ટંટ સાહેબ રાજકોટ રેહે, અને તેમના તાબામાં બાકીનાં પશ્ચિમ પ્રાંતના નીચે બતાવેલા તાલુકા રાખવામાં આવેછે. આ ભાગનું નામ પશ્ચિમ વીભાગ એમ પાડવામાં આવેછે.

| | | |
|---|---|---|
| ૧. વીરપર. | ૨. લોધીકા. | ૩. રાજપરા. |
| ૪. સાતુદડ. | ૫. ભાડવા. | ૬. ખીરસરા. |
| ૭. વડાલી. | ૮. શાહાપર. | ૯. કાંકશીયાલી. |
| ૧૦. મુલીલા—ડેરી. | ૧૧. પાલ. | ૧૨. ગવરીદડ. |
| ૧૩. કોઠારીયા. | ૧૪. ગઢકા. | ૧૫. મવા. |
| ૧૬. વીરવા. | ૧૭. સીસાંગ—ચાંડલી. | ૧૮. કોટડા—નાયાણી. |
| ૧૯. ભલગામ બલધોઇ. | ૨૦. કાનપર—ઇશ્વરીયા. | ૨૧. હડાલા. |

તાલુકે કોટડા સાંગાણી તથા મેંગણી જે હાલ મેહેરબાન સુપરન્યુમરેરી આસીસ્ટંટ સાહેબના તાબા નીચે છે તથા સ્વસ્થાન રાજકોટ જે હાલ મેહેરબાન સ્પેશીયલ

આસીસ્ટંટના તાબા તળે છે તથા સ્વસ્થાન નવાનગર તથા ધરોળ એ સર્વે, તાલુકા ફકત પત્રક સંબંધી બાબતમાં આ વીભાગમાં ગણવામાં આવશે.

૭. નીચે લખેલા શખ્સો જે મેહેરબાન ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટ સાહેબની ઓફીસમાં છે તેમને મેહેરબાન જુડીશીયલ આસીસ્ટંટ જોન જાર્ડીન સાહેબના તાબા નીચે સોંપવામાં આવેછે.

આજમ મગનલાલ બાપુભાઈ શીરસ્તેદાર.

માધવલાલ ગીરધરલાલ ઇંગ્રેજી રાઇટર.

પશ્ચિમ પ્રાંતના શીરસ્તેદાર આજમ છોટમલાલ શીવજી તથા ઇંગ્રેજી રાઇટર બાપાલાલ માણેકલાલની ઉત્તરપ્રાંત ખાતે તેજ જગોએ બદલી કરવામાં આવેછે. પશ્ચિમ પ્રાંતનું બાકીનું એસ્ટાબ્લીશમેન્ટ મેહેરબાન જુડીશીયલ આસીસ્ટંટના તાબામાં રાખવામાં આવેછે. પણ મોહોસલી એકાઉટંટને પશ્ચિમ વીભાગના મેહેરબાન એક્સ્ટ્રા આસીસ્ટંટના તાબામાં રાખવામાં આવેછે.

સ્વસ્થાન નવાનગર, ધ્રોળ, તથા તાલુકે કોટડા-સાંગાણી તથા મેંગણી સબંધી મોહોસલીના રૂપીયા, તથા પત્રકોનું કામ આ વીભાગ મારફત ચલાવવામાં આવશે.

૮. આ ફેરબદલીઓ લાગતા વળગતા આફીસર સાહેબોએ માહે મે માસની અંદર અમલમાં લાવવી કે જેથી દરેક જણ ચોમાસું બેસતાં અવલ પોતાનો ચાર્જ લઈ શકે. ગઇ સાલના વારશીક રીપોર્ટ માટે પત્રકો તૈયાર થાય છે તે સંબંધી સઘળું કામ પોતાની નવી નીમણુક ઉપર જતાં પેહેલાં સર્વે અધિકારી સાહેબોએ પુરૂં કરવું.

૯. જુડીશીયલ આસીસ્ટંટની નવી જગો કાહાડવા સંબંધી સરકારનો ઠરાવ તથા હુકમો સર્વેને વાકેફ થવા જુદા મોકલવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

તા૦ ૨૭ એપ્રીલ સને ૧૮૭૨, મુકામ માંગરોળ.

---

આંક ૧૯ પાનું ૧૦૧ તા૦ ૯ મે સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૧૦ સને ૧૮૭૨.

હરામખોરો જે માલ લુંટી જાયછે તેનું વીગતવાર લીસ્ટ લાગતાં વળગતાં સ્વસ્થાને તરફથી અમારા તરફ મોકલતા નથી પણ ફક્ત ફલાણું ગામ હરામખોરોએ

લુંટયું છે એવા ખબર મોકલે છે; આથી કરી શક પડતાં માણસો પાસે જે માલ નીકળે તે ઓળખવાને મુશ્કેલ પડેછે. એવો માલ ઓળખવાને સરલ પડે તેને માટે દક્ષિણ વીભાગની પીડરલ સીબંદીના સુપરીનટેન્ડેન્ટ સાહેબના તરફથી જણાવવામાં આવેછે કે હવેથી દરેક ગામ લુંટાય ત્યારે જે માલ લુંટમાં ગયો હોય તેનું લીસ્ટ પણ લાગતાં વળગતાં સ્વસ્થાનો તરફથી મોકલતાં રેહેવું.

જે. હમરી,

સુપરીનટેન્ડેન્ટ પીડરલ સીબંદી, દક્ષિણ વીભાગ.

દક્ષિણ વીભાગની પીડરલ સીબંદીના સુપરીનટેન્ડેન્ટ સાહેબની ઓફીસથી.

તા૦ ૨૫ એપ્રીલ સને ૧૮૭૨ મુ. વેરાવળ.

---

આંક ૨૦ પાનું ૧૦૩ તા૦ ૧૬ મે સને ૧૮૭૨.

## જાહેરખબર.

સને ૧૮૬૪ની સાલમાં માજી સુપ્રીનટેન્ડેન્ટ મેહેરબાન કરનલ આંડરસન સાહેબ બાહાદુરે તથા સને ૧૮૬૯ ની સાલમાં મેહેરબાન પારસાહેબ "કોઈ મોદીએ ગાયકવાડી સ્વારને રૂપીયા ૧૫ થી વધારે નામું નહીં ધીરવા" બાબતની જાહેરખબરો છપાવીને પ્રસીદ્ધ કરેલી છતાં એ લોકો હજી સુધી પોતાના લાલચથી નામું ચઢાવી હુકમ અમલમાં લાવતા નથી એવીરો પોતપોતાના તાબાના મોદીઓને તાકીદ આપવા સરકારી અમલદારોની ફરજ તેને બદલે ઉલટા દરમ્યાન આપ્યાનું હાલ ઘણી મરતબે સમજવામાં આવતાં આ છેવટ ત્રીજી વખત પ્રસીદ્ધ કરવામાં આવેછે, ને આયંદે સ્વારો તરફથી નામાનો ઉપાડ એક અથવા બેમહીના સુધી ચાલ્યો હોય તોપણ પંદર રૂપીયા સુધીના ઉપરાંત મોદી લોકોની ફરીયાદ અમારા તરફ સાંભળવામાં નહીં આવતાં જાસ્તી રકમ માટે છાવણી માણેકવાડાના આજમ સુબા સરદારની કોર્ટમાં પુરાવા સહીત ફરીયાદ કર્યા શીવાય રૂપીયા વસુલ થશે નહીં.

ડબ્લ્યુ. સી. વાકર,

સુપ્રીનટેન્ડેન્ટ ગાયકવાડ કંટીંજંટ પ્રાંત કાઠીયાવાડ.

તા૦ ૭ મે સને ૧૮૭૨ ઇસ્વી. મુ. સ્વારી મૂળદ્વારકાં.

---

આંક ૨૧ પાનું ૧૦૭ તા૦ ૨૩ મે સને ૧૮૭૨.

# સરક્યુલર નંબર ૭ સને ૧૮૭૨.

સને ૧૮૭૨ ના સરક્યુલર નંબર ૫ ની ચોથી કલમમાં લખ્યું છે કે, જાલીયા દેવાણી ઉત્તરપ્રાંત ખાતે રાખવામાં આવ્યું છે તે રદ કરી સદરહુ તાલુકો પશ્ચિમ વીભાગ ખાતે રાખવામાં આવેછે. જે અધિકારી સાહેબ ચાર્જ સોંપવાના છે તેમણે એ બાબત ઘટતો બંદોબસ્ત કરવો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,
તા૦ ૧૩ મે સને ૧૮૭૨, મુ૦ વેરાવળ.

---

આંક ૨૧ પાનું ૧૦૭ તા૦ ૨૩ મે સને ૧૮૭૨.

# સરક્યુલર નંબર ૧૦ સને ૧૮૭૨.

સને ૧૮૭૨ ના સરક્યુલર નંબર ૫ તા૦ ૨૭ એપ્રીલની છઠી કલમમાં તાલુકે મુલીલા–ડેરી તથા સાતોદડ–વાવડી પશ્ચિમ વીભાગ તળે રાખેલછે. પરંતુ તે રદ કરી સદરહુ તાલુકા અસલ ધ્રાફા થાણાના તાબામાં હોવાથી તે મુજબ દક્ષિણ પ્રાંત ખાતે રાખવામાં આવેછે. જે અધિકારી સાહેબ ચાર્જ સોંપવાના છે તેમણે તે બાબત ઘટતો બંદોબસ્ત કરવો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
તા૦ ૧૭ મે સને ૧૮૭૨ મુ૦ સાસણ.

---

આંક ૨૨ પાનું ૧૧૧ તા૦ ૩૦ મે સને ૧૮૭૨.

# જાહેરખબર.

આ ઉપરથી કાઠીયાવાડના રાજાઓ તથા તાલુકદારો તરફ ખબર આપવામાં આવેછે કે, આ પ્રાંતમાં સરકારી આરબી તથા વિલાયતી વાળી ઘોડાઓ રેહેછે તે

એટલાજ સારૂ કે ઘોડાઓની જાત સુધરી જાતવંત અને મજબુત હાથ પગના ઘોડા થાય, લોકોના ઉપયોગમાં આવે કે જેથી કરી તેનો ઉપભોગ બરાબર રીતે લઇ શકે, તેમ છતાં આ પ્રાંતના તાલુકદારો તથા તેમની રૈયત અણવાકેફગારીને લીધે ઘોડાઓને સરવ ઘોડીઓ બતાવતા નથી તેથી સરકારનો ધારેલો હેતુ પાર પડતો નથી અને ખરચ જારી રેહેછે માટે હવેથી તેમ ન થતાં જે કોઇ સરકારી માણસ તેમના ગામમાં આરબી યા વીલાયતી વાળી ઘોડા લાવે તો તેમને તરત સારી સારી બધી ઘોડીઓ બતાવવાનો બંદોબસ્ત થવો જોઇયે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

તા૦ ૨૨ મે સને ૧૮૭૨. પોલીટીકલ એજંટ.

---

આંક ૨૩ પાનું ૧૧૪ તા૦ ૬ જુન સને ૧૮૭૨.

## જાહેરનામું નંબર ૧૨ સને ૧૮૭૨.

આકટીંગ ફર્સ્ટ એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ આજમ જેમ્સ ક્રોલી સાહેબને દીવાની, ફોજદારી, તથા પોલીટીકલ કામમાં જ્યાંહાંસુધી તેઓ સાહેબ પાસે પશ્ચિમ સબ ડીવીઝનનો ચાર્જ રહે ત્યાંહાંસુધી ડીસ્ટ્રીક્ટ ઓફીસર સાહેબનો પૂરો અખ્તિયાર આપવામાં આવ્યો છે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૪ જુન સને ૧૮૭૨. પોલીટીકલ એજંટ.

---

આંક ૨૪ પાનું ૧૧૯ તા૦ ૧૩ જુન સને ૧૮૭૨.

## સરક્યુલર નંબર ૧૨ સને ૧૮૭૨.

તારીખ ૨૭ એપ્રીલ સને ૧૮૭૨ ના રોજના સરક્યુલર નંબર ૫ ની કલમ ૪ માં આણંદપોર તાલુકો પૂર્વપ્રાંત ખાતે રાખેલ છે, પરંતુ તે તાલુકો આજસુધી ચોટીલા થાણા તળે હોવાથી ફરી ઉત્તરપ્રાંત ખાતે તે થાણા તળે રાખવામાં આવેછે. ડીસ્ટ્રીક્ટ ઓફીસર સાહેબોએ એ બાબત ઘટતો બંદોબસ્ત કરવો.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,

રાજકોટ, તા૦ ૧૧ જુન સને ૧૮૭૨.

આંક ૨૪ પાનું ૧૧૯ તા૦ ૧૩ જુન સને ૧૮૭૨.

# જાહેરખબર.

પોસ્ટખાતાને લગતી નીચે લખી જાહેરખબર આવતાં સર્વ લોકોને ખબર થવા પ્રસિદ્ધ કરવામાં આવેછે.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

તા૦ ૧૨ માહે જુન સને ૧૮૭૨. પોલીટીકલ એજંટ.

| કાગળો. | | | | નોંધાએલા (રજી સ્ટર) વરતમાન પત્રો. | | | | ચોપડીઓ તથા વગર નોંધાએલાં વરતમાન પત્રો. | | | | પાટરન પાકીટો. | | | | બંગીની બીંડડીઓ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નીચે લખેલા વજન ઉપરાંત નહીં હોય તો, તોલા. | હાંસલનો આંકડો. | | | નીચે લખેલા વજન ઉપરાંત નહીં હોય તો, તોલા. | હાંસલનો આંકડો. | | | નીચે લખેલા વજન ઉપરાંત નહીં હોય તો, તોલા. | હાંસલનો આંકડો. | | | નીચે લખેલા વજન ઉપરાંત નહીં હોય તો, તોલા. | હાંસલનો આંકડો. | | | નીચે લખેલા વજન ઉપરાંત નહીં હોય તો, તોલા. | હાંસલનો આંકડો. | | |
| ॥ | .. | .. | ૬ | ૧૦ | .. | .. | ૬ | ૧૦ | .. | ૧ | .. | ૧૦ | .. | ૨ | .. | ૧૦ | .. | ૩ | .. |
| ૧ | .. | ૧ | ૦ | ૨૦ | .. | ૧ | .. | ૨૦ | .. | ૨ | .. | ૨૦ | .. | ૪ | .. | ૨૦ | .. | ૬ | .. |
| ૨ | .. | ૨ | ૦ | ૩૦ | .. | ૧ | ૬ | ૩૦ | .. | ૩ | .. | ૩૦ | .. | ૬ | .. | ૩૦ | .. | ૯ | .. |
| ૩ | .. | ૩ | ૦ | ૪૦ | .. | ૨ | .. | ૪૦ | .. | ૪ | .. | ૪૦ | .. | ૮ | .. | ૪૦ | .. | ૧૨ | .. |
| ૪ | .. | ૪ | ૦ | ૫૦ | .. | ૨ | ૬ | ૫૦ | .. | ૫ | .. | ૫૦ | .. | ૧૦ | .. | ૫૦ | .. | ૧૫ | .. |
| ૫ | .. | ૫ | ૦ | ૬૦ | .. | ૩ | .. | ૬૦ | .. | ૬ | .. | ૬૦ | .. | ૧૨ | .. | ૬૦ | ૧ | ૨ | .. |
| ૬ | .. | ૬ | ૦ | ૭૦ | .. | ૩ | ૬ | ૭૦ | .. | ૭ | .. | ૭૦ | .. | ૧૪ | .. | ૭૦ | ૧ | ૫ | .. |
| ૭ | .. | ૭ | ૦ | ૮૦ | .. | ૪ | .. | ૮૦ | .. | ૮ | .. | ૮૦ | ૧ | .. | .. | ૮૦ | ૧ | ૮ | .. |
| ૮ | .. | ૮ | ૦ | ૯૦ | .. | ૪ | ૬ | ૯૦ | .. | ૯ | .. | ૯૦ | ૧ | ૨ | .. | ૯૦ | ૧ | ૧૧ | .. |
| ૯ | .. | ૯ | ૦ | ૧૦૦ | .. | ૫ | .. | ૧૦૦ | .. | ૧૦ | .. | ૧૦૦ | ૧ | ૪ | .. | ૧૦૦ | ૧ | ૧૪ | .. |
| ૧૦ | .. | ૧૦ | ૦ | | | | | | | | | | | | | | | | |

* * * * * * * * * *

આંક ૨૭ પાનું ૧૩૧ તા૦ ૪ જુલાઈ સને ૧૮૭૨.

# જાહેરનામું નંબર ૧૬ સને ૧૮૭૨.

વઢવાણ સીવીલ સ્ટેશનની હદમાં જુગાર રમ્યા બાબતનો મુકદ્દમાનો મુંબઇ સરકારના સને ૧૮૬૬ ના ત્રીજા આકટની ધારણ મુજબ ફેસલો કરવામાં આવશે.

**ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,**

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૦૧લી જુલાઈ સને ૧૮૭૨.

---

આંક ૨૭ પાનું ૧૩૨ તા૦ ૪ જુલાઈ સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૧૭ સને ૧૮૭૨.

સુદામડાના ખવડ રૂખડનાગને સને ૧૮૬૬માં પાંચમા કલાસનો અધિકાર આપેલો તેનો તેણે પોતાના સ્વારથ માટે ગેરઉપયોગ કરયો તથા ફોજદારી તથા પોલીસનાં કામમાં પણ કસુર કરી એવું જાહેર થયું તેથી નામદાર ગવરનર ઇન કોનસીલના સાહેબના હુકમથી તેની પાસેથી સદરહુ અધિકાર લઇ તેનાં ગામો ચોટીલા થાણદારના તાબામાં રાખવામાં આવેછે.

**ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,**

પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૨ જુલાઈ સને ૧૮૭૨.

---

આંક ૨૮ પાનું ૧૩૪ તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૭૨.

# જાહેરખબર.

## વઢવાણ અને રાજકોટવચ્ચે મુશાફરી કરનાર સરકારી નોકરો તરફ.

**સરકારી નોકરોને** જેને ૧૦ ગાડાંથી વધારે ગાડાં જોઈતાં હોય, તેમણે "વઢવાણ સ્ટેશનના મેહેરબાન એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ" ને તે બાબત બે દીવસ અગાઉથી ખબર આપવા. જો દશ ગાડાંથી ઓછાં જોઈતાં હોય તો એક આખા દીવસ અગાઉ ખબર આપવામાં આવશે તો ચાલશે.

આ જાહેરનામાં ઉપર જે શખસ તરફથી અમલ કરવામાં નહીં આવે તો તેને-લીધે ગાડાં આપતાં વીલંબ થશે તે બાબત મેહેરબાન એકસ્ત્રા આસિસ્ટંટ સાહેબ જવાબદાર નથી.

એચ. એલ. નટ,

આકટીંગ સેકન્ડ પોલોટીકલ આસીસ્ટંટ, કાઠીયાવાડ.

તા૦ ૧૧ જુન સને ૧૮૭૨ મુકામ વઢવાણ સ્ટેશન.

---

આક ૩૧ પાનું ૧૪૮ તા૦ ૧ આગસ્ટ સને ૧૮૭૨.

## જાહેરનામું નંબર ૧૮ સને ૧૮૭૨.

નીચે લખ્યા અમલદારોનો, દીવાની અખ્તીયાર નીચે પ્રમાણે વધારવામાં આવ્યો છેઃ—

આજમ રામચંદ્રકગોવીંદ અનગળ એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ, દક્ષીણ પ્રાંત, મુળદાવા સાંભળવાનો અખ્તીયાર રૂપીયા ૫,૦૦૦ સુધી.

આજમ વામનરાવ બાળક્રશ્ણ ધ્રાફા થાણદાર મુળદાવા સાંભળવાનો અખ્તીયાર રૂપીયા ૧,૦૦૦ સુધી.

આજમ નથુ નાનાભાઈ માણેકવાડા અને બગસરાના થાણદાર, મુળદાવા સાંભળવાનો અખ્તીયાર રૂ૦ ૫૦૦ સુધી.

ડબ્લયુ. ડબ્લયુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,

રાજકોટ, તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૭૨.

---

આંક ૩૨ પાનું ૧૫૨ તા. ૮ આગષ્ટ સને ૧૮૭૨.

## જાહેરનામું નંબર ૧૯ સને ૧૮૭૨.

કાઠીયાવાડ પ્રાંતની સડકોના રસ્તા ઉપરના દરેક મુકામ વચે માપણી મુજબ કેટકેટલું છેટું છે, તે વીરો સર્વને વાકેફ થવા માટે નીચે મુજબ સુધારેલ લીસ્ટ પ્રસીદ્ધ કરવામાં આવેછે;—

## ૧. રાજકોટ અને વઢવાણની સડક.

| | | |
|---|---|---|
| રાજકોટથી કુવાડવા | ૧૦ | માઇલ. |
| કુવાડવાથી બામણબોર | ૯ | ,, |
| બામણબોરથી ચોટીલા | ૧૧ | ,, |
| ચોટીલાથી ડોલીયા | ૧૩ | ,, |
| ડોલીયાથી મુલી | ૧૦ | ,, |
| મુલીથી વઢવાણ સ્ટેશન | ૧૨ | ,, |
| કુલ | ૬૫ | ,, |

## ૨. રાજકોટ અને સોનગઢની સડક.

| | | |
|---|---|---|
| રાજકોટથી સરધાર | ૧૦ | માઇલ. |
| સરધારથી આટકોટ | ૧૪ | ,, |
| આટકોટથી બાબરા | ૧૬ | ,, |
| બાબરાથી ઢસા | ૧૩ | ,, |
| કુલ | ૬૦ | ,, |

## ૩. રાજકોટ અને નવાનગરની સડક.

| | | |
|---|---|---|
| રાજકોટથી પડધરી | ૧૬ | માઇલ. |
| પડધરીથી ધરોલ | ૧૩। | ,, |
| ધરોલથી બાનુગઢ | ૧૨ | ,, |
| બાનુગઢથી નવાનગર | ૧૦॥ | ,, |
| કુલ | ૫૨ | ,, |

## ૪. રાજકોટ અને જુનાગઢની સડક.

| | | |
|---|---|---|
| રાજકોટથી રીબડા | ૧૧।।। | માઇલ. |
| રીબડાથી ગોંડલ | ૧૨। | ,, |
| ગોંડલથી જેતપોર | ૧૮ | ,, |
| જેતપોરથી ચોકી | ૮॥ | ,, |
| ચોકીથી જુનાગઢ | ૧૦॥ | ,, |
| કુલ | ૬૧ | ,, |

**૫. જેતપોર અને માણેકવાડાની સડક.**

| | | |
|---|---|---|
| જેતપોરથી વાવડી | ૧૪॥ | માઈલ. |
| વાવડીથી માણેકવાડા | ૧૦॥ | ,, |
| કુલ | ૨૪॥ | ,, |

**૬. માણેકવાડા અને બગસરાની સડક.**

| | | |
|---|---|---|
| માણેકવાડાથી બગસરા | ૮ | માઈલ. |

**૭. જેતપોર અને ધોરાજીની સડક.**

| | | |
|---|---|---|
| જેતપોરથી ધોરાજી | ૧૧¾ | માઈલ. |

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજનસી,
રાજકોટ, તા૦ ૨૭ જુલાઈ સને ૧૮૭૨.

---

આંક ૩૩ પાનું ૧૫૬ તા૦ ૧૫ મી આગષ્ટ સને ૧૮૭૨.

## જાહેરખબર.

ખબર આપવામાં આવેછે કે, વઢવાણ સીવીલ સ્ટેશનના શેઠ ઠાકરશી ડાયાભાઇને નગરશેઠ ઠરાવવામાં આવ્યા છે; અને એ આબરૂને વાસ્તે તેને એજનસીમાં ખુરસીની બેઠક આપવામાં આવેછે.

**જાન. જારડીન,**
આકટીંગ જુડીશીયલ આસીસ્ટન્ટ ઈનચાર્જ એજન્સી.

---

આંક ૩૩ પાનું ૧૫૬ તા૦ ૧૫ મી આગષ્ટ સને ૧૮૭૨.

## જાહેરખબર નંબર ૨૦ સને ૧૮૭૨.

લાખાપાદર થાણદાર આજમ લક્ષ્મીનારાયણ શીવનારાયણનો દીવાની અખ્તિયાર વધારીને રૂ. ૫૦૦ નો કરવામાં આવ્યો છે.

**જોન જારડીન,**
આકટીંગ જુડીશીયલ આસીસ્ટંટ ઇનચાર્જ એજન્સી.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૧૨ આગષ્ટ સને ૧૮૭૨.

આંક ૩૫ પાનું ૧૭૩ તા૦ ૨૯ આગષ્ટ સને ૧૮૭૨.

તા૦ ૨૨ આગષ્ટ સને ૧૮૭૨ ના મુંબઈ ગવર્નમેન્ટ ગેજેટને

પાને ૯૬૭ મે થી ઈન્તેખાબ.

પોલીટીકલ ખાતું.

---

ઈંડીયા સરકારનું નીચેનું જાહેરનામું ફરીથી પ્રસીદ્ધ

કરવામાં આવેછે.

## નંબર ૧૩૯ ને.

સીમલા, તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૭૨.

પરરાજય ખાતું (જુડીશીયલ).

સને ૧૮૬૯ ની સાલના આકટ નંબર ૨૧ (યુરોપીયન વેગ્રનસી આકટ) ની કલમ ૩૩ મી તથા હોમ ડીપાર્ટમેન્ટના નંબર ૧૮૮૩ તા૦ ૪ એપ્રીલ સને ૧૮૭૨નાં જાહેરનાંમા મુજબ હીઝ એકસેલેનસી ધી વાઈસરાય તથા ગવરનર જનરલ તથા કૌન્સીલ તરફથી પ્રસીદ્ધ કરવામાં આવે છે કે, ફુલપાવર માજીસ્ટ્રેટનો હોદ્દો જે માજીસ્ટ્રેટ અથવા જસ્ટીસ આફ ધી પીસ ચલાવતા હોય તેમને સદરહુ આકટથી જે કામ કરવાનો અધીકાર મળેલ છે તે સત્તા કાઠીયાવાડના દેશી રાજયની અંદર નીચે લખ્યા અમલદારોને આપવામાં આવેછેઃ—કરનલ ડબ્લ્યુ ડબ્લ્યુ આંડરસન પોલીટીકલ એજંટ કાઠીયાવાડ, લેફટેનેન્ટ કરનલ એસ. સી. લા. જુડીશીયલ આસીસ્ટંટ અથવા તેમની ગેરહાજરીમાં મીસ્તર જાન જારડીન આકટીંગ જુડીશીયલ આસીસ્ટંટ; મેજર પી. એચ. લીજેટ ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટ અથવા તેમની ગેરહાજરીમાં મેજર જે. ડબ્લ્યુ વાટસન સેકન્ડ પોલીટીકલ આસીસ્ટંટ અને આકટીંગ ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટંટ; કપતાન એચ. એલ. નટ. આકટીંગ સેકન્ડ પોલીટીકલ આસીસ્ટંટ, કપતાન એલ. રસલ, થર્ડ પોલીટીકલ આસીસ્ટંટ અથવા તેમની ગેરહાજરીમાં મીસ્તર એચ. એફ. આસટન આકટીંગ થર્ડ પોલીટીકલ આસીસ્ટંટ; કપતાન ડબ્લ્યુ એ સામન, પરસનલ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ; મીસ્તર જે ક્રાવલી સેકંડ એકસ્ત્રા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ કપતાન જે. એચ. લાયડ સ્પેશીયલ આસીસ્ટંટ રાજસ્થાન ગોંડળ તથા તેમની

ગેરહાજરીમાં કપતાન એ. એમ ફીલીસ આકટીંગ સ્પેશીયલ આસીસ્ટંટ; અને ભાવનગરના ઠાકોર સાહેબની નાની ઉંમર લગી મીસ્તર ઇ. એચ. પરસીવલ સ્વસ્થાન ભાવનગરના જોઇંટ એડમીનીસ્ટ્રેટર.

સી. યુ. એચીસન,
હીંદુસ્થાનની સરકારના સેક્રેટરી.
(હુકમથી)
સી. ગોન.
સેક્રેટરી નીસબત સરકાર.

કીલ્લે મુંબઈ, તા૦ ૨૦ આગષ્ટ સને ૧૮૭૨.

---

આંક ૪૦ પાનું ૨૦૬ તા૦ ૩ અકટોબર સને ૧૮૭૨.

# જાહેરનામું નંબર ૨૬ સને ૧૮૭૨.

કાઠીયાવાડ એજન્સીના માજીસ્ટ્રેટી અધીકાર ચલાવનાર અમલદારોને તેમની સ્થાનિક હદમાં કાયદાની રીતી શિવાય તમામ જમીન તથા સ્થાવર મીલકત તથા તેની અંદરનો હક સંબંધનો કબજો પડાવી લેવામાં આવ્યો હોય તે પાછો સોંપાવવા બાબત અખ્તિયાર આપવામાં આવેછે એવી શરતથી કે તે ફરીયાદ કબજો પડાવી લીધાની તારીખથી એક મહીનામાં આવે. આ પ્રમાણે કબજો પાછો સોંપાવ્યાથી તે બાબત દીવાનીમાં ફરીયાદ કરી દાદને પોહોંચવા હરકત નથી.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,
પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૪ સપટેમ્બર સને ૧૮૭૨.

---

( ઇંગ્રેજી ઉપરથી તરજુમો. )

આંક ૪૧ પાનું ૨૧૫ તા૦ ૧૦ અકટોબર સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૨૮ સને ૧૮૭૨.

કાઠીયાવાડના રાજા, તાલુકદારો તથા ભોમીયાઓની ખબર તથા અમલ થવા પોલીટીકલ એજંટ સાહેબ દેશીરાજાઓએ કરેલાં કરજો બાબત વિલાયત સરકારના હુકમ નીચે પ્રમાણે જાહેર કરેછે:.

બધા એજનસીના અમલદારોએ તેવી જાતના દાવાઓ પોતાની આગળ સમાંધાનને માટે આવે તેમાં તથા પૈસા બાબતનાં લખતો રજીષ્ટર કરવામાં તે ધારા પ્રમાણેજ ચાલવું જોઈએ.

સઘળું જોતાં અમારો એવો અભીપ્રાય છે કે જ્યારે તમારા હાથમાં આ નાહાનાં સ્વસ્થાનોનો મેહેસુલ સંબંધ વહીવટ આવે ત્યારે રાજ્ય કરનારના બાપદાદાએ તેમને સંમતી વીના કરેલ કરજ જો તે રાજા કબુલ નહીં કરતો હોય તો તમારે કબુલ રાખવું નહીં. વળી અમારો એવો અભીપ્રાય છે કે આ ધારાને જાહેર રીતે પ્રસિદ્ધ કરવા તથા તેઓ આ જાહેરખબરની તારીખ પછી થએલાં બધાં કરજોને લગાડવો જોઈએ. આગળ થએલાં કરજોને હાલના ધારાઓ લાગુ પડે એવું ગણવું.

ડબ્લ્યુ ડબ્લ્યુ. આંડરસન,

પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૰ ૭ મી અકટોબર સને ૧૮૭૨.

---

આંક ૪૪ પાનું ૨૩૩ તા૰ ૩૧ અકટોબર સને ૧૮૭૨.

## જાહેરનામું નંબર ૨૯ સને ૧૮૭૨.

નીચેનું જાહેરનામું સર્વને ખબર થવા માટે પ્રસીદ્ધ કરવામાં આવેછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંરડસન,

પોલીટીકલ એજન્સી.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ, તા૰ ૨૯ અકટોબર સને ૧૮૭૨.

---

નંબર ૨૨૫ જે.

ફારેન ડીપાર્ટમેંટ.

જુડીશીયલ.

સીમલા, તા૰ ૧૧ અકટોબર સને ૧૦૭૨.

---

# જાહેરનામું.

સને ૧૮૫૯ ના આક્ટ ૮ (શીવીલ પ્રોશીજર કોડ) ની કલમ ૨૮૪ પ્રમાણે આ ઉપરથી જાહેર કરવામાં આવેછે કે, કાઠીયાવાડના ગોંડલ સ્વસ્થાનમાં નીચે લખી કોર્ટો હીંદુસ્થાનના નામદાર ગવરનર જનરલ ઇન કૌનસીલના સાહેબના હુકમથી સ્થાપવામાં આવેછે.

૧. ગોંડલના સ્પેશીયલ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટ.

૨. ગોંડલના મુનસફની કોર્ટ.

૩. ધોરાજીના મુનસફની કોર્ટ.

૪. ધોરાજીના થાણદારની કોર્ટ.

૫. ઉપલેટાના મુનસફની કોર્ટ.

(સહી.) **સી. યુ. એચીશન.**

સેક્રેટરી નીસબત સરકાર હિંદુસ્થાન.

---

આંક ૧૯ પાનું ૮૦ તા૦ ૧૬ મે સને ૧૮૬૭.

# જાહેરનામું.

મુલીલા-ડેરી તાલુકો બાહારવટીયાની ટોળીએ વેરાન કરી નાખ્યું તે હરામખોરોને તથા વાઘેર લોકોને મેંગણી તાલુકા તરફથી વારંવાર આશરો આપ્યાનો પુખ્ત પુરાવો મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને મળ્યોછે.

૨. સદરહુ હકીકત તાલુકદાર તથા તેમના કુટુંબનાં માણસો અને તેમાં મુખ્યત્વે કરીને તેમના કાકા જાડેજા વનાજીને સારી પઠે જાણવામાં હતી.

૩. સદરહુ બાબતમાં મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ તરફથી સરકારમાં રીપોર્ટ કરવામાં આવ્યો હતો.

૪. તે ઉપરથી સરકારનો હુકમ નંબર ૧૫૦૪ તારીખ ૨૯ એપ્રીલ સને ૧૮૬૭ નો આવ્યો તે નીચે મુજબઃ—

૧. મેંગણી તાલુકદાર રૂ. ૫૦૦૦ દંડ આપે ને તે મુલીલા-ડેરીને વળતર બદલ આપવા.

૨. મેંગણી તાલુકાની દીવાની, તથા ફોજદારી હકુમત ચાર વરસ સુધી

તાલુકદાર મજકુર પાસે રેહેવા ન દેવી; ને તે મુદતમાં મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબના હુકમથી ઇનસાફનું કામ ચલાવવામાં આવશે.

૩. કેટલીએક શરતો જુદી લખી જણાવી છે તે ઉપર તે સત્તા પાછી સોંપવાનો આધાર રેહેશે.

૫. મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ રાજા, તાલુકદાર તથા ભોમીયાઓને ધ્યાન આપવા ફરમાવેછે કે પોતાની જીંદગાની જોખમમાં નાખવા સુધી સમાધાની રાખવાનો જેનો ધર્મ છે તેજ શખસોએ ચોર તથા ખુની લોકોને આશરો આપવાને લીધે સરકારને ગીરાસ જપ્ત કરવાની ફરજ પડી છે તેનો ઉપર લખેલો બીજો દાખલો છે.

આર. એચ. કીટીંજ,

મુ. વણથલી, તા૦ ૮ મે સને ૧૮૬૭. પોલીટીકલ એજંટ.

---

આંક ૨૭ પાનું ૧૧૩ તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૬૭.

# જાહેરનામું.

રાજકોટ દરબારના બધાં ગામોના મહાજન, સાહુકાર, જમીનદાર, રૈયત તથા બીજા બધા લોકોને જાહેર કરવામાં આવેછે કે,

કેટલાંક વરસ થયાં રાજકોટ તાલુકાનો કારભાર બેદાદ રીતે ચાલેછે તે વાત મશહુર છે; ને એવી રીતની રાજની ઘણીજ ખરાબ હાલત વીશે દરબારને ઘણી વખત સરકાર તરફથી કહ્યામાં આવ્યું તથા પોલીટીકલ ખાતાના સાહેબ લોકોએ સલાહ તરીકે તથા ઠપકાની રીતે ભલામણો કરી હતી તોપણ રાજ ચલાવવાની રીતમાં જરાપણ સુધારો થયો નહીં. દેશ સુધારાનાં કામો તરફ તાલુકાની ઉપજમાંથી કશો ખરચ કરયો નથી. રસ્તો તો કોઈ ઠેકાણે ભાગ્યેજ બાંધ્યો હશે. અને થોડેક ઠેકાણે જ્યાંહાં રસ્તા છે તે ઘણાજ ખરાબ હાલતમાં છે. ગયા થોડા મહીનામાં પ્રખ્યાત બહારવટીઆઓને આ તાલુકાના ગામોમાં રક્ષણ તથા આશરો મળેલો છે. લુંટારા લોકોથી માણસોના જાનમાલનું રક્ષણ થતું નથી. યુરોપીયન તથા દેશી વેપારી તથા મુશાફરોની ઘણી વખત ચોરીઓ થઈ છે. તથા હલાં સાથેની લુંટફાટ પણ ઘણી વખત થાય છે; તે છતાં એવા બેધડક ગુન્હા કરનારા હરામખોરો ઘણુંકરીને હાથ આવ્યા નથી.

આવી રીતનું અંધેર દરબારની બે પરવાઇને લીધે થયું છે; અને જોઇએ તેવી પોલીસનો બંદોબશ્ત કરવામાં દરબારે કશી મેહેનત લીધી નથી. શેહેર સુધરાઈ ઉપર મુદલ ધ્યાન દીધું નથી, તથા રાજકોટમાં એટલી ગંદકી છે કે યુરોપીયન લોકો ગામમાં જઈ શકતા નથી.

આવી રીતની સ્થીતી હોવાથી તથા પોલીટીકલ એજંટ સાહેબ અને તેમના આસીસ્ટંટ સાહેબો તરફથી દોસ્તીની રાહે ઘણી વખત આપેલી સલાહ પ્રમાણે ચાલવા દરબારે કશી ખુશી ન બતાવવાથી આ તાલુકાની મોટી વસ્તી જેનું સુખ અને સંપતી જોખમમાં છે તેને ઈનસાફ મળવા ખાતર તથા આવા ફળદ્રુપ દેશની દોલત વધવા સારૂ આખર ભલામણ કરવાની જરૂર પડી, કે ઠાકોર સાહેબ બાવાજી મેરામણજી લાયક ઉંમરના થઈ પોતાનું રાજ સંભાળે ત્યાંહાં સુધી રાજકોટ તાલુકો એક યુરોપીયન અધીકારી સાહેબના હાથમાં સોંપવો; ને તેઓ રાજનું કામ ચલાવે.

આ ગોઠવણ મુંબઈ સરકારે તથા હિંદુસ્થાનના વાઇસરાય ગવરનર જનરલ સાહેબે મંજુર કરી બહાલ રાખી છે; અને આ ફેરફાર બધાને ખબર થવા સારૂ રાજકોટ દરબારના મહાજન, સાહુકાર, જમીનદાર, રૈયત અને બીજા બધા લોકો તરફ આ જાહેરનામું કીધું છે અને તેમની ખાત્રી કરવામાં આવેછે કે સરકારની અંતઃકરણથી એવી ખાએસ છે કે ઇંગ્રેજ સરકારના હવાલામાં જ્યાંહાં સુધી આ તાલુકો રહેશે ત્યાંહાંસુધી દેશનું કલ્યાણ કરવાને, સુખવૃદ્ધી થવાને અને આબાદાની વધારવાને બને તેટલી મેહેનત કરી રાજનો વહીવટ ચલાવવો.

તેટલા સારૂ ઈનસાફનું કામ સરસ અને જોઈએ તેવા પાયાવાળું કરવામાં આવશે તથા સરસ અને સારીરીતે અનુભવમાં આવેલી મેહેસુલ ઉઘરાવવાની રીત દાખલ કરીને ખેડુઓ પાસેથી જેમ બને તેમ હલકો તથા યોગ્ય કર લેવાનો વીચાર છે.

વેપારનાં કામને હરકત કરતા બધા ઇજારા કહાડી નાખવામાં આવશે; ને વેઠ બીગાર માફ કરવામાં આવશે.

તાલુકાનો ખરચ જતાં જે ઉપજ વધશે તેમાંથી રસ્તા તથા પુલો અને દેશનાં સુધારાનાં બાંધકામો બંધાવવામાં આવશે, નીશાળો સ્થાપવામાં આવશે, પોલીસનો બંદોબસ્ત સારો કરવામાં આવશે તથા સારા અને સુધરેલા રાજમાં હોય છે તેવાં બીજાં કારખાનાં તથા કામો કરવામાં આવશે.

માટે રાજના આ ફેરફારથી કાંઈ પણ નરસું થશે એવી કોઈ માણસે બીક રાખવી નહીં. મતલબીયા અને ખરાબ માણસો લોકોને ભય પમાડવાને વાસ્તે કાંઈ ખોટી વાતો ઉડાડે તે ઉપર કોઇએ ધ્યાન દેવું નહીં; કારણ આ વખત એવી ખોટી વાતો ઘણાજણ ચલાવશે.

થોડાં વરશને વાસ્તે આ જે રાજનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે તેથી દેશમાં સમાધાની, બંદોબસ્ત તથા ભલું થવાનું. આ બંદોબસ્તથી હાલના કુંવર સાહેબના તથા તેમની રૈયતના હકમાં ખરેખરો ફાયદો થવાનો. કુંવર હાલમાં ઘણા નાહાના છે તેને સારી કેળવણી આપી પરમેશ્વરની કૃપાથી રૈયત ઉપર તેઓ ડાહાપણથી તથા ઇનસાફની રૂએ તેઓ અમલ ચલાવે એવી કુદરત તેમનામાં લાવવાની ઉમેદ રાખવામાં આવેછે.

જેથી થોડાં વરશ પછી તેઓ જ્યારે યોગ્ય ઉંમરના થશે ને પોતાનું રાજ્ય પોતાના કબજામાં લેશે ત્યારે પોતાનો મુલક સુખી અને આબાદ હાલતમાં તથા જોઇએ તેવા પુરા સરસ રાજ કારભારથી ચાલતો તેઓ જોશે.

તે દરમીયાન આ તાલુકાનો વહીવટ એક યુરોપીયન અધીકારી સાહેબના હાથમાં રેહેશે ને તેમનો હોદ્દો સુપ્રીનટેનડેન્ટ સાહેબનો ઠરેચો છે. તથા તેમના હાથ નીચે એક ડીપ્યુટી સુપ્રીનટેન્ડેન્ટ સાહેબ નીમવામાં આવશે. ડીપ્યુટી સુપ્રીનટેનડેન્ટ સાહેબના હાથ નીચે રાજકોટમાં એક ઈનસાફની કોર્ટ સ્થાપવામાં આવશે. તથા તાલુકાના મેહેસુલના વહીવટનું કામ પણ તેમને સોંપવામાં આવશે.

સુપ્રીનટેન્ડેન્ટ સાહેબ રાજકોટમાં અપીલ કોર્ટનું કામ ચલાવશે, તથા રાજકારભાર બાબતની દેખરેખ તથા હુકમો કરશે.

રાજકોટ તથા સરધારમાં તુરત થાણદારો રાખવામાં આવશે તથા તેમને કાંઈક માજીસ્ટ્રેટી અખ્તીયાર આપવામાં આવશે. બધા નાહાના નાહાના દીવાની દાવા લોકોએ તેમની પાસે ચલાવવા.

* * * * * *

આજની તારીખથી આ નવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

બધા લોકોએ પોતપોતાનો વાજબી ધંધો, શાંતી તથા સલામતીથી કરવો તેમાં તેમને કોઈ પણ હરકત નહીં કરે.

પણ જેઓ હરામખોરીનો ધંધો કરતા હોય તથા તેને જે કોઈ આશરો તથા મદદ દેતા હોય તેવા લોકોએ આજથી ચેતી ચાલવું જોઇયે કેમકે જેઓ કાયદાથી

ઉલટા ચાલશે અને લોકોની સમાધાનીમાં અડચણ આવે એવાં કામો કરશે તેને ઘણીજ ભારે શીક્ષા કરવામાં આવશે; વાસ્તે હરામખોર લોકોએ આજથી ચેતીને બેસવું, કારણ કોઈ પણ તરેહનો ગુનેહગાર શિક્ષાથી બચશે એમ સમજવું નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

આકટીંગ પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૬ જુલાઈ સને ૧૮૬૭.

---

આંક ૨૭ પાનું ૧૧૪ તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૬૭.

## જાહેરનામું.

લીંમડી ગામોના બધા મહાજન, સાહુકાર, જમીનદાર, રૈયત તથા બીજા બધા લોકોને જાહેર કરવામાં આવે છે કે, ત્રીશ વરસ થવા આવ્યાં લીંબડી દરબારમાં પુખ્ત ઉંમરના તથા પુરી સમજવાળા રાજા થયા નથી. ઠાકોર ફતેસંગજી નાહાની ઉંમરમાં ગુજરી ગયા. તેમજ તેમના ભાઈ ગાદી ઉપર બેસી તે પણ છોટી ઉંમરમાં ગુજરી ગયા. કેટલાંક વરસ થયાં આ તાલુકાનો રાજકારભાર ઘણોજ પીંખાઈ જઈ ખરાબ હાલતમાં આવી પડયો છે.

જપ્તી કરી, તથા સરકારના તરફથી કારભારી નેમી તથા ઈજારા બાંધી સદરહુ હાલતનો સુધારો કરવામાં પોલીટીકલ એજંટ સાહેબોએ ઘણી કોશીસ કરી પણ તેમાંથી કાંઈ ફાયદો થયો નહીં અને હાલ આ તાલુકાનો રાજકારભાર સારી રીતે ચાલતો નથી. આ વાત મશાહુર છે.

આ તાલુકાના કુંવર તથા રૈયતના ફાયદા તથા સુખ ઉપર નજર રાખી કુંવરને કુસંગતમાંથી બચાવવાને ઈરાદે પોલીટીકલ એજંટ સાહેબને સરકારમાં ભલામણ કરવાની ફરજ પડી કે ઠાકોર સાહેબ પુખ્ત ઉંમરના થઈ તેમનું રાજ ચલાવે ત્યાંહાંસુધી લીંબડી તાલુકો એક યુરોપીયન અધીકારી સાહેબના હાથમાં સોંપવો ને તેઓ રાજનું કામ ચલાવે.

આ ગોઠવણ મુંબઈ સરકારે તથા હિંદુસ્થાનના વાઈસરાય ગવરનર જનરલ સાહેબે મંજુર કરી બાહાલ રાખી છે અને આ ફેરફાર બધાને ખબર થવા સારૂ લીંબડી દરબારના મહાજન, સાહુકાર, જમીનદાર, રૈયત અને બીજા બધા લોકો

તરફ આ જાહેરનામું કીધું છે. અને તેમની ખાતરી કરવામાં આવે છે કે સરકારની અંતઃકરણથી એવી ખાત્ત્મેશ છે કે ઇંગ્રેજ સરકારના હવાલામાં જ્યાંહાં સુધી આ તાલુકો રેહેશે ત્યાંહાં સુધી દેશનું કલ્યાણ કરવાને સુખવૃદ્ધી થવાને અને આબાદાની વધારવાને બને તેટલી મેહેનત કરી રાજનો વહીવટ ચલાવવો.

તેટલા સારૂ ઇનિસાફનું કામ સરસ અને જોઈએ તેવા પાયાવાળું કરવામાં આવશે. તથા સરસ અને સારી રીતે અનુભવમાં આવેલી મેહેસુલ ઉઘરાવવાની રીત દાખલ કરીને ખેડુએ પાસેથી, જેમ બને તેમ હલકો તથા યોગ્ય કર લેવાનો વીચાર છે.

વેપારનાં કામને હરકત કરતા બધા ઇજારા કહાડી નાખવામાં આવશે. ને વેઠ બીગાર મોકુફ કરવામાં આવશે.

તાલુકાનો ખરચ જતાં જે ઉપજ વધશે તેમાંથી રસ્તા તથા પુલો અને દેશના સુધારાનાં બાંધકામો બંધાવવામાં આવશે. નીશાળો સ્થાપવામાં આવશે. પોલીસનો બંદોબસ્ત સારો કરવામાં આવશે. તથા સારા અને સુધરેલા રાજમાં હોયછે તેવાં બીજાં કારખાનાં તથા કામો કરવામાં આવશે.

માટે રાજના આ ફેરફારથી કાંઈપણ નરસું થશે એવી કોઈ માણસે બીક રાખવી-નહીં. મતલબીયા અને ખરાબ માણસો લોકોને ભય પમાડવાને વાસ્તે કાંઈ ખોટી વાતો ઉડાડે તે ઉપર કોઈએ ધ્યાન દેવું નહીં કારણ આ વખત, એવી ખોટી વાતો ઘણા જણ ચલાવશે.

થોડાં વરશને વાસ્તે આ જે રાજનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. તેથી દેશમાં સમાધાની, બંદોબસ્ત તથા ભલું થવાનું. આ બંદોબસ્તથી હાલના કુંવર સાહેબના તથા તેમની રૈયતના હકમાં ખરેખરો ફાયદો થવાનો. કુંવર હાલમાં ઘણા નાહાના છે તેને સારી કેળવણી આપી પરમેશ્વરની કૃપાથી રૈયત ઉપર તેઓ ડહાપણથી તથા ઇનિસાફની રૂએ અમલ ચલવે એવી કુદરત તેમનામાં લાવવાની ઉમેદ રાખવામાં આવેછે;

જેથી થોડાં વરશ પછી તેઓ જ્યારે યોગ્ય ઉંમરના થશે ને પોતાનું રાજ્ય પોતાના કબજામાં લેશે, ત્યારે પોતાનો મુલક સુખી અને આબાદ હાલતમાં તથા જોઈએ તેવા પુરા સરસ રાજકારભારથી ચાલતો તેઓ જોશે.

તે દરમીયાન આ તાલુકાનો વહીવટ એક યુરોપીયન અધીકારી સાહેબના હાથમાં રેહેશે ને તેમનો હોદ્દો સુપરીનટેનડેન્ટ સાહેબનો ઠરયો છે. તથા તેમના હાથ નીચે

એક ડીપ્યુટી સુપરીનટેન્ડેટ સાહેબ નીમવામાં આવશે. ડીપ્યુટી સુપ્રીનટેન્ડેન્ટ સાહેબના હાથ નીચે લીંબડીમાં એક ઈનસાફની કોરટ સ્થાપવામાં આવશે. તથા તાલુકાના મેહેસુલના વહીવાટનું કામ પણ તેમને સોંપવામાં આવશે.

સુપ્રીનટેન્ડેન્ટ સાહેબ લીંબડી તથા રાજકોટમાં વારાફરતી રહી અપીલ કોરટનું કામ ચલાવશે. તથા રાજકારભાર બાબતની દેખરેખ તથા હુકમો કરશે.

રૈયતને અનુકુળ પડે તેવી જગોએ થાણદારો નીમવામાં આવશે. અને તે જગોના નામ હવે પછી જાહેર કરવામાં આવશે અને તેમને કાંઈક માજીસ્ટ્રેટી અખ્તિયાર આપમાં આવશે. બધા નહાના નાહાના દીવાની દાવા લોકોએ તેમની પાસે ચલાવવા.

*    *    *    *

આજની તારીખથી આ નવા બંદોબસ્તની શરૂવાત જાણવી.

બધા લોકોએ પોતપોતાનો વાજબી ધંધો, શાન્તી તથા સમાધાનીથી કરવો તેમાં તેમને કોઈપણ હરકત નહીં કરે.

પણ જેઓ હરામખોરીનો ધંધો કરતા હોય તથા તેને જે કોઈ આશરો તથા મદત દેતા હોય તેવા લોકોએ આજથી ચેતીને ચાલવું જોઈએ કેમકે જેઓ હમેશ કાયદાથી ઉલટા ચાલશે અને લોકોની સમાધાનીમાં અડચણ આવે એવાં કામો કરશે, તેને ઘણીજ ભારે શીક્ષા કરવામાં આવશે. વાસ્તે એવા લોકોએ આજથી ચેતીને બેસવું કારણ કોઈપણ તરેહનો ગુનેહગાર શીક્ષાથી બચશે એમ સમજવું નહીં.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
આકટીંગ પોલીટીકલ એજંટ.

રાજકોટ, તા૦ ૯ જુલાઈ સને ૧૮૬૭.

---

આંક ૨૯ પાનું ૧૨૧ તા૦ ૨૫ જુલાઈ સને ૧૮૬૭.

## જાહેરખબર.

આકટીંગ પોલીટીકલ એજંટ સાહેબ સરકારનો નીચેનો ઠરાવ ઘણી ખુશીની સાથે બધાને ખબર થવા પ્રગટ કરેછે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,
આકટીંગ પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૨ જુલાઈ સને ૧૮૬૭.

## નંબર ૨૩૨૨.

પોલીટીકલ ખાતું.

મુંબઈ, તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૬૭.

**કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબ તરફ.**

કાઠીયાવાડ પોલીટીકલ એજંટ સાહેબ પોતાના નંબર ૭૬ તા૦ ૨૨ જુન સને ૧૮૬૭ ના એજન્સીનાં દફતરદાર બાપુભાઇ દયાશંકરે કરેલી નોકરીનું પત્રક તથા તેમને એજન્સીના આગલા પોલીટીકલ એજંટ સાહેબોનાં આપેલાં સરટીફીકેટોની નકલ મોકલી તેમાં એ દફતરદારને રાવસાહેબનો ખેતાબ મળવાની ભલામણ કરેછે.

ઠરાવ.—દફતરદાર મજકુરને રાવસાહેબનો ખેતાબ આપવો.

**સી. ગોન,**

સરકારના સેક્રેટરી.

---

આંક ૩૦ પાનું ૧૨૫ તા૦ ૧ આગસ્ટ સને ૧૮૬૭.

## જાહેરખબર.

સ્વસ્થાન જુનાગઢ નીચેથી મોજે કુબા ગામ અલગ કરી તે ગામ આજમ મજમુદાર વ્રજદાસ રંગીલદાસના નામ ઉપર જુદી ચુકવતીમાં દાખલ કરવા પોલીટીકલ એજંટ આજમ મેહેરબાન કરનલ કીટીંજ સાહેબે, તા૦ ૨૪ જુન સને ૧૮૬૭ ને રોજ હુકમ કરેલો છે તેથી એ ગામ જુદી ચુકવતીમાં દાખલ કરી મજમુદાર મોસુફને છઠ્ઠી કલાસનો અખ્તિયાર આપવામાં આવ્યો છે.

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**

આકટીંગ પોલીટીકલ એજંટ.

તા૦ ૧૮ જુલાઈ સને ૧૮૬૭.

---

આંક ૩૬ પાનું ૧૪૯ તા૦ ૧૨ સપટેંબર સને ૧૮૬૭.

## સરકયુલર.

નગર સંબંધીના જાડેજા દીકરી ખાતાના કેટલાએક કીમતી કાગળો ગુમ થવાથી તે વીશેનો તપાસ ચાલતાં એ કાગળો ઉડાવવામાં દફતરખાતાના કારકુન વાલાભાઈ બજીભાઇ તથા મુલકી ખાતાના કારકુન પરભુલાલ નાહાનાલાલ તથા ધ્રાંગધ્રાના વકીલ વીઠલ વલજી રેહેવાશી રાજકોટના; એ ત્રણ શખસો સામીલ હતા

પણ તેમના ઉપર કાયદા પ્રમાણે શિક્ષા આપવા લાયક પુરાવો બસ નહીં થયો તોપણ નીચે પ્રમાણે ઠરાવ કરવાને માટે રજુ થએલો પુરાવો કેવળ બસ છે, માટે ઠરાવ કરવામાં આવ્યો કે:—

કારકુન વાલાભાઇ બજીભાઈ તથા પરભુલાલ નાહાનાલાલને નોકરીથી બરતરફ કરવામાં આવેછે; અને એવું ઠરાવવામાં આવેછે; કે આ એજન્સીમાં કોઇ પણ હુદ્દાની નોકરીમાં દાખલ થવાને તેઓ નાલાયક છે.

* * * * * * * * * *

ડબલ્યુ ડબલ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૩૧ આગષ્ટ સને ૧૮૬૭. આકટીંગ પોલીટીકલ એજંટ.

---

આંક ૪૯ પાનું ૨૨૧ તા૦ ૧૨ ડીસેંબર સને ૧૮૬૭.

# જાહેરનામું.

અમરાપોરના ગરાશીઆઓએ હરામખોર લોકોને આશરો તથા મદત આપ્યાનું સાબીત થયાથી તેમનો રૂ. ૫૦૦૦ દંડ કરવામાં આવ્યો છે.

તેમના કેટલાક ભાયાતોને પણ એ લોકોને મદત કરવાનું સાબીત થયાથી કેદની શીક્ષા કરેલી છે.

આ બાબત તેમને ઘણી વખત ચેતવણી આપ્યા છતાં પણ હરામખોરને મદત આપતા ગયા તેથી તેમને વધારે સજા થવી જોઇએ તથા એ ગુનોહ ઘણો મોટો છે એવું સર્વેના જાણ્યામાં આવવું જોઇએ તે સારૂ સરકારે તેમને વાસ્તે નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે:—

સાત વરસસુધી એ ગરાશીઆની દીવાની તથા ફોજદારી હકુમત લઈ લેતાં અમરાપોરમાં એક સરકારી અમલદારના હાથ નીચે થાણું રાખવું. અને તેને તથા પોલીસ વીગરેનું ખરચ એ ગરાશીયા પાસેથી લેવું.

જો એ મુદ્દતની દરમાયાંન ગરાશીયાની ચાલ સારી જોવામાં આવશે તો મુદ્દત વીતેથી તે થાણું ઉઠાવવામાં આવશે, નહીં તો એ થાણું જારી રાખવા ફરી સરકારમાં લખવામાં આવશે.

ડબ્લ્યુ. ડબ્લ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૩ ડીસેંબર સને ૧૮૬૭. આકટીંગ પોલીટીકલ એજંટ

આંક ૪૮ પાનું ૨૫૨ તા૦ ૨૮ નવેંબર સને ૧૮૭૨.

# જાહેરખબર.

**કાઠીયાવાડ એજન્સી ખાતાની તમામ કોર્ટોના અધીકારી સાહેબો તરફ.**

આ એજન્સીના સનંદી વકીલોમાંથી ઘણાખરાને કાઠીયાવાડ એજન્સીની તમામ કોર્ટોમાં વકીલાત કરવાની છુટ છે. કેટલાકને બે કોર્ટોમાં વકીલાત કરવાની છુટ છે ને ફકત થોડાને એકજ કોર્ટમાં વકીલાત કરવાની છુટ છે, તેથી હાલ જે સનંદી વકીલોને તમામ કોર્ટોમાં વકીલાત કરવાની સનંદ નથી તેમને આ ઉપરથી તમામ કોર્ટોમાં વકીલાત કરવાની છુટ આપવામાં આવેછે.

**ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,**

મુકામ મુંબઈ, તા૦ ૨૩ નવેમ્બર સને ૧૮૭૨. પોલીટીકલ એજંટ.

---

આંક ૪૮ પાનું ૨૫૩ તા૦ ૨૮ નવેંબર સને ૧૮૭૨.

# જાહેરખબર.

જેને સ્વસ્થાન ગોંડળના પરગણામાં થઈને જવું હોય અને જે મુકામે ગાડાંની બદલી કરવી હોય તે મુકામના યોગ્ય અમલદારને તેઓએ ૨૪ ચોવીશ કલાક અવલ ખબર આપવા જોઈએ.

**એ. એમ. ફીલીપ્સ,**

સ્પેશીયલ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ, ગોંડલ.

ગોંડલ તા૦ ૨૨ નવેમ્બર સને ૧૮૭૨.

---

આંક ૫૦ પાનું ૨૬૨ તા૦ ૧૨ ડીસેમ્બર સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૩૨ સને ૧૮૭૨.

સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૬૪૫૭ તા. ૬ નવેંબર સને ૧૮૭૨ માં ફરમાવ્યા ઉપરથી સ્વસ્થાન ગોંડલ લીંબડી, રાજકોટ, તથા બાંટવા જે હાલ બ્રીટીશ સરકારના વહીવટ તળેછે તેમની દીવાની કોરટોને આ ઉપરથી અખત્યાર આપવામાં આવછે કે, દીવાની કાયદાની કલમ ૨૮૪ થી "જે કોરટે હુકમનામું કર્યું હોય તે કોરટની હકુમતની બાહાર તે હુકમનામું બજાવવા બાબત" નો બાબ છે તેમાં બાંધેલા ધારાના ધોરણ પ્રમાણે બ્રીટીશ કોરટોના હુકમનામાં બજાવી આપવાં

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, **સી. ડબલ્યુ. વાકર,**

રાજકોટ, તા૦ ૫ ડીસેમ્બર સને ૧૮૭૨. આકટીંગ પોલીટીકલ એજંટ.

આંક ૫૨ પાનું ૨૭૦ તા૦ ૨૬ ડીસેમ્બર સને ૧૮૭૨.

# જાહેરખબર નંબર ૨૩ સને ૧૮૭૨.

સરકાર ફરમાવે છે કે, સર્વ લોકોએ સાફ રીતે જાણવું જોઇએ કે, સ્વસ્થાન ગોંડળના ઠાકોર સાહેબ ભગવત સંગજીના નામ ઉપર પોલીટીકલ એજંટ સાહેબ અથવા ગોંડળ સ્વસ્થાનના સ્પેશીયલ આસીસ્ટંટ સાહેબની મંજુરી-વીના જે કોઇના તરફથી કાંઇપણ કરજ ધીરવામાં આવે તેને વાસ્તે સ્વસ્થાન ગોંડળ જવાબદાર થશે નહી.

સા૦ ડબ્લ્યુ૦ વાકર,
આકટીંગ પોલીટીકલ એજંટ.

કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી,
રાજકોટ, તા૦ ૨૧ ડીસેમ્બર સને ૧૮૭૨.

---

## કાઠીયાવાડ પ્રાંતના રાજા, તાલુકદાર તથા ભોમીયાઓનો અખ્તીયાર.

સાત કલાસ મુકરર કરવામાં આવતાં, તે કલાસ વાળાઓને નીચે મુજબ હકુમત ચલાવવાનો અખ્તીયાર મળ્યો છે:—

### પેહેલો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—પોતીકી હદમાં પોતાનાં તાબામાં લોક અથવા બીજા તાલુકાના હરામખોર ખુન વીગેરે હરકાંઇ તકશીર કરે તેને દેહાંત શીક્ષા પર્યંત કરી શકે, પણ અંગ્રેજ સરકારની રૈયત તેમની હદમાં મોતની સજાને લાયકનો કોઇ ગુનોહ કરે તો તે બાબત મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને જાહેર કરી તેમના હુકમ પ્રમાણે કરીશકે. દીવાની કામમાં—કુલ અખ્તીયાર.

### બીજો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—પોતાના તાબાના લોક પોતાની હદમાં ખુન વીગેરે હરકાંઇ તકશીર કરે તેને કુલ શીક્ષા કરીશકે, પણ પરાયા તાલુકાની અથવા અંગ્રેજ સરકારની રૈયત પોતાની હદમાં ગુનોહ કરે તો તે બાબત મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને જાહેર કરી તેઓના હુકમ પ્રમાણે કરીશકે. દીવાની કામમાં—કુલ અખ્તીયાર.

## ત્રીજો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—સાત વરશ સખ્ત કેદ તથા રૂ. ૧૦,૦૦૦ સુધી દંડ. દીવાની મુકદમા રૂપીયા ૨૦,૦૦૦ સુધીના.

## ચોથો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—ત્રણ વરશ સખ્ત કેદ તથા રૂપીયા ૫,૦૦૦ સુધી દંડ. દીવાની મુકદમા રૂપીયા ૨૦,૦૦૦.

## પાંચમો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—બે વરશ સખ્ત કેદ તથા રૂપીયા ૨,૦૦૦ સુધી દંડ દીવાની મુકદમા રૂપીયા ૫,૦૦૦ સુધીના.

## છઠો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—ત્રણ માસ સખ્ત કેદ તથા રૂપીયા ૨૦૦ સુધી દંડ દીવાની મુકદમા રૂપીયા ૫૦૦ સુધીના.

## સાતમો કલાસ.

ફોજદારી કામમાં શીક્ષા—પંદર દીવસ સખ્ત કેદ તથા રૂપીયા ૨૫ સુધી દંડ. દીવાની મુકદમા સાંભળવાનો અખ્તીયાર નહીં.

### અખત્યારવાળા તાલુકાનું પત્રક.

| કલાસ. | તાલુકાનું નામ. | કુલપેસકસી. |
|---|---|---|
| ૧ | જુનાગઢ | ૬૫૬૦૪—૦—૦ |
| ૧ | નવાનગર | ૧૨૦૦૯૩—૦—૦ |
| ૧ | ભાવનગર | ૧૫૪૯૧૭—૮—૦ |
| ૧ | ધ્રાંગધ્રા | ૪૪૬૭૭—૦—૦ |
| ૨ | વાંકાનેર | ૧૮૮૭૯—૦—૦ |
| ૨ | વઢવાણ | ૨૮૬૯૧—૮—૮ |
| ૨ | મોરબી | ૫૮૪૭૧—૦—૦ |
| ૨ | પાલીટાણા | ૧૦૩૬૪—૦—૦ |
| ૨ | રાજકોટ | ૨૧૩૨૧—૦—૦ |
| ૨ | ધ્રોળ | ૧૦૨૩૧—૦—૦ |
| ૨ | ગોંડળ | ૧૧૨૧૭૯—૪—૦ |

| ક્લાસ. | તાલુકાનું નામ. | કુલ પેસકસી. |
|---|---|---|
| ૨ ............ | લીંબડી .............. | ૪૫૫૩૩-૧૩—૦ |
| ૨ ............ | જાફરાબાદ ........... | ૦—૦—૦ |
| ૩ ............ | થાનલખ્તર............ | ૭૩૫૧—૦—૦ |
| ,, ............ | સાયલા ............. | ૧૫૫૧૧—૦—૦ |
| ,, ............ | ચુડા ................ | ૭૧૪૩—૬—૫ |
| ,, ............ | જસદણ .............. | ૧૦૬૬૦—૮—૦ |
| ,, ............ | બાટવા*.............. | ૨૯૬૪૨—૦—૦ |
| ,, ............ | વલા ............... | ૮૭૯૪—૦—૦ |
| ,, ............ | પોરબંદર ‡ ........... | ૩૩૫૦૪—૦—૦ |
| | | ૧૫૦૦૦ કષ્ટમના ભરેછે. |
| ૪ ............ | મુલી ............... | ૯૩૫૪—૦—૦ |
| ,, ............ | બજાણા .............. | ૮૦૩૭-૧૦—૦ |
| ,, ............ | વીરપોર ............ | ૪૧૧૪—૦—૦ |
| ,, ............ | લાઠી ............... | ૨૦૦૭—૦—૦ |
| ૫ ............ | વીઠલગઢ............. | ૦—૦—૦ |
| ,, ............ | પાટડીના ગામો ........ | ૫૨૩૫—૦—૦ |
| ,, ............ | વણોદ ............. | ૧૯૫૩—૦—૦ |
| ,, ............ | સુદામડા તથા ધાંધલપોર* .. | ૩૧૨૪—૦—૦ |
| ,, ............ | જેતપોરબીલખા* ........ | ૫૯૨૨૨-૧૩—૦ |
| ૫ ............ | વસાવડ ............ | ૭૬૬—૦—૦ |
| ,, ............ | ડેડાણ ............ | ૨૯૫૬—૦—૦ |
| ,, ............ | મેંગણી ............ | ૩૪૧૨—૦—૦ |
| ,, ............ | કોટડા—સાંગાણી ........ | ૧૦૧૫૭-૧૨—૦ |
| ,, ............ | ગવરીદડ ........... | ૧૬૨૧—૦—૦ |
| ,, ........ .. | પાળ ............... | ૧૬૪૭—૦—૦ |
| ,, ......... .. | ગઢકા............... | ૯૪૫—૦—૦ |
| ,, ............ | જાલીયા—દેવાણી ........ | ૧૧૮૧-૧૨—૦ |
| ,, ............ | માલીયા ............ | ૧૩૬૭—૦—૦ |

| કલાસ. | તાલુકાનું નામ. | કુલ પેસકસી. |
|---|---|---|
| ૫ | દાઠા | ૫૩૯૮—૦—૦ |
| ૬ | ભોઈકા | ૨૦૩૮—૦—૦ |
| ,, | ગુદીપાલી | ૧૪૦૮—૦—૦ |
| ,, | રાજપર | ૨૫૯૮—૦—૦ |
| ,, | વડોદ | ૧૫૩૦—૦—૦ |
| ,, | મેસરીયાં | ૦—૦—૦ |
| ,, | દસાડા * | ૧૨૭૯૧—૪—૦ |
| ,, | રાઈસાંકલી | ૬૩૮—૦—૦ |
| ,, | ભડલી* | ૧૩૫૭—૦—૦ |
| ,, | કરીયાણા * | ૧૧૫૭—૦—૦ |
| ,, | આણંદપોર * | ૯૨૦—૦—૦ |
| ,, | ચોટીલા * | ૮૯૮—૧—૪ |
| ,, | ખંભાળા * | ૫૨૪—૮—૦ |
| ,, | પાલીયાદ * | ૧૨૧૩—૦—૦ |
| ,, | ભીમોરા * | ૩૭૧—૦—૦ |
| ,, | સણોસરા | ૨૩૭—૦—૦ |
| ,, | ઈતરીયા–ગઢાળા | ૩૩૫—૦—૦ |
| ,, | બગસરા + | ૪૦૬૮—૦—૦ |
| ,, | બાબરા * | ૦—૦—૦ |
| ,, | કોટડા–પીઠા | ૫૫૭૮—૦—૦ |
| ,, | વીંછાવડ | ૦—૦—૦ |
| ,, | કુબા | ૦—૦—૦ |
| ,, | સાતુદડ–વાવડી | ૧૯૨૭—૦—૦ |
| ,, | ભાડવા | ૧૬૩૨—૦—૦ |
| ,, | રાજપરા | ૩૧૬૩—૦—૦ |
| ,, | કોઠારીયા | ૧૨૪૬—૦—૦ |
| ,, | સાપોર | ૬૧૦—૦—૦ |
| ૭ | ચચાણા | ૩૧૮—૦—૦ |

| કલાસ | તાલુકાનું નામ | કુલપેસકસી. |
|---|---|---|
| ૭ | સાહુકા | ૫૮૪—૦—૦ |
| ,, | કરમડ | ૨૩૧—૬—૭ |
| ,, | સૈજકપોર* | ૪૩૨—૮—૦ |
| ,, | કમઢીઆ | ૦—૦—૦ |
| ,, | કાથરોટા | ૫૨—૦—૦ |
| ,, | ખીજડીઆ નાજાણી | ૫૨—૦—૦ |
| ,, | ગરમલી મોટી | ૨૨૦—૦—૦ |
| ,, | ઢોલરવા | ૧૨૬—૦—૦ |
| ,, | માણાવાવ | ૧૭૨—૦—૦ |
| ,, | લાખાપાદર | ૧૭૮—૦—૦ |
| ,, | મોણવેલ | ૧૨૮—૯—૦ |
| ,, | વેકરીઆ | ૫૪—૧૨—૦ |
| ,, | લુધીઆ | ૧૮૪—૬—૦ |
| ,, | મુલીલાન્ડેરી | ૧૪૫૪—૦—૦ |
| ,, | સીસાંગચાંડલી+ | ૯૪૬—૦—૦ |
| ,, | લોધીકા* | ૧૬૯૨—૦—૦ |
| ,, | વડાલી | ૩૨૪—૦—૦ |
| ,, | ખીરસરા | ૨૭૧૬—૦—૦ |
| ,, | ગણધોળ | ૧૧૧—૦—૦ |

## કાઠીયાવાડના રાજાઓને એલકાબ લખવાની રીત.

### જુનાગઢના નવાબ સાહેબને.

નવાબ સાહેબ, વાલાશાન હશમત વ ઈજલાલ નીશાન, રફયત વ શૌકત બુનયાદ મોહોબત વ મોવદદત તવામાન, અજીમુલ ખીતાબ નવાબ સાહેબ મહોબત ખાનજી બહાદુર વાલીએ જુનાગઢ, સલમેમ્બલ મંનાન અજદીલ એખલાશ

‡ આ તાલુકો ફસ્ટ કલાસમાં હતો પણ ભારે ગુન્હામાં આવવાથી સરકારે બીજા કલાસમાં ઉતારી નાખ્યો.

* નીશાનીના તાલુકાના કેટલાક ભાગદારને થોડો અખત્યાર છે.

† નીશાનીના તાલુકાના કેટલાક ભાગદારોને અખત્યાર નથી.

(નામ.) પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીયાવાડ, મુકામ સલામ, બાદ ઈજહારે ઈશતીયાકે મુલાકાત, સરાપા મશરત, મકશુફ ખાતીર મોહોબત જખ્ખાયર આંકે.

## નવાબ સાહેબની માને.

અજીમલમુલક, બુલંદ મકાન, રૈનકઅફજાએ બલદએ જુનાગઢ બીબી શલમહુ અજદીલ ઈખ્ખલાશ, (નામ) પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીયાવાડ, મુકામ બાદ ઈજરા એમરાસીમે ખૈરીયત, મકશુફ ખાતીર જખ્ખાયર આંકે.

## નવાબ સાહેબના કબીલાને.

અસમતપનાહ ઇફફત દસતગાહ, બીબી (નામ) શલમહુ અજદીલ ઇખલાસ (નામ) પોલીટીકલ એજંટ પ્રાંત કાઠીયાવાડ, મુકામ બાદ ઈજરાએ મરાસીમે ખૈરીયત, મકશુફ ખાતીર જખ્ખાયર આંકે.

## નીચે લખ્યા સ્વસ્થાનોનો એલકાબ.

દોલત વ ઈલિકબાલ વ નાહ શૌકત વ ઈજલાલ દસતગાહ ફખ્ખામત વ મનાયત ઈકતેનાહ જીશાન (નામ) સ્વસ્થાન શલમહુ અજદીલ ઇખ્ખલાશ (નામ) પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીયાવાડ મુકામ બાદ સલામ વ ઈજહાર શૌકે મુલાકાત આંકે.

જામશ્રી વીભાજી, સ્વસ્થાન નવાનગર.

રાઓલ શ્રી તખ્ખતસીંગજી, સ્વસ્થાન ભાવનગર.

## નીચે લખ્યા સ્વસ્થાનોનો એલકાબ.

ગીરામી મીકદાર દોસ્તી સઆર મોહોબત વ સદાકત આસાર (નામ) સ્વસ્થાન શલમહુ અજદીલ એખ્ખલાશ (નામ) પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીયાવાડ મુકામ સલામ દીગર.

રાજશ્રી માનસંગજી, સ્વસ્થાન ધ્રાંગધ્રા.

ઠાકોર સાહેબ શ્રી વાઘજી, સ્વસ્થાન મોરબી.

રાજશ્રી બને સંગજી, સ્વસ્થાન વાંકાનેર.

ઠાકોર સાહેબ શ્રી સુરસંગજી, સ્વસ્થાન પાલીટાણા.

## નીચે લખ્યા તાલુકદારોના એલકાબ.

મેહેરબાન મુખ્ખલીસાન સદાકત વ ઇખ્ખલાસ નીશાન (નામ) સ્વસ્થાન

યાને તાલુકે મોહોબતહુ અજતરફ (નામ) પોલીટીકલ એજંઠ પ્રાંત કાઠીયાવાડ, મુકામ સલામ દીગર.

ઠાકોર સાહેબ જેસીંગજી, સ્વસ્થાન ધ્રોલ.

ઠાકોર સાહેબ જસવંતસંગજી, સ્વસ્થાન લીંબડી.

ઠાકોર સાહેબ બાવાજી, સ્વસ્થાન રાજકોટ.

ઠાકોર સાહેબ ભગવત સંગજી, સ્વસ્થાન ગોંડળ.

ઠાકોર સાહેબ રાજસંગજી સ્વસ્થાન વઢવાણ.

સુબેદાર જાફરાબાદ-

રાણાશ્રી વીક્રમાતજી, સ્વસ્થાન પોરબંદર.

ઠાકોર કરણસંગજી, તાલુકે થાન લખતર.

ઠાકોર કેશરીસંગજી, તાલુકે સાયલા.

ઠાકોર બેચરસીંગજી, તાલુકે ચુડા.

ઠાકોર મેઘરાજજી, તાલુકે વલા.

ઠાકોર તખતસીંગજી, તાલુકે લાઠી.

નાની ઉંમરના તાલુકદારોની માને લખવું હોયતો નીચે મુજબ લખાય છે,—

અરામત પનાહ બાઈશ્રી સ્વસ્થાન

**નીચે લખ્યા તાલુકદારોનો એલકાબ.**

મેહેરબાન દોસ્તાન (નામ) તાલુકે અજતરફ (નામ) પોલીટીકલ એજંટ પ્રાંત કાઠીયાવાડ, મુકામ દીગર.

બાબી કમલુદીનખાં તથા રોરખાં તથા અનવરખાં તાલુકે બાંટવા.

શેખ શેખમીયાં, કસબે માંગરોલ.

પરમાર સરતાન સંગજી, તાલુકે મુલી.

જાડેજા મોડજી, તાલુકે માલીઆ.

ખાચર આલાચેલા, તાલુકે જસદણ.

મલેક નશીબખાં, તાલુકે બજાણા.

એશીવાયના પાંચમા કલસના તાલુકદારોને આજમ (નામ) તાલુકે અજતરફ (નામ) પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીયાવાડ, મુકામ દીગર.

બાકીના તાલુકદારોને શ્રીસરકાર (નામ) પોલીટીકલ એજંટ પ્રાંત કાઠીયાવાડ, મુકામ વચનાત (નામ) તાલુકે.

આંક ૯ પાનું ૩૪ તા. ૯ માર્ચ સને ૧૮૯૫.

# જાહેરખબર.

વાંકાનેરના તાલુકદારને "ઠાકોર સાહેબ" ને બદલે "રાજનો" ઈલકાબ સરકારે આપ્યો છે માટે આગળ તેમને તે મુજબ લખવામાં આવશે.

આર. એચ. કીટીંજ,
પોલીટીકલ એજંટ.

મુકામ રાણપર, તા૦ ૨૩ ફેબ્રુઆરી સને ૧૮૯૩.

---

આંક ૩૧ પાનું ૧૩૧ તા૦ ૧૧ આગસ્ટ સને ૧૮૯૪.

નંબર ૨૨૪૫.

## પોલીટીકલ ખાતું.

મુંબઈ તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૯૪.

કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબનું ખત નંબર ૬૪ એ, તા૦ ૬ જુલાઈ સને ૧૮૯૪.

તેમાં લખેછે કે કાઠીયાવાડના બીજા વર્ગના તાલુકદારો ઠાકોરના ખીતાબનો હક રાખે છે તે ખીતાબ આજ સુધી તેઓને આપવામાં આવ્યો નથી અને પોતે લખેછે તે સબબો ઉપરથી સરકારી ખાતાની સાથના કાગળપત્રોમાં "ઠાકોર સાહેબ" એવા શબ્દો ઉપર લખેલા તાલુકદારોને લખવાનો રીવાજ સરકારે મંજુર કરવો એવી શીફારસ કરેછે.

**ઠરાવ**—કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબે બીજા વર્ગના આઠ તાલુકદારોને સરકાર સાથેના કાગળપત્રોમાં "ઠાકોર સાહેબ" એવા શબ્દો લખવાને કરેલી શીફારસ સરકાર મંજુર કરેછે.

૨. પરશીયન ખાતામાં ઉપર મુજબ ખબર આપવા.

એચ. એલ. આંડરસન,
સરકારના ચીફસેક્રેટરી.

કાઠીયાવાડ પોલીટીકલ એજંટ સાહેબ ઉપર.

સેક્રેટરીના પરશીયન ખાતામાં (પોલીટીકલ એજંટ સાહેબના કાગળની નકલ સાથે)

આંક ૭ પાનું ૨૫ તા૦ ૧૪ ફેબ્રુઆરી સને ૧૮૯૭.

## સરક્યુલર નંબર ૨ સને ૧૮૭.

કાઠીયાવાડ પ્રાંતના તાલુકદારોના હાલના નવા બંદોબસ્તમો કલાસો મુકરર કરી સરકારના હુકમથી કલાસવાર અખ્તીયાર આપવામાં આવેલા છે. તેમાં મોટાં રાજસ્થાનો તથા તાલુકાઓ તરફ હાલ જે ઈલિકાબથી તે લખાવટ ચાલેછે. તે કાયમ રેહેતાં તે શીવાયના પાંચમી કલાસ સુધીના તાલુકાદારો કે જેને હાલ "વચનાત" કરીને લખાય છે. તેને હવેથી આ એજન્સી ખાતેથી. "આજમ કરીને" લખતાં "અજ તરફ" એ શબ્દો લખી લખનાર અધીકારીનું નામ લખવું. તથા તેઓને ખુરશીની બેઠક આપવી એવું અહીંની નજરમાં આવતાં, તે મુજબ અહીંથી થવાનો ઠરાવ કરવામાં આવ્યો છે; ને એ પ્રમાણે સર્વે ઠેકાણે અમલ થવાસારૂ આ સરકયુલરથી આ એજન્સી ખાતાના સર્વે અધીકારીઓને ખબર આપવામાં આવેછે.

આર. એચ. કીટીંજ,

તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૯૭, મુ૦ સરસઈ. પોલીટીકલ એજંટ

---

આંક ૧૨ પાનું. ૫૪ તા૦ ૨૫ ફેબ્રુઆરી સને ૧૮૯૯.

## સરક્યુલર નંબર ૪.

### સર્વેઆસીસ્ટેન્ટ સાહેબો તરફ.

પેહેલા કલાસનાં પાંચ સ્વસ્થાનો તરફ જ્યારે લખવામાં આવેછે ત્યારે તેમના ઇલ્કાબો પ્રથમ નકી થઈ ગએલાજ છે પરંતુ બીજા પ્રસંગમાં જ્યારે તેમના વિશે બોલવા અગર લખવામાં આવેછે ત્યારે ઇંગ્રેજીમાં "હીઝહાઇનેસ" કરીને બોલવામાં આવેછે, પરંતુ ગુજરાતીમાં એવું કોઈ યોગ્ય વિષેશણ લગાડવામાં આવતું નથી અને ફકત હુદ્દોજ લખવામાં આવેછે, માટે અયંદેથી જેને ઇંગ્રેજીમાં "હીઝહાઇનેસ," લખવામાં આવે તેને ગુજરાતીમાં મુસલમાન રાજા હોય તો "વાલાશાન" તથા હિંદુ રાજા હોય તો "માહારાજા" એ શબ્દો હમેશાં લગાડવાનો રીવાજ રેહેવો જોઇએ.

ડબલ્યુ. ડબલ્યુ. આંડરસન,

રાજકોટ, તા૦ ૧૭ માર્ચ સને ૧૮૯૯. પોલીટીકલ એજંટ.

# ખુરશીની બેઠક.

કાઠીયાવાડના તાલુકદારોને પેહેલા, બીજા ત્રીજા, ચોથા, અને પાંચમા કલાસના અત્યાર સુધીનાને ખુરશીઓની બેઠક મળેછે તે શિવાય તાલુકાના જે માણસો, અમીર, ઉમરાવો, તથા કારભારીઓ વિગેરેને ખુરશી મળેછે તેનું લીષ્ટ.

| તાલુકાનાંનામ. | જે શખસને ખુરશી મળેછે તેનું નામ. | હુદ્દો. |
|---|---|---|
| જુનાગઢ. | ૧ જમાદાર શેખ બાવદીન........ | સેનાપતી. |
| | ૨ જમાદાર શાલે હીંદી .......... | પેશગાર સેનાપતી. |
| | ૩ ઝાલા ગોકળજી સંપતરામ ...... | કારભારી. |
| | ૪ રા૦ નરસંગ પ્રસાદ હરી પ્રસાદ.... | ખાસ સભાના અધીકારી. |
| | ૫ રા૦ નીહાલચંદ રૂપશંકર ...... | મુલકી દફતરના અધી-કારી. |
| | ૬ જમાદાર જમાલખાન ....... | પેશગાર સેનાપતી. |
| | ૭ મસીખત માબ નનામીયા ...... | મુકરબાના મકાનદાર. |
| | ૮ જમાદાર મહમદ બીન સાલે .... | આરબના અગ્રપંચ. |
| | ૯ જમાદાર સૈયદ બીન નાસર .... | સભાના મેંબર. |
| | ૧૦ જમાદાર મુબારક બાજીદ ...... | ફોજદાર. |
| | ૧૧ જમાદાર શેખ નથુ હાશમ...... | પાયગાના રશાલદાર. |
| | ૧૨ જમાદાર મહમદ પીરમહમદ .... | પાયગાના પેશગાર. |
| | ૧૩ જમાદાર જમાલ વી. હાશમ .... | પેસગાર. |
| | ૧૪ ભાણજી પરભુદાસ .......... | વકીલ. |
| | ૧૫ દીવાન લખમી શંકર ........ | જુના કારભારી. |
| | ૧૬ રા૦ દુરગાપ્રસાદ શંકર પ્રસાદ .... | જુના કારભારી. |
| | ૧૭ હજરત બડામીયાંના મકાનના મીયાં. | |
| | ૧૮ પીર ખલવસાના મકાનદાર...... | |
| | ૧૯ જમાદાર ઉમર દુરા .......... | સીંધીના જમાદાર. |
| | ૨૦ શાહાજીમીયાંના મકાનદાર ..... | |

| તાલુકાનાં નામ. | | જે શખ્સને ખુરશી મળેછે તેનું નામ. | હુદ્દો. |
|---|---|---|---|
| જુનાગઢ. | ૨૧ | પરમાનંદદાસ વનરાવનદાસ .... | રજવાડી દફતરના અધીકારી. |
| | ૨૨ | નરબદાશંકર જીકાર .......... | પ્રાંતના વકીલ. |
| | ૨૩ | બાલાસુંદરજી વલભજી ...... | અમીર. |
| | ૨૪ | મહમદખાં વલદે ફરીદખાં ...... | ખજાનચી. |
| | ૨૫ | શેઠ ઇશમાઇલ ગાંગજી ...... | સદર. |
| | ૨૬ | મથુરાદાસ ભગવાનદાસ........ | બક્ષી. |
| | ૨૭ | શીવપ્રસાદ મદનજી .......... | ફોજદાર. |
| | ૨૮ | માધવરાય અંબાશંકર ........ | ન્યાયાધીશ. |
| | ૨૯ | કલ્યાણરાય ચત્રભજ.......... | રજવાડી દફતરના ઉપરી. |
| | ૩૦ | અબુન શાલિમહમદ.......... | હકીમ. |
| | ૩૧ | મયાશંકર જેશંકર .......... | બાબરીયાવાડના થાણદાર. |
| | ૩૨ | મોહોનદાસ વનમાળીદાસ ...... | ઉનાના વહીવટદાર. |
| | ૩૩ | ત્રીકમજી નરભેરામ.......... | વેરાવળના વહીવટદાર. |
| | ૩૪ | દુરગાપ્રસાદ હરીપ્રસાદ ........ | કુતીયાણાના વહીવટદાર. |
| | ૩૫ | અમરજી આણંજી .......... | બાપુમીયાં સાહેબના ખાનગી કારભારી. |
| નવાનગર. | ૧ | ભગવાનજી કરમશી.......... | કારભારી. |
| | ૨ | શેઠ વેલજી દેવજી .......... | જ્યુડીશીયલ કમીશનર. |
| | ૩ | કાનજી કલ્યાણજી .......... | ખાનગી કારભારી. |
| | ૪ | માધવજી ભગવાનજી........ | દીવાની કોર્ટના મુખ્ય અધીકારી. |
| | ૫ | જાડેજા ભુપતસંગ .......... | ફોજદારી ન્યાયાધીશ. |
| | ૬ | માહાદેવ દેવચંદ ............ | વકીલ. |
| | ૭ | જાડેજા જાલમસંગ .......... | ભાયાત. |
| | ૮ | મલેકનોરંગ .............. | ઉમરાવ. |
| | ૯ | જાડેજા જેઠીજી રાઘુજી........ | ભાયાત. |

| તાલુકાનાં નામ. | જે શખ્સને ખુરશી મળેછે તેનું નામ. | હુદ્દો. |
|---|---|---|
| નવાનગર. | ૧૦ જાડેજા ભગવતસંગ.......... | ભાયાત. |
| | ૧૧ નારાયણરાવ વાસુદેવ ખારકર.... | વડા ન્યાયાધીશ. |
| | ૧૨ પોપટવેલજી.............. | ખંભાલીયાના માજીસ્ટ્રેટ. |
| | ૧૩ માધવરાવ જોગલેકર........ | ડાકટર. |
| | ૧૪ રજપુત વાઢેલ બાલુબા........ | |
| | ૧૫ રજપુત સોઢા ભાવસંગજી...... | |
| | ૧૬ જમાદાર અબદે રેહેમાન...... | અમીર. |
| | ૧૭ આજમ ખોગાંનજા સાહેબ.... | પલટણના કમાંડીંગ. |
| | ૧૮ જાડેજા ભાવસંગજી........ | ભાયાત. |
| | ૧૯ વીરચંદ જસરાજ............ | પ્રાંતના વકીલ. |
| ભાવનગર. | ૧ ગૌરીશંકર ઉદેશંકર.......... | મુખ્ય દીવાન. |
| | ૨ સંતોકરામ સેવકરામ........ | કારભારી. |
| | ૩ જસાભાઈ નાજીભાઇ........ | વજીર. |
| | ૪ સામળદાસ પરમાનંદદાસ...... | સર ન્યાયાધીશ. |
| | ૫ છગનલાલ સંતોકરામ........ | ખાનગી કારભારી. |
| | ૬ વજેશંકર ગૌરીશંકર.......... | વહીવટદાર. |
| | ૭ મેહેરવાનજી નસરવાનજી...... | મુંબઈ એજંટ. |
| | ૮ સવાઇલાલ શોમજી.......... | રાજપ્રકરણી કારભારી. |
| | ૯ વજેશંકર ગુલાબરાય........ | નાયબ કારભારી. |
| | ૧૦ પ્રભાશંકર ગવરીશંકર........ | વહીવટદાર. |
| | ૧૧ જયંતીલાલ વેણીલાલ........ | આસીસ્ટેન્ટ સર ન્યાયાધીશ. |
| | ૧૨ મેર ભાઈજી.............. | ખજાનચી. |
| | ૧૩ સવાઈગર................ | સેનાપતી. |
| | ૧૪ નાગભાઇ નાહાંનાભાઇ........ | નાયબ વજીર તથા દરબાર શ્રીના સગા. |
| | ૧૫ કાલુભાઇ................ | સદર. |

| તાલુકાનાં નામ. | જે શખ્સને ખુરશી મળેછે તેનાં નામ. | હુદ્દો. |
|---|---|---|
| ભાવનગર. | ૧૬ કાહાનાંજી .............. | દરબાર શ્રીના સગા. |
| | ૧૭ જીવણ જમાદાર ............ | આસીસ્ટેન્ટ સેનાપતી. |
| | ૧૮ સાલમ ખાન સાદલા.......... | આરબના જમાદાર |
| | ૧૯ નાકુવીશ ................ | પાદલનો સેનાપતી. |
| | ૨૦ જમાદાર સલેમાન ......... | આરબના અગ્રુપંચ. |
| | ૨૧ સકુર મીઠણ ............. | જમાદાર. |
| | ૨૨ શેખજીવા ................ | સદર. |
| | ૨૩ વલીઉદીન................ | રીસાલદાર. |
| | ૨૪ રણછોડદાસ વીઠલજી ........ | દેસાઇ. |
| | ૨૫ સંતોકરામ માધવજી.......... | વકીલ. |
| | ૨૬ લખમીશંકર કેશવરામ ...... | પ્રાંતના વકીલ. |
| ધ્રાંગધ્રા. | ૧ કુંવરશ્રી પચાણસંગજી— | |
| | ૨ કુંવરશ્રી હેમતસંગજી— | |
| | ૩ કુંવરશ્રી રૂઘનાથસંગજી— | |
| | ૪ કુંવરશ્રી જેઠીજી ચરાડવાના— | |
| | ૫ જાડેજા તખતસંગજી— | |
| | ૬ મેહેતા મકનજી ધનજી ........ | મુખ્ય કારભારી. |
| | ૭ ઇશ્વરલાલ ઉછવરામ ... ...... | ન્યાયાધીશ. |
| | ૮ માહાંત મોતીગર ગોવીંદગર— | |
| | ૯ માધવજી એતશી............. | મુખ્ય વકીલ. |
| મોરબી. | ૧ સજનપરના જાડેજા વીભાજી.... | ભાયાત. |
| | ૨ મેતા ઝુંઝા સખીદાસ.......... | કારભારી. |
| વાંકાનેર. | ૧ કુંવરો ........... ...... | ફટાયા. |
| | ૨ દલપતરામ પરજારામ ........ | કારભારી. |
| વઢવાણ. | ૧ કુંવરો .................. | ફટાયાત. |
| | ૨ નારાયણજી દુલભજી ........ | કારભારી. |

| તાલુકાનાં નામ. | | જે શખ્સને ખુરશી મળેછે તેનાં નામ. | હુદ્દો. |
|---|---|---|---|
| પાલીટાણા. | ૧ | ગોહેલ કલ્યાણસંગજી .......... | ભાયાત. |
| | ૨ | ગોહેલ ભાવસંગજી .......... | ભાયાત. |
| | ૩ | હામદ રોઠ .............. | ખાનગીકારભારી. |
| | ૪ | તઇબ હાસમ .............. | રેવન્યુખાતાના મુખ્ય અમલદાર. |
| | ૫ | અબદલખાંન મહમદ ........ | ન્યાયાધીશ. |
| | ૬ | | મુખ્ય વકીલ. |
| | ૭ | કેશવલાલ નાનાભાઈ........ | પ્રાંતના વકીલ. |
| ધ્રોલ. | ૧ | કુંવર .................. | ફટાયા. |
| | ૨ | જાડેજા કેસરીસંગ .......... | ભાયાત. |
| | ૩ | શીવશંકર બાવામેતા ........ | મુખ્ય કારભારી. |
| | ૪ | કૃપારામ જીભાઈ............ | દફતરી. |
| | ૫ | દોલતરામ પરજારામ ........ | મુખ્ય વકીલ. |
| | ૬ | ધીરજરામ આતમારામ ...... | ન્યાયાધીશ. |
| | ૭ | જાડેજા કસલાજી............ | સર ન્યાયાધીશ. |
| | ૮ | પ્રાણજીવન હરજીવન ........ | સરપદડ વહીવટદાર. |
| ગોંડલ...... | | જાડેજા અભેસંગ .......... | દરબારના સગા. |
| પોરબંદર. | ૧ | કુંવરો .................. | ફટાયા. |
| | ૨ | કરમચંદ ઓતમચંદ.......... | કારભારી. |
| | ૩ | મોતીલાલ રામજી .......... | મુખ્ય વકીલ. |
| થાનલખતર. | ૧ | વીઠલદાસ વલભદાસ ........ | કારભારી. |
| | ૨ | ઝાલા દાજીભાઇ ............ | ભાયા કારેલાના. |
| સાયલા. | ૧ | ઝાલા હરીસીંગ ............ | ભાયાત. |
| | ૨ | શામલદાસ વલભદાસ ........ | કારભારી. |
| | ૩ | વલભદાસ કરસનદાસ ........ | જુનાં માણસ. |

| તાલુકાનાં નામ. | | જે શખ્સને ખુરશી મળેછે તેનાં નામ. | હુદ્દો. |
|---|---|---|---|
| ચુડા. | ૧ | વખ્તસંગજી | ફટાયા. |
| | ૨ | પ્રભાશંકર માધવજી | કારભારી. |
| જસદણ | | કુંવરો | ફટાયા. |
| બાંટવા. | ૧ | બાબી કમાલુદીન ખાન | |
| | ૨ | બાબી શેરખાન | |
| | ૩ | બાબી શામતખાન | |
| વળા | | આજમ કેશવલાલ ભગવાનલાલ. | હાલના કારભારી. |
| મુળી | | બુલાકીરામ | ન્યાયાધીશ. |
| જેતપોર. | ૧ | ઉપલી કોર્ટના મેમ્બરો | |
| | ૨ | ગવરી શંકર ઉમીયા શંકર | દફતરદાર. |
| | ૩ | બાપુજી પરતાપરામ | ફોજદાર. |
| અમરેલીના અમલદારો. | ૧ | માણેકવાડા છાવણીના | સુબા. |
| | ૨ | શેઠમાવજી હીરજી | વહીવટદાર. |
| | ૩ | રૂગનાથરામ ગવરીદાસ | મજમુદાર. |
| | ૪ | ત્રીકમરાય | સદર. |
| | ૫ | જાદવરાય | સદર. |
| | ૬ | | સર ફોજદાર. |
| | ૭ | | બક્ષી. |
| | ૮ | | સેનાપતી. |
| | ૯ | | કામદાર. |
| | ૧૦ | | પોતદાર. |
| | ૧૧ | | માનકારી મંડલ. |

## એજનસીના સરકારી નોકર.

આજમ દફતરદાર.

,, હેડ કલાર્ક, રેવીન્યુ તથા જ્યુડીશીયલ.

,, હેડ આકાંઊંટંટ.

,, ત્રેજરર.

,, શીરસ્તેદાર, રેવીન્યુ તથા જ્યુડીશીયલ.

,, પોલીટીકલ આસીસ્ટંટ સાહેબના શીરસ્તેદારો.

,, અખ્તીયારવાળા થાણદારો.

,, ખીટીશ તથા ગાયેકવાડ સરકાર મજમુદાર.

## તાલુકદારો પાસેથી જે ગાડાં વીગેરે મંગાવવામાં આવેછે તેનાં ભાડાંનો ચાલતો દર.

તારીખ ૧ અકટોબરથી તા૰ ૧૫ જુન સુધી નીચે મુજબ.

૧. બે અથવા વધારે બળધવાળા ગાડામાં ૨૦ મણ (૪૦શેરનો એકમણ) સુધી ભાર ભરવો અને તેનું ભાડું દર કોશ (બે માઇલ) ૩ આના મુજબ આપવું પણ પાંચ કોશ અગર તેથી ઓછું ચાલ્યા હોય ત્યારે એક ગાડાંનું ભાડું એક રૂપીયાથી કોઇ પણ પ્રકારે કમી આપવું નહીં અને એકનું એક ગાડું વાજબી એક મજલ સુધી લઈ જવું.

૨. સીગ્રામ અથવા ગાડીસારૂ બે બળધો (ગાડાં શીવાએ) નું ભાડું ઉપર મુજબ આપવું.

૩. બેગારી ૧ ને દરકોશે એક આના મુજબ આપવું.

૪. રસ્તાના ભોમીયાને દરકોશ ૧ ની ૯ પાઈ મુજબ આપવું.

૫. પગી અથવા રાતની ચોકીવાળાને એક રાતના ૩ આના આપવા.

તા૰ ૧૬ જુનથી તા૰ ૩૦ સપટેંબર સુધી.

૬. પહેલી તથા બીજી કલમમાં જેને વાસ્તે જે દર ઠરાવ્યો છે તેથી બમણા દર મુજબ આપવું.

૭. કોઈ ગાડાંને બાર કલાક ગેકયું હોય તો તેને દરગાડે આઠ આના મુજબ ભથું આપવું.

૮. મુકામ શરૂ થયાપછી ચાર કલાકની અંદર સઘળાં ગાડાંનું ભાડું ચુકવી આ-પવું; જો કોઇ ગામે રાત પડી ગયાપછી પોહોંચાય તો વળતે દીવસે સુર્ય ઉગ્યા પછી એક કલાકની અંદર આપવું અને તે ઉપરાંત જેટલો વખત સુધી રોકી રાખે તેનું દરકલાકે દરગાડે ૧ આનો વધારે આપવો.

૯. કોઇ ગાડાંને કાંઈ પણ કારણથી એક વાજબી મજલથી વધારે લઈ જવું.

૧૦. કોઇ પણ સરકારી નોકર કામગરી ઉપર જતાં એક ગામે આવી પોંહોચ્યા પછી જેટલાં ગાડાં જોઈતાં હોય તેની ખબર તુરતજ ગામમાં દેવી અને તેપ્રમાણે વાજબી મુદતની અંદર પુરાં પાડવાને તાલુકદાર તરફના અધિકારીની ફરજ છે; એપ્રમાણે પુરાં પાડવામાં તેઓ તરફથી કસુર થાયતો તેની પોલીટીકલ એજંટ સાહેબને નકી ખબર મળેથી તેઓને દંડ થાય છે અને તે દંડ જેટલી ઢીલ કરવામાં આવી હોય તેનાં પ્રમાણમાં કરવામાં આવેછે.

## કાઠીયાવાડ પ્રાંતમાં વકીલાતનું કામ કરવા માટે જે પાસથએલા છે તથા જેને પરવાનગી મળી છે તેઓનાં નામ.

૧ શેઠ કુંવરજી કોયાજી.
૨ છોટાલાલ કુંવરજી.
૩ વજેશંકર નાહાનાભાઈ.
૪ વેણીશંકર લક્ષ્મીરામ.
૫ મુળજી વનમાળી દાસ.
૬ જાદવરાય હરીશંકર.
૭ નગીનદાસ બ્રીજભુખણદાસ.
૮ ગીરજાશંકર ત્રીકમજી.
૯ સાકરલાલ શંભુલાલ.
૧૦ કરમસી જેઠા.
૧૧ ગોપાળજી ભવાન.
૧૨ વીઠલ ઘેલા.
૧૩ ગોવીંદજી મેઘજી.
૧૪ હરીશંકર પ્રાણજીવન.
૧૫ ગુલાબદાસ બ્રીજભુખણદાસ.
૧૬ કાળીદાસ જેઠાભાઇ.
૧૭ વજેશંકર રેવાશંકર.
૧૮ વાઘજી કરમશી.
૧૯ રામરાય બળવંતરાય.
૨૦ લાલજી પીતાંબર.
૨૧ સવજી વાહાલજી.
૨૨ મોતીચંદ તળશી.
૨૩ રાજારામ મોતીરામ.
૨૪ શવજી રામજી.
૨૫ જે. ઝેડ. હ્યુએટ.
૨૬ નરસંગ પ્રસાદ દુલભજી.
૨૭ ભવાની દાસ નેનુંમલ વજીરાણી.
૨૮ દેવશંકર શીવશંકર.
૨૯ માણેકલાલ આણંદલાલ.
૩૦ જીવણલાલ અમ્રતલાલ.

૩૧ લખ્મીચંદ વાહાલજી.
૩૨ નાગજી હેમરાજ.
૩૩ પીતાંબર મોરારજી.
૩૪ મોતી જસરાજ.
૩૫ શીવકરામ મનસુખરામ.
૩૬ છબીલદાસ નરભેરામ.
૩૭ પરભુ જસરાજ.
૩૮ રૂપજી ઉર્ફે ઓધડ પરજારામ.
૩૯ ઇશ્વરજી આણંદજી.
૪૦ માધવરાય વજેશંકર.
૪૧ કાશીરામ વજેરામ.
૪૨ માવજી દેવચંદ.
૪૩ સોમચંદ વેલજી.
૪૪ ભગવંતરાય નરસંગરાય.
૪૫ વર્ધમાન મકનજી.
૪૬ મણીશંકર દયાળજી.
૪૭ જમીયતરામ ગોવીંદરામ.
૪૮ માહાદેવ દેવચંદ.
૪૯ કેશવલાલ નાહાનાભાઇ.
૫૦ ભાણજી પ્રભુદાસ.
૫૧ પોપટ વેલજી.
૫૨ સંતોકરામ માધવજી.
૫૩ માધવજી ખેતશી.
૫૪ મોતીલાલ રામજી.
૫૫ જેઠા ગંગારામ.
૫૬ ઘેલા આણંદરામ.
૫૭ દોલતરામ પ્રજારામ.
૫૮ હીમતરામ ઘેલા.
૫૯ સુંદરજી દુરગાદાસ.
૬૦ દેવજી રવજી.
૬૧ રેવાશંકર મયાશંકર.
૬૨ ગુલાબ આણંદરામ.
૬૩ વીરચંદ જસરાજ.
૬૪ દલપતરામ આણંદરામ.
૬૫ યારમહમદ ગુલામ અલી.
૬૬ સેવકરામ સંતોકરામ.
૬૭ લક્ષ્મીશંકર કેશવરામ.
૬૮ વરજદાસ દુરગાદાસ.
૬૯ નર્મદાશંકર નિત્યાનંદ ઠાકોર.
૭૦ દુરગાશંકર પ્રાણશંકર.
૭૧ વીઠલ વેલજી.
૭૨ હેમતલાલ રેવાશંકર.
૭૩ તુળશી માધવજી.
૭૪ શંકરજી શામજી.
૭૫ દુલેરાય રામજી.
૭૬ શીવપ્રસાદ નાહાનાભાઇ.
૭૭ નારાયણરાવ વાસુદેવ ભાસ્કર.
૭૮ પ્રાણલાલ શંભુલાલ.
૭૯ સુખદેવરામ આદીતરામ.
૮૦ જોન. મેથ્યુ. ડાયાસ.
૮૧ નારાયણ રામચંદ્ર.
૮૨ કૃપાશંકર ઉમીયાશંકર.
૮૩ બદ્રીનાથ ગણપતરામ.

# કાઠીયાવાડમાં

## દીવાની કામમાં ઈનશાફ કરવાની રીતી બાબત ધારા.

### કોરટોના અધિકાર બાબત.

૧. પોલીટીકલ એજન્સી ખાતાના ચાલતા ધારાથી જે ફરીયાદી સાંભળવાની કોરટોને* મને છે તે શીવાય દીવાની કામ બાબતની સઘળી ફરિયાદી તે કોરટોએ સાંભળવી.

૨. આગળ ચાલેલી કોઇ ફરિયાદીમાં દાવાનું જે કારણ મુખત્યાર કોરટે સાંભળીને તેહેનો ફેસલો કરેયો હોય તેજ કારણ ઉપરથી ફરીથી કરેલી ફરીયાદી દિવાની કોરટોએ સાંભળવી નહીં.

૩. હાલ જે કાએદા ચાલે છે તથા હવે પછી જે અમલમાં આવશે તેઓમાં રૂપીઆની રકમ બાબત અથવા બીજી જે હદ ફરમાવેલી હોય તે ઉપર નજર રાખીને આ કાયદામાં જે ફરીયાદ દીવાની કોરટો સાંભળી શકે એમ ફરમાવેલું છે તે સરવે ફરીયાદી દરેક દરજ્જાની દિવાની કોરટોએ દાખલ કરવી, અને તજવીજ કરીને તેઓનો ફેસલો કરવો; પણ જો તે ફરિયાદી જમીન અથવા બીજી સ્થાવર મીલકત બાબત હોએ, તો તે જમીન અથવા મિલકત તે કોરટોની પોતપોતાની હકુમતની હદમાં જોઇયે, અને બીજી કોઇપણ બાબતની હોય, તો ફરિયાદીનું કારણ તે હદમાં બન્યું જોઇયે અથવા ફરિયાદી કરતી વેળાએ પ્રતીવાદી તે હદમાં રેહેતો હોય, અથવા કમાઈને સારૂ જાતે કામ કરતો હોય, એહેવું જોઇયે.

૪. જે ફરિયાદી કરવી તે તેહેનો ઇનસાફ કરવાનો સર્વથી નીચલા દરજ્જાની જે કોરટને અખત્યાર હોય તે કોરટમાં કરવી. પણ યોગ્ય કારણ નજરમાં આવે તો કોઇપણ નીચલી કોરટમાં કરેલી ફરિયાદી ત્યાંહાંથી કાહાડીને તેહેનો ઇનસાફ પોતે કરવાને અથવા પોતાને તાબેની કોઇ પણ બીજી કોરટને સોંપવાને, પોલીટીકલ એજંટ સાહેબ મુખત્યાર છે

---

*એ કોરટો નીચે લખેલી સમજવી.—પોલીટીકલ એજંટ સાહેબની કોરટ, સઘળા આસીશ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબની તથા દીવાની ખાતામાં હવેપછી જે અધીકારી મુકરર કરવામાં આવે તેની કોરટો.

૫. દરેક ફરિયાદીમાં તે ફરિયાદીનાં કારણમાંથી ઉત્પન્ન થતો સઘળો દાવો આ-વવો જોઇએ, પણ કોઈ પણ કોરટના અધીકારમાં મુકદમો આણવાને પોતાના દાવાનો કાંઈ ભાગ મરજીમાં આવે તો મુકી દેવાને વાદી મુખત્યાર છે. જો વાદી પોતાના દાવાનો કાંઈ ભાગ મુકીદે અથવા તેહેનો દાવો નહીં કરે તો પાછળથી તે મુકી દીધેલા અથવા નહીં દાવો કીધેલા ભાગની ફરીઆદી શાંભળવામાં આવશે નહીં.

૬. તેના તેજ પક્ષકારો વચે તેજ કોરટ શાંભળી શકે એહેવાં જુદાં જુદાં દાવાના કારણો એકજ ફરીઆદીમાં શામીલ કરાએ પરંતુ તેમ કરયા પછી દાવાની રકમ અથવા તકરારી મીલકતની કીંમત બાબતનો સઘળો દાવો તે કોરટના અખત્યારથી બહાર જવો નહીં જોઈયે.

૭. જમીન લેવાનો દાવો તથા તે જમીનની દરમીયાંન ઉપજનો દાવો એઓને ઉપલી બે કલમોના અર્થ પ્રમાણે દાવાનાં જુદાં જુદાં કારણ સમજવાં.

૮. જો તે મીલકત જુદા જુદા પ્રાંતોની હદમાં આવેલી હોય, તો જે મુખત્યાર કોરટની હકુમત મધે તે તકરારી જમીન અથવા બીજી સ્થાવર મીલકતનો મુખ્ય ભાગ આવેલો હોય તે કોરટમાં ફરીયાદી કરવી.

## પ્રથમ નિયમ.

૯. કોઈ પણ દીવાની કોરટને જે અરજ કરવી તે કામ, તથા કોઇ પણ દીવાની કોરટમાં પક્ષકારોને હાજર થવાનું કામ તે ધણીથી જાતે, અથવા તેહેના કબુલ કરેલા મુખત્યારથી અથવા તેહેની વતી કામ કરવાને ધારા પ્રમાણે નીમેલા વકીલથી થવું જોઇયે; પણ ચાલતા ધારા પ્રમાણે કોઈ પણ માણસને એ પ્રમાણેનાં કામ કરવાને કોરટ અખત્યાર આપી શકે છે.

૧૦. પક્ષકારોના જે કબુલ કરેલા મુખત્યારોથી અરજ કરવાનું તથા હાજર થવાનું કામ કરી શકાય તેઓની તફશીલ નીચે પ્રમાણેઃ—

૧. જે પક્ષકાર કોરટની હકુમતની માંહે નથી તેઓની તરફથી અરજ કરવાનું તથા હાજર થવાનું કામ કરવાનો અખત્યાર જેહેમાં આપેલો છે એહેવાં કુલ મુખત્યારનામાં જે શખસોની પાસે હોય તે શખસો.

૨. જે પક્ષકાર કોરટની હકુમતની માંહે નથી તેઓની વતી તથા તેઓને નામે વેપાર ધંધો કરનારા શખસો તે વેપાર ધંધાને લગતીજ બાબતમાં

અને સદરહુ અરજ કરવાનું તથા હાજર થવાનું કામ કરવાને કોઈ બીજો મુખત્યાર નહીં ઠરાવ્યો હોય તોજ.

૩. કોઇ પણ ફરીયાદી અથવા ઈનસાફનાં કામ બાબત સરકારની તરફથી અથવા એજનસી તરફથી કામ કરવાને પોતાના ઓહદાના સબબથી અથવા બીજી રીતે તેઓને અખત્યાર હોય તે શખસો.

૪. કોઈ પણ રાજા અથવા સ્વતંત્ર સરદાર અંગ્રેજ સરકારના રાજ્યમાં અથવા રાજ્ય બાહેર રેહેતો હોય, તેહેની અરજ ઉપરથી તેહેની તરફથી ફરીયાદી ચલાવવા અથવા જવાબ કરવા સારૂ સરકારના હુકમથી ખશુસ નીમેલા શખસો.

૫. કાઠીયાવાડના મુલકમાં જે રાજાઓને તથા તાલુકદારોને સરકારે પેહેલા તથા બીજા વરગનો અખતીયાર આપ્યો હોય તેઓએ મુકરર કરેલા શખસો.

૬. કાઠીયાવાડ મુલકના બીજા તાલુકદારોએ મુકરર કીધેલા શખસોને કોરટ ખાશ કારણસર મંજુર કરે તો તે.

૭. કોઈ અરજદાર અથવા નોકરના કુટંબના માણસો પણ તે વકીલનો ધંધો કરતા હોય અથવા કાંઈ ખાસ કારણસર કોરટમાં હાજર થવાને રજા આપેલી હોય એવા શખસો ન હોય તો.

કોઈ ફરીયાદીની બાબતમાં જે નોટીશ અથવા હુકમ કબુલ કરેલા મુખત્યારને આપ્યા અથવા પોહોંચાડ્યા હોય તો તે ફરીયાદી બાબત સઘળાં કામમાં ખુદ પક્ષકારનેજ આપ્યા અથવા પોહોંચાડયા હોય એમ સમજવું.

૧૧. સદરહુ અરજ કરવાનું અથવા હાજર થવાનું કામ કરવાને વકીલ ઠરાવવો તે લખીને ઠરાવવો, અને તે લેખ કોરટમાં દાખલ કરવો.

૧૨. દેશની રીતભાત પ્રમાણે જે ઓરતોને ચાર લોકમાં હાજર કરવી નહીં જોઇયે, તેઓને કોરટમાં જાતે હાજર થવાનો હુકમ કરવો નહીં.

૧૩. પોલીટીકલ એજંટ સાહેબ તથા આસીસ્ટંટ સાહેબોની નજરમાં આવે કે ફલાણા શખસનો મરતબો એટલો છે કે કોરટમાં જાતે હાજર થવાનો તેને હુકમ થવો ન જોઈએ, તો તે પ્રમાણે તેને જાતે હાજર થવાને હુકમ કરવો નહીં એમ ફરમાવવાને, અને મરજીમાં આવે ત્યારે તે ફરમાવેલું રદ કરવાને તેઓ મુખત્યાર છે.

૧૪. આ ધારામાં ફરમાવ્યા મુજબ જેજે હુકમ કરવા જોઇએ તે જે પક્ષકારે અરજ કર્યા ઉપરથી કરવામાં આવે તે પક્ષકારને ખરચે પોહોંચાડવા, અને તે હુકમ પોહોંચાડવાના ખરચને માટે જેટલી રકમ જોઇએ તેટલી હુકમ થતા પેહેલાં કોરટમાં ભરવી.

૧૫. જે અરજી, લખેલી હકીકત અથવા લખેલી પ્રતિજ્ઞાનાં સાચાપણાં વિશે એકરાર કરવાનું આ ધારામાં ફરમાવેલું છે, તે અરજી, હકીકત, અથવા પ્રતીજ્ઞામાં એકરાર કરનાર શખ્સ જે વાતને જુઠી જાણે અથવા માને છે, અથવા જે વાત સાચી છે, એહેવું જાણતો અથવા માનતો નથી, એહેવી કાંઈ વાત જો લખી હોય તો તે શખ્સ શિક્ષા પામવાને યોગ્ય થશે.

## છેલું હુકમનામું થતાં સુધી ફરિયાદી બાબત.

### ફરીયાદી કરવા બાબત.

૧૬. જે ફરીયાદી કરવી તેહેનાં આરંભમાં એક અરજી કરવી, અને તે અરજી વાદીએ જાતે કરવી, પણ કોરટના ધારા પ્રમાણે તેના મુખ્ત્યારને હાજર થવાની રજા હોએ તો તે મુખ્ત્યાર અરજી કરરો તો ચાલશે.

૧૭. તે અરજી અંગરેજી અથવા ગુજરાતી ભાષામાં સાફ રીતે લખવી, અને તે મધ્યે નીચલી ખીના આવવી જોઈએ.

૧લી વાદીનું નામ, વર્ણન, તથા રેહેવાનું ઠેકાણું.

૨જી. નિશ્ચય થઈ શકે, ત્યાંહાંસુધી પ્રતીવાદીનું નામ, વર્ણન, તથા રેહેવાનું ઠેકાણું.

૩જી. જે દાદ માગવી હોય તે, દાવાની બાબત, ફરીયાદીનું કારણ તથા તે કયારે ઉત્પન્ન થયું તે; અને હંમેશ એહેવી ફરીયાદી કરવાને કોઇ ઠરાવમાં જે મુદત બાંધી હોય તે મુદત જો ફરીયાદીનું કારણ ઉત્પન્ન થયા પછી વીતી ગઇ હોય, તો તે ઠરાવ નહીં લાગુ પડવાનું જે કારણ દેખાડવું હોય તે કારણ.

૪થી. જો જમીન બાબત અથવા જમીન માંહેલા કાંઈ હક બાબત દાવો હોય, તો તે જમીનનો ભોગવટો કેહેવી શરતથી છે તે અથવા તે માંહેલો હક કહી રીતનો છે તે, લખવું જોઈએ; અને જે જમીન

બાબતનો દાવો હોય તે જમીન કોઈ ગામ અથવા બીજા પ્રસીદ્ધ ભૂ-પ્રદેશનો ભાગ હોય તો, અથવા કોઈ ઘર, વાડી, અથવા એહેવી બીજી મિલકત બાબતનો દાવો હોય તો, તેહેનાં બયાનમાં તેહેની હદ લખવી, અથવા બીજી રીતિ તે મિલકત બરાબર ઓળખી શકાય તેમ લખવું.

૧૮. અરજી ઉપર વાદીએ સહી કરવી તથા તેહેનો વકીલ હોય તો તેણે પણ સહી કરવી, અને તેહેના સાચાપણાં બાબત તે અરજીની નીચે હેઠળ લખ્યા પ્રમાણે અથવા તેહેવી મતલબનો એકરાર વાદીએ લખવો.

"ઉપલી અરજીમાં લખેલો વાદી હું (અ. બ.) એકરાર કરૂં છઉં કે એ અરજીમાં જે વાત લખી છે તે માહારા જાણ્યાં તથા માન્યા પ્રમાણે સાચી છે."

૧૯. દુરીના સબબથી અથવા બીજાં મજબૂત કારણને લીધે વાદીથી અરજી ઉપર સહી તથા એકરાર નહીં થઇ શકે એહેવું હોય તો જે શખ્સ કોરટની નજરમાં એકરાર કરવાને યોગ્ય આવે તે શખસને વાદીની તરફથી અરજી ઉપર સહી તથા એકરાર કરવા દેવાને કોરટ મુખ્ત્યાર છે.

૨૦. ઉપર જે જે બીના લખવાનું ફરમાવ્યું છે તે તે બીના જો નહીં લખી હોય, અથવા નહીં ફરમાવેલી બીના લખી હોય, પછી તે ફરીયાદીમાં કામ લાગે એહેવી હોય કે નહીં તોપણ, અથવા હકીકત નકામી લંબાવી દીધી હોય, અથવા ઉપર ફરમાવ્યા મૂજબ અરજીપર સહી તથા એકરાર કરવામાં નહીં આવ્યા હોય, તો કોરટ તે અરજી નામંજુર કરવાને, અથવા, નજરમાં આવે તો તે અરજી સુધારવાની રજા આપવાને, મુખ્ત્યાર છે.

૨૧. કોરટની નજરમાં એહેવું આવે કે દાવાનો આંક યોગ્ય રીતે બાંધ્યો નથી, અને કોરટે ફરમાવ્યા પછી વાદી તે અયોગ્ય આંકને સુધારે નહીં, તો કોરટે તે અરજી નામંજુર કરવી.

૨૨. અરજી ઉપરથીજ, અથવા વાદીને સવાલ કરતાં, કોરટની નજરમાં એહેવું આવે કે અરજીમાં લખેલી બાબત ફરીયાદીનું કારણ બનતી નથી, અથવા મુદ્દત વીતી ગયાથી ફરીયાદી કરવાનો હક બંધ થયો છે, તો કોરટે તે અરજી નામંજુર કરવી.

૨૩. કોરટની નજરમાં એહેવું આવે કે ફરીયાદીનું કારણ હમારી હકુમતની હદમાં ઉત્પન્ન થયું નથી, અને પ્રતીવાદી હમારી હકુમતની હદમાં રેહેતો નથી

અથવા કમાઈને સારૂ જાતે મેહેનત કરતો નથી, અથવા દાવોછે તે જમીન અથવા બીજી સ્થાવર મિલકત બાબતનો છે અને તે જમીન અથવા બીજી સ્થાવર મિલકત હમારી હદમાં નથી, તો જે કોરટમાં આપવી જોઇએ તે કોરટમાં આપવાને તે અરજી કોરટે વાદીને પાછી આપવી.

૨૪ કાઠીયાવાડના મુલકની બાહાર જે શખ્સ ઘણુંકરીને રેહેછે, અને તકરારી મિલકત શિવાય જેહેની કાંઇ જમીન અથવા બીજી સ્થાવર મિલકત, એ મુલકમાં નથી એહેવા શખ્સે કરેલી ફરીયાદી સાંભળવી નહીં; પણ અરજી આપતી વખતે, અથવા કોરટ ફરમાવે તેટલી મુદતમાં, વાદી તે ફરીયાદીમાં પ્રતિવાદીને જે ખરચ થાય તે સઘળા ખરચનો જામીન આપે, તો તે ફરીયાદી સાંભળવી.

૨૫. ઉપર લખેલી કલમો માહેલી કોઈ કલમ મૂજબ અરજી નામંજુર કરી હોય, તો તે અરજી નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલશે.

૨૬. વાદી કોઈ દસ્તાવેજ ઉપરથી ફરિયાદી કરતો હોય, અથવા પોતાના દાવાના આધારમાં તે દસ્તાવેજને પુરાવા દાખલ ગણતો હોય, તો અરજી આપતી વખત તેણે તે દસ્તાવેજ કોરટમાં હાજર કરવો, અને તે વખતે અરજીની સાથે દાખલ કરવાને તે દસ્તાવેજની એક નકલ આપવી; જો તે દસ્તાવેજ દુકાનના ચોપડા અથવા બીજા ચોપડામાંની કાંઈ રકમ હોય, તો તે ચોપડો તથા જે રકમ ઊપર વાદી આધાર રાખે છે તે રકમની એક નકલ એ બેવાનાં વાદીએ કોરટમાં હાજર કરવાં પછી ઓળખવાને માટે કોરટે તુરત તે દસ્તાવેજ ઉપર નીશાણી કરવી અને અશલ તથા નકલને મુકાબીલ કરીને અશલ દસ્તાવેજ વાદીને પાછો આપવો. જો વાદીની નજરમાં યોગ્ય આવે, તો નકલને ઠેકાણે અશલ દસ્તાવેજ દાખલ કરવા શારૂ આપવાને તે મુખત્યાર છે. જો કોરટની નજરમાં પાકું કારણ આવે, તો હાજર કરેલો દસ્તાવેજ અટકાવીને યોગ્ય જણાય ત્યાંહાંસુધી તથા તેહેવી શરતથી પોતાના કોઈ અમલદારના કબજામાં તે રાખવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

૨૭. પ્રતીવાદીના કબજામાં અથવા અખત્યારમાં કોઈ દસ્તાવેજ હોય તે હાજર કરાવવાની જો વાદીની મરજી હોય, તો અરજી આપતી વખતે તે દસ્તાવેજ કેહેવી તરેહનો છે તેહેનું બયાન લખીને કોરટને આપવું કે તે હાજર કરવાનો પ્રતીવાદીને હુકમ કરવામાં આવે.

## પ્રતિવાદીને સમન કરવા બાબત.

૨૮. અરજી નોંધવામાં આવી એટલે પ્રતીવાદીની ઉપર જડજની સહી સાથેનો એક સમન કરવો, અને તેહેમાં એમ ફરવામાવવું કે ફલાણે દીવસે તમે જાતે હાજર થઈને દાવાનો જવાબ આપો અને કેટલાંએક બાધ્યકામોમાં જાતે હાજર થવાનું ન લખતાં મુખત્યારને હાજર થવાને લખવું.

૨૯. પ્રતીવાદીના કબજા અથવા અખત્યાર માંહેલો કોઈ દસ્તાવેજ વાદી જોવા માગતો હોય, અથવા પ્રતીવાદી પોતાના જવાબના આધારમાં ગુજારવાનો વીચાર રાખતો હોય, તે હાજર કરવાનું હાજર થવાનાં સમનમાં પ્રતીવાદીને ફરમાવવું.

૩૦. પ્રતીવાદીને હાજર થવાનો દીવશ કોરટે ઠરાવવો તે પ્રતીવાદી ક્યાંહાં રેહે છે. તથા તેહેને સમન પોહોંચાડતાં કેટલી મુદત લાગશે, એ વાતનો વિચાર કરીને ઠરાવવો; અને દીવસ ઠરાવવો તે એહેવો ઠરાવવો કે તે દીવસે પ્રતીવાદીને જાતે અથવા વકીલની મારફતે હાજર થઇને જવાબ કરવાની ઘટતી મુદત મળે.

## પ્રતિવાદીને સમન પોંહોંચાડવા બાબત.

૩૧. સમન કોરટના યોગ્ય અમલદારને આપવો, અને તેણે જાતે અથવા પોતાના હાથ નીચેનાં કોઈ માણસની મારફતે તે પોહોંચાડવો તે સમન બરાબર પોહોંચાડ્યો એ વાતનો જવાબદાર તે અમલદાર ગણાશે.

૩૨. સમન પોંહોંચાડવો તે એહેવી રીતે કે જડજની સહી સાથેની તેહેની એક નકલ પ્રતિવાદીને આપવી અથવા આપવા માંડવી, અને એકથી વધારે પ્રતિવાદી હોય તો દરેકને એકેક નકલ આપવી અથવા આપવા માંડવી.

૩૩. બનીશકે ત્યાંહાં સુધી સમન પ્રતીવાદીને હાથોહાથ પોંહોંચાડવો; પણ સમન લેવાને તેણે કોઇ માણસને અખત્યાર આપ્યો હોય તો તેને સમન પોહોંચાડ્યો એટલે થયું.

૩૪. પ્રતિવાદી મળીશકતો નહીં હોય, અને સમન લેવાને તેણે કોઇને અખત્યાર આપેલો નહીં હોય તો તેહેની સાથે રેહેનાર તેહેના કુટંબમાના કોઈ પાકી ઉંમરના મરદને સમન પોહોંચાડવો.

૩૫. પ્રતીવાદીને હાથોહાથ અથવા તેહેની વતી તેહેના ઠરાવેલા અથવા બીજા શખસને સમન પોહોંચાડયો કે હમેશ અશલ સમનની પાછળ અથવા તેહેની નક-

બની પાછળ તે પોંહોંચાડયાની પોંહોંચ લખી તે ઉપર પોંચાડનાર અમલદારે તે શખસની સહી લેવી. જો તે શખ્સ પોંહોંચ ઉપર સહી કરવાની ના કેહે તોપણ બીજી રીતે કોરટની ખાતરી થાય એમ સમન પોહોંચાડયાની વાત સાબીત કરી આપવામાં આવશેતો બસ છે.

૩૬. પ્રતિવાદી મળીશકતો નહીં હોય અને સમન લેવાનો કોઇને અખત્યાર આપેલો નહીં હોય અને સમન પોહોંચાડી શકાય એહેવો બીજો કોઇ શખ્સ પણ નહીં હોય તો જે ઘરમાં પ્રતિવાદી રેહેછે તે ઘરના બાહારના દરવાજાપર તે સમનની નકલ સમન પોંહોંચાડનાર અમલદારે ચોહોંડવી અને સમનમાં લખેલે ઠેકાણે જો તે રેહેતો નહીં હોય તો હું એ પોંહોંચાડી શક્યો નથી એ પ્રમાણે તે સમનની પાછળ લખીને જે કોરટમાંથી નીકળ્યો હોય તે કોરટને સમન પોંહોંચાડનાર અમલદારે તે સમન પાછો મોકલવો; પરંતુ તે સમન પોંહોંચાડનાર અમલદારને જાણ થાય કે પ્રતિવાદી મળીશકે એહેવું છે અથવા તેહેનું ઘર સમનમાં લખેલે ઠેકાણે નહીં પણ કોરટની હકુમતમાં બીજે ઠેકાણે છે, તો તે અમલદાર ત્યાંહાં જઇને સમન પોંહોંચાડવાને મુખત્યાર છે.

૩૭. સમન પોહોંચાડવામાં આવે કે ક્યારે અને શીરીતે તે પોંહોંચાડયો એ વાત તે સમન પોંહોંચાડનાર અમલદારે અસલ સમનની પાછળ અથવા તેહેની એક નકલની પાછળ લખવી.

૩૮. સમન વગર પોંહોંચાડે કોરટને પાછો મોકલવામાં આવે અને વાદી કોરટની ખાતરી કરી આપે કે સમન નહીં પોહોંચે એહેવા હેતુથી પ્રતિવાદી કોરટના અમલદારને મળતો નથી એમ માનવાને સારૂં કારણ છે, તો તેહેની એક નકલ કોરટના મકાંનમાં કોઈ પ્રસીદ્ધ ઠેકાણે ચોહોંડવી અને પ્રતિવાદી છેલ્લો કયાંહાં રેહેતો હતો એ જાણ્યામાં હોય તો જે ઘરમાં તે છેલ્લો રહ્યો હોય તે ઘરનાં દરવજા પર પણ એક નકલ ચોહોંડવી એહેવો કોરટે હુકમ કરવો; અથવા કોરટની નજરમાં બીજી જે રીત યોગ્ય જણાય તે રીતે તે સમન પોંહોંચાડવાનો હુકમ કરવો અને કોરટના હુકમથી સમન પોંહોંચાડયાને ઠેકાંણે જે રીત કરવામાં આવશે તેહેને ઉપર બતાવેલી રીતે તે સમન પોંહોંચાડયો એમ સર્વ પ્રકારે ગણવામાં આવશે.

૩૯. જે કોરટમાં ફરીયાદી કરી છે તે કોરટની હકુમતમાં નહીં પણ કોઇ બીજી કોરટની હકુમતમાં પ્રતીવાદી રેહેતો હોએ અને સમન લેવાનો કોઇને અખત્યાર

આપેલો નહીં હોય, તો જે કોરટમાં ફરીયાદી કરી છે, તે કોરટ પોતાના કોઈ અમલદાર સાથે અથવા ટપાલની મારફતે પ્રતિવાદી રેહેછે તે ઠેકાણે જે કોરટની હકુમત ચાલેછે તે કોરટને તે સમન મોકલવો.

૪૦. જમીન અથવા બીજી સ્થાવર મીલકત બાબતની ફરીયાદી હોય. અને કોઇ પણ કારણને લીધે સમન પ્રતિવાદીને હાથોહાથ પોંહોંચડાતો નહીં હોય, અને સમન લેવાનો પ્રતિવાદીએ કોઇને અખ્ત્યાર આપેલો નહીં હોય, તો તે જમીન અથવા બીજી સ્થાવર મીલકત પ્રતિવાદીના જે માણસના હવાલામાં હોયતે માણસને સમન પોંહોંચાડી શકાય.

૪૧. જે શખસને હાજર કરવો હોય તેહેનો મરતબો એહેવો હોય કે સમન મોકલવાને ઠેકાંણે જડજની સહી સાથેનો કાગળ અથવા ચીઠ્ઠી મોકલવી જોઇયે એમ કોરટની નજરમાં આવે, તો ઉપલા નીયમોમાં તેમ કરવાને કાંઇ અડચણ છે એમ સમજવું નહીં; તે કાગળ અથવા ચીઠ્ઠીમાં સમનમાં લખવાની સરવે બીના લખવી અને તે સરવ પ્રકારે સમન પ્રમાંણે ગણાશે.

## જે શખસો કોર્ટની આગળ નથી તેઓને ફરીયાદીમાં શામીલ કેમ કરાય.

૪૨. મુકદ્દમાંની કોઈપણ રજુઆતે કોર્ટની નજરમાં એહેવું આવે કે જે બાબતની ફરીયાદી કરી છે તેહેમાં જે શખસોનો હિસ્સો અથવા હક પોંહોંચે છે, અથવા જે શખસો કાંઈ હીસ્સા અથવા હકનો દાવો કરે છે, અથવા હુકમનામાંથી જે શખસોની ઉપર કોઇપણ રીતે અસર થાય એમ જણાય છે, તે શખસોને ફરીયાદીમાં પક્ષકાર કર્યા નથી, તો, એક બીજો દીવસ ઠરાવીને તે દીવસને માટે તે મુકદ્દમો મુલતવી રાખીને, તે શખસોને વાદી અથવા પ્રતિવાદી જે કરવા ઘટે તે કરવાનું ફરમાવવાને કોર્ટ મુખ્ત્યાર છે એ પ્રમાણે કરવામાં આવે, ત્યારે તે શખસોની ઉપર કોર્ટે નોટીસ મોકલવી.

## ફેસલો થતાં પેહેલાં પકડવા બાબત.

૪૩. જમીન અથવા બીજી સ્થાવર મીલકત શીવાયની કોઈ ફરીઆદીમાં, વાદીનું નહીં ચાલે અથવા તેહેને દાહાડા લાગે, અથવા પોતાની ઉપર જે હુકમનામું થાય તે બજતાં હરકત પડે અથવા દાહાડા લાગે, એહેવા હેતુથી પ્રતીવાદી કોર્ટની હકુમતમાંથી બાહાર જવાનો હોય, અથવા તેણે પોતાની સઘળી અથવા થોડીઘણી મીલ-

કત વેચી, અથવા કોઇને આપી, અથવા કોર્ટની હકુમતમાંથી ખસેડી હોય, તો ફરીયાદી કરતી વખતે, અથવા ત્યારપછી છેલ્લો ફેસલો થતાં સુધી કોઈપણ વખતે એ મુકદ્દમામાં તેહેની ઉપર જે ફેસલો કરવામાં આવે તે પ્રમાણે કરવા સારૂ પ્રતીવાદી હાજર થાય એહેવો તેહેની પાસે જામીન લો, એ પ્રમાણે કોર્ટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.

૪૪. કોર્ટની નજરમાં એહેવું આવે કે, પ્રતીવાદી ઉપલી કલમમાં લખ્યાપ્રમાણે કરનાર છે એમ માનવાનું સારૂં કારણ છે તો સારો અને પાકો હાજરજામીન તે મુકદ્દમો ચાલે તે દરમીયાનમાં કોઇપણ વખતે અને તેહેની ઉપર તે મુકદ્દમામાં જે હુકમનામું થાય તે બજી રેહે ત્યાંહાંસુધી જે વખત કોર્ટ ફરમાવે તે વખત, હાજર થવા બાબતનો જામીન આપવાનું કોરટે પ્રતિવાદીને ફરમાવવું અને જામીને અથવા જામીનોએ એરીતે લખી આપવું કે જો પ્રતિવાદી હાજર નહીં થાયતો તેહેની ઉપર તે મુકદ્દમામાં જેટલા રૂપીયા કોર્ટ ઠરાવે તેટલા રૂપીયા ખરચ સાથે હમારે આપવા.

૪૫. જે માણસો ઉપલી કલમ પ્રમાણે કોઈના હાજરજામીન થયા હોએ તે માણસો જે કોરટમાં જામીન થયા હોએ તે કોરટને પોતાની જામીનગરી ગમે તે વખતે રદ કરવાની અરજી કરવાને મુખત્યાર છે, તે પ્રમાણે અરજી કરે એટલે કોરટે તે માણસને હાજર થવાનો હુકમ કરવો, અથવા કોરટની નજરમાં આવે તો તેને હાજર થવાનો એકદંમ વારંટ આપવાને તે કોરટ મુખત્યાર છે. સમન પ્રમાણે અથવા વારંટ પ્રમાણે તે માણસ હાજર થાએ અથવા તે પોતાની મેળે હાજર થાએ એટલે તે જામીનોના જામીનખત રદ કરવાનો તે કોરટે હુકમ કરવો અને તે માણસને બીજા જામીન આપવાનું ફરમાવવું.

૪૬. હાજર થવા બાબત જામીન આપવાને બદલે જેટલો દાવો કરેલો હોય તે તથા તે મુકદ્દમાનો ખરચ અદા થાય એટલાં નાણાં અથવા તેટલી બીજી કીમતી મીલકત કોરટમાં અનામત મુકવાનું પ્રતિવાદી કેહે તો તે વાત કબુલ કરવાને કોરટ મુખત્યાર છે.

૪૭. પ્રતિવાદી જામીન પણ નહીં આપે અને પુરતો અવેજ અનામત પણ નહીં મુકે, તો, તે મુકદ્દમાનો ફેસલો થાય ત્યાંહાંસુધી, અથવા કોરટ એમ ફરમાવે તો, હુકમનામું તેહેની ઉપર થાય, તો બજે ત્યાંહાંસુધી પ્રતિવાદીનેકેદ કરવામાં આવે.

૪૮. કોરટની નજરમાં એહેવું આવે કે કાચાં કારણ ઉપરથી પ્રતીવાદીને પકડવાની અરજ કરવામાં આવી હતી તો અથવા વાદીની ફરીયાદી કાહાડી નાંખવામાં આવે, અથવા ગેરહાજરીના સબબથી અથવા બીજા સબબથી હુકમનામું, વાદીની ઉપર થાએ, અને કોરટની નજરમાં એહેવું આવે કે ફરીયાદી કરવાનું સારૂં કારણ હતું નહીં, તો પકડવાથી પ્રતીવાદીને જે નુકશાન થયું હોય તેહેના બદલામાં એક હજાર રૂપીયા સુધીની રકમ (પ્રતીવાદીની અરજ ઉપરથી) પોતાના હુકમનામાંમાં વાદીની ઉપર કરાવવાને કોરટ મુખ્ત્યાર છે.

## ફેસલો તથા પહેલાં જપ્તી કરવા બાબત.

૪૯. પોતાની ઉપર જે હુકમનામું થાય તે બજવામાં હરકત અથવા ઢીલ પડે એહેવા હેતુથી પ્રતિવાદી પોતાની સઘળી અથવા થોડીઘણી મિલકત વેચવાનો અથવા કોઇને આપવાનો હોય, અથવા જે કોરટમાં ફરિયાદી ચાલે છે તે કોરટની હકુમતમાંથી પોતાની કાંઈ મિલકત ખસેડવાનો હોય તો, ફરિયાદી કરતી વખતે, અથવા ત્યારપછી છેલ્લા ફેસલો થતાં સુધી કોઇ પણ વખતે, એ મુકદ્દમામાં તેહેની ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવાસારૂ બીજો હુકમ થતાં સુધી પ્રતિવાદીની સ્થાવર કે જંગમ મિલકત જપ્ત કરવાનો હુકમ કરો, એ પ્રમાણે કોરટને અરજ કરવાને વાદી મુખ્ત્યાર છે.

૫૦. જે મીલકત જપ્ત કરાવવી હોય તે તથા તેહેનાં દરેક નંગ અથવા રકમની કિંમત અરજીમાં લખવી; અને અરજી કરતી વખતે વાદીએ પ્રતિજ્ઞા કરવી કે પ્રતિવાદી ઉપર લખેલા હેતુથી પોતાની મિલકત વેચવા, આપવા અથવા ખસેડવાનો છે.

૫૧. જરૂર જણાય તેહેવી તપાસ કરવાથી કોર્ટની ખાતરી થાય કે, હુકમનામું બજવામાં હરકત અથવા ઢીલ પડે એહેવા હેતુથી પ્રતિવાદી પોતાની મિલકત વેચવાનો અથવા કોઇને આપવાનો અથવા કેથાં ખસેડવાનો છે, તો અરજીમાં જે મિલકત લખી હોય તે સઘળી અથવા તેહેમાંનો કાંઇએક ભાગ બીજે હુકમ થતાં સુધી જપ્ત કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૫૨. હુકમનામું થતાં પેહેલાં જપ્તી કરવામાં આવે તે સર્વ કામોમાં, કોર્ટ પસંદ કરે તેવો જામીન આપે તો, કોઈ પણ વખતે જપ્તીનો હુકમ કરનારી કોર્ટે તે જપ્તી ખસેડવાનો હુકમ કરવો.

૫૩. કોર્ટની નજરમાં એવું આવે કે કાચાં કારણ ઉપરથી જપ્તીની અરજ કરવામાં આવી હતી તો અથવા વાદીની ફરિયાદી કાહાડી નાંખવામાં આવે અથવા ગેરહાજરીના સબબથી અથવા બીજા સબબથી હુકમનામું વાદીની ઉપર થાય અને કોર્ટની નજરમાં એહેવું આવે કે ફરિયાદી કરવાનું સારૂં કારણ હતું નહીં, તો, પ્રતિવાદીની મિલકત જપ્ત કરવાથી પ્રતિવાદીને જે ખરચ અથવા નુકશાન થયું હોય તેહેના બદલામાં યોગ્ય જણાય તેટલી એક હજાર રૂપીયા સુધીની રકમ પોતાના હુકમનામામાં વાદીની ઉપર ઠરાવવાને કોર્ટ મુખ્તયાર છે.

૫૪. હુકમનામું થતાં પેહેલાં કરેલી જપ્તીથી જે શખ્સો તે મુકદ્દમામાં પક્ષકાર નથી તેઓના હકને નુકસાન થશે નહીં, અને પ્રતિવાદીની ઉપર કોઈનું હુકમનામું થયું હોય તો તે શખ્સને તે હુકમનામું બજાવવામાં તે જપ્ત કરેલી મિલકત વેચવાની દરખાસ્ત કરવામાં પણ કાંઈ હરકત થશે નહીં.

## તાકીદ બાબત.

૫૫. પણ કોઈ મુકદ્દમાંમાં કોરટની ખાતરી કરી આપવામાં આવેકે જે મિલકત બાબત તે મુકદ્દમાંમાં તકરાર છે તે કોઈ પક્ષકાર બરબાદ અથવા ખરાબ કરશે અથવા કોઈને આપી દેશે. એહેવી દેશત છે, તો ફલાણું કામ બાબત તમારી ઉપર ફરિયાદી થઈ છે તે કામ તમારે કરવું નહીં, એહેવી રીતની તે પક્ષકારને તાકીદ મોકલવાનો અથવા તે મિલકત બરબાદ અથવા ખરાબ કરવાથી અથવા તે કોઈને આપી દેવાથી તેહેને અટકાવવાને કોરટને યોગ્ય જણાય તેહેવા બીજા હુકમ ફરમાવવાને, કોરટ મુખ્ત્યાર છે, અને જે જે કામમાં કોરટને એમ જણાય કે તકરારી મિલકતનો સારી રીતે વહીવટ કરવા માટે અથવા તે સાચવવા માટે કોઈ ઉપજ વસુલ કરનાર અથવા વહીવટ કરનાર ઠરાવવો જોઈએ તો તે ઠરાવવાને કોરટ મુખ્ત્યાર છે અને જરૂર હોય તો જે શખ્સના કબજા અથવા હવાલામાં તે મિલકત હોય તેહેની પાસેથી લઈને તે ઉપજ વસુલ કરનાર અથવા વહિવટ કરનારના હેવાલામાં સોંપવાને કોરટ મુખ્ત્યાર છે અને તે મિલકતનો વહીવટ કરવા અથવા તે સાચવવા તથા સુધારવા સારૂ તથા તેહેનું ભાડું તથા ઉપજ વસુલ કરવા સારૂ તથા તે ભાડું તથા ઉપજ ખરચવા સારૂ, કોરટને યોગ્ય જણાય તેહેવો અખ્તયાર સદહુ ઉપજ વસુલ કરનાર અથવા વહીવટ કરનારને આપવાને કોરટ મુખ્ત્યાર છે.

૫૬. દરેક કામમાં તાકીદ આપતાં પેહેલાં યોગ્ય જણાય તેટલી મુદત ઠરાવીને

તે તાકીદની અરજી બાબત સાહામાં પક્ષકારને નોટિસ આપવાનું ફરમાવવાને કોરટ મુખ્તાર છે.

૫૭. કોરટની નજરમાં એહેવું આવે કે કાચાં કારણ ઉપરથી તાકીદની અરજ કરવામાં આવી હતી તો અથવા વાદીનો દાવો કાહાડી નાખવામાં આવે, અથવા ગેરહાજરીના સબબથી અથવા બીજા સબબથી હુકમનામું વાદીની ઉપર થાય અને કોરટની નજરમાં એહેવું આવેકે ફરીયાદી કરવાનું સારૂં કારણ હતું નહીં તો તે તાકીદ કરવાથી પ્રતિવાદીને ખરચ અથવા નુકશાન થયું હોય તેહેના બદલામાં યોગ્ય જણાય તેટલી એક હજાર રૂપીયા સુધીની રકમ પોતાના હુકેમનામામાં વાદીની ઉપર ઠરાવવાને કોરટ મુખ્તાર છે.

## ફરિયાદી કાહાડી લેવા તથા માંડીવાળવા બાબત.

૫૮. છેલ્લો ફેસલો થતા પેહેલાં કોઈપણ વખતે વાદી કોરટની ખાતરી કરી આપે કે હમણાં એ ફરિયાદી કાહાડી લઈને એજ બાબત નવી ફરીયાદી કરવાની છુટ આપવાનાં પાકાં કારણ છે, તો ખરચ વગેરે બાબત કોરટને યોગ્ય જણાય તેહેવી શરત કરીને તે પ્રમાણે કરવા દેવાને કોરટ મુખ્તાર છે. જે નવી ફરીયાદી કરશે તેહેમાં પેહેલી ફરિયાદી કરીજ નહીં હોય એ રીતે વાદીને ફરિયાદી સંબંધી મુદતના નિયમ લાગુ પડશે. કોરટની રજા વિના જો વાદી ફરિયાદી ચલાવતો બંધ થાય, તો તેજ બાબત તેહેનાથી નવી ફરિયાદી થઈ શકશે નહીં.

૫૯. માંહોમાંહે બંદોબસ્ત અથવા સમજુત કરીને કોઈ ફરિયાદી માંડી વળાય અથવા તે ફરિયાદીની બાબતમાં પ્રતિવાદી વાદીનું મન મનાવે, તો તે બંદોબસ્ત અથવા સમજુત, અથવા મન મનાવવું દફતરમાં નોંધીને ફરીયાદીનો તે પ્રમાણે નિકાલ કરવો. એ પ્રમાણે બંદોબસ્ત, સમજુત, અથવા મન મનાવવું થયું હોય તેહેની મતલબ લખીને વાદી અરજી આપે, અને તે પ્રમાણે બંદોબસ્ત, સમજુત, અથવા મન મનાવવું થયું છે એહવી કોરટની ખાતરી થાય, તો કોરટે વાદીને એક સર્ટીફિકટ આપવું. તે એહેવી તરેહનું આપવું કે, ઈશ્યુ મુકરર થતાં પેહેલાં અરજી આપવામાં આવી હોય તો ફરિયાદીની અરજી પરના સ્ટાંપના કરના અથવા ફીઈના પુરેપુરા રૂપિયા તે સર્ટીફિકેટ ઉપરથી વાદીને કલેકટરની અથવા ત્રીજોરર પાસેથી પાછા મળે, અને ઈશ્શ્યુ મુકરરર થયા પછી પણ સાક્ષી લેતાં પેહેલાં આપવામાં આવી હોય તો, નીમે રૂપીયા પાછા મળે. પરંતુ પક્ષકારોનું માંડીવાળવું

એહેવી રીતનું હોય કે હુકમનામું કરવું પડે, અને તે બજાવવાનો હુકમ કોરટમાંથી કરાવી શકાય, તો સદરહું સર્ટીફિકેટ આપવું નહીં.

## પક્ષકારોનું મત્યુ થાય, અથવા તેઓનું લગ્ન થાય, અથવા તેઓ દેવાળું કહાડે કે "લા" લે તે બાબત.

૬૦. જો ફરીયાદીનું કારણ વાદી અથવા પ્રતીવાદીના મુવા પછી બીજા કોઇને અથવા બીજા કોઇની ઉપર પોંહોંચતું હોય, તો વાદી અથવા પ્રતીવાદીના મરણથી મુકદ્દમો બંધ પડશે નહીં.

૬૧. જો બે અથવા વધારે વાદી કે પ્રતિવાદી હોય, અને તેઓમાંનો એક મરી જાએ, અને ફરીયાદીનું કારણ જો બાકી રહેલા વાદી અથવા વાદીઓને એકલાનેજ, અથવા બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓની એકલાની ઉપરજ, પોંહોંચતું હોય, તો તે બાકી રહેલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી, તે બાકી રહેલા પ્રતીવાદી અથવા પ્રતીવાદીઓની ઉપર તે મુકદ્દમાનું કામ ચાલશે.

૬૨. મરનાર વાદીનો વારસ વકીલ કોણ એ બાબત કાંઈ તકરાર ઉઠે, તો બીજા મુકદ્દમામાં તે વાતનો ફડચો થાય ત્યાંહાંસુધી તે મુકદ્દમો મુલતવી રાખવાને, અથવા તે મુકદ્દમાનું કામ ચલાવવા સારૂ કોહોને વારસ વકીલ ગણવા એ વાત તે મુકદ્દમાની રજુઆતે અથવા ત્યાર પેહેલાં ઠરાવવાને કોરટ મુખ્તયાર છે.

૬૩. જો બે અથવા વધારે પ્રતિવાદી હોય અને તેઓમાંનો એક મરી જાય અને ફરિયાદીનું કારણ બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓની એકલાની ઉપરજ નહીં પોંહોચતું હોય તો અને વળી એકનો એક પ્રતિવાદી અથવા એકનો એક બાકી રહેલો પ્રતિવાદી મરી જાય ત્યારે પણ તેહેના મુઆ પછી ફરિયાદી ચાલી શકતી હોય તો જે શખ્સ તે પ્રતિવાદીનો વારસ વકીલ છે એહેવું વાદી કેહેતો હોય અને જેહેને તે પ્રતિવાદીને ઠેકાણે પ્રતિવાદી કરવાની તેહેની મરજી હોય તે શખ્સનું નામ, વર્ણન તથા રેહેવાનું ઠેકાણું એ સર્વ લખીને કોરટને એક અરજી કરવાને વાદી મુખ્ત્યાર છે, અને તે અરજી ઉપરથી કોરટે તે મુકદ્દમાની નોંધમાં તે પ્રતિવાદીને ઠેકાણે તે વારસ વકીલનું નામ દાખલ કરવું. અને એક દીવસ મુકરરર કરીને તે દિવસે તે મુકદ્દમાનો જવાબ કરવાને હાજર થવા સારૂ તેહેની ઉપર સમન મોકલવો, અને ત્યાર પછી તે મુકદ્દમા માંહેલાં આગલાં કામમાં અશલથીજ પ્રતિવાદી કર્યો હોય અને તે વારસ વકીલ પક્ષકાર થયો હોય તે પ્રમાણે, તે મુકદ્દમાનું કામ આગળ ચાલશે.

**પક્ષકારોનું હાજર થવું અને તેઓનાં નહીં હાજર થવાના પરિણામ બાબત.**

**૬૪.** સમનમાં પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે પક્ષકારોએ જાતે અથવા વકીલની મારફતે કોરટનાં મકાનમાં હાજર રેહેવું, અને બીજો દિવસ ઠરાવીને તે દિવસપર કોરટ તે મુકદમો સાંભળવો મુલતવી નહીં રાખે તો તેજ વખતે તે સાંભળવામાં આવશે.

૬૫. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો જે દીવસ ઠરાવ્યો હોય તે દીવસે, અથવા ત્યાર પછીના બીજા જે દાવસ પર તે મુકદ્દમો શાંભળવો મુલતવી રાખ્યો હોય તે દીવસે કોરટ રીતસર બોલાવે તે વખતે બંને પક્ષકાર જાતે અથવા વકીલની મારફતે હાજર નહીં થાય, તો મુકદ્દમો કાહાડી નાંખવો. આ કલમમાં ફરમાવ્યા મુજબ જ્યારે કોઇ મુકદ્દમો કાહાડી નાંખવામાં આવે ત્યારે, મુદતના નિયમથી હરકત નહીં હોય તો, વાદી નવી ફરિયાદી કરવાને મુખત્યાર છે; અને નહીં હાજર થયાનું પાકું કારણ હતું એહેવી કોરટની ખાતરી તે ત્રીસ દીવસની મુદતમાં કરી આપે તો દાખલ કરેલી અરજી ઉપરથીજ નવો સમન કરવાને કોરટ મુખત્યાર છે.

૬૬. વાદી હાજર થાય અને પ્રતિવાદી હાજર નહીં થાય અને કોરટની ખાતરી થાય એહેવી રીતે સાબિત કરવામાં આવે કે સમન બરાબર પોહોંચાડ્યો હતો તે મુકદ્દમો કોરટે એકતરફી સાંભળવા માંડવો.

૬૭. વાદી હાજર થાય, અને પ્રતિવાદી હાજર નહીં થાય, અને આગળ ફરમાવેલી કોઇ પણ રીતે સમન બરાબર પોહોંચાડ્યો હતો એ વાત કોરટની ખાતરી થાય એહેવી રીતે સાબિત કરવામાં નહીં આવે, તો સદહું રીતોમાંની કોઇ પણ રીતમુજબ પ્રતિવાદીની ઉપર બીજો સમન કરવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૬૮. વાદી હાજર થાય, અને પ્રતિવાદી હાજર નહીં થાય, અને કોરટની ખાતરી થાય એહેવી રીતે બતાવી આપવામાં આવે કે પ્રતિવાદીને સમન પોહોંચાડયો તો હતો પણ સમનમાં ઠરાવેલે દીવસે હાજર થઇને પ્રતિવાદી જવાબ દઇશકે એટલી જોઇતી મુદ્દત રહી નહીં હતી, તો બીજો દીવસ ઠરાવીને તે દીવસપર તે મુકદમાનું સાંભળવું કોરટે મુલતવી રાખવું.

૬૯. પ્રતિવાદી હાજર થાય અને વાદી હાજર નહીં થાય, તો ગેરહાજરીના સબબથી વાદીની ઉપર કોરટે ફેસલો કરવો; પણ પ્રતિવાદી જો દાવો કબુલ કરે, તો તેમ ન કરતાં તે કબુલાત ઉપરથી કોરટે પ્રતિવાદીની ઉપર ફેસલો કરવો; જ્યારે ગેરહાજરના

સબબથી વાદીની ઉપર ફેસલો કરવામાં આવે. ત્યારે દાવાનાં તેજ કારણ ઉપરથી વાદીની નવી ફરીયાદી પોલીટીકલ એજંટ સાહેબની કોરટના ખાસ હુકમ શીવાએ ચાલશે નહીં.

૭૦. બે અથવા વધારે વાદી હોય તો તેઓમાંના એક અથવા વધારેને બીજા અથવા બીજાઓની વતી હાજર થઇને જવાબ કરવાનો તથા કામ કરવાનો અખત્યાર આપી શકાય; અને તેમજ બે અથવા વધારે પ્રતિવાદી હોય, તો તેઓમાંના એક અથવા વધારે ને બીજા અથવા બીજાઓની વતી હાજર થઇને જવાબ કરવાનો તથા કામ કરવાનો અખત્યાર આપી શકાય. પરંતુ તે અખત્યાર હંમેશ લખેલો જોઇયે અને તે લેખ કોરટમાં દાખલ કરવો જોઇયે.

૭૧. જે પ્રતિવાદી હાજર થયો નહીં હોય તેહેની વિરૂદ્ધ થએલા એકતરફી ફેસલા ઉપર તથા ગેરહાજરીની કસુરના સબબથી વાદીની વિરૂદ્ધ થએલા ફેસલા ઉપર અપીલ ચાલશે નહીં. પણ જેજે કામમાં પ્રતિવાદીની વિરૂદ્ધ એકતરફી ફેસલો કરવામાં આવે તેતે કામમાં યોગ્ય મુદ્દતસર, એટલે ફેસલો અમલમાં લાવવાનો હુકમ બન્યા પછી ત્રીસ દીવસ સુધીમાં, તે ફેસલો રદ કરવાનો હુકમ કરવા સારૂ અપીલ કરવાને પ્રતિવાદી મુખ્ત્યાર છે; અને સમન બરાબર પોહોંચાડયો હતો નહીં, અથવા જે દીવસે મુકદ્દમો રજુ થયો તે દિવસે કાંઈ પાકાં કારણને લીધે પ્રતિવાદી હાજર થઈ શકયો નહીં, એમ અપીલ કોરટની ખાતરી થાય એહેવી રીતે સાબીત કરવામાં આવે તો તે ફેસલો રદ કરવાનો તે કોરટે હુકમ કરવો, અને તે મુકદ્દમાનું કામ ચલાવવાને નીચાંની કોરટને ફરમાવવું. જેજે કામમાં ગેરહાજરીના સબબથી વાદીની વિરૂદ્ધ ફેસલો કરવામાં આવે; તેતે કામમાં, તે ફેસલાની તારીખથી ત્રીસ દિવસમાં, તે રદ કરવાનો હુકમ કરાવવા સારૂ અપીલ કરવાને વાદી મુખ્ત્યાર છે; અને જે દીવસે તે મુકદ્દમો રજુ થયો તે દીવસે કાંઈ પાકાં કારણને લીધે વાદી હાજર થઈ શકયો નહીં, એમ અપીલ કોરટની ખાતરી થાય એહેવી રીતે સાબીત કરવામાં આવે, તો ગેર-હાજરીના સબબથી થયેલો ફેસલો રદ કરવાને તે કોરટે હુકમ કરવો, અને તે મુકદ્દ-માનું કામ ચલાવવાને નીચાંની કોરટને ફરમાવવું.

## લખેલી હકીકત બાબત.

૭૨. મુકદ્દમાની પેહેલી રજુઆતે પક્ષકારો પોતપોતાના મુકદ્દમા બાબત લખેલી હકીકત આપવાને મુખ્ત્યાર છે, અને કોરટે તે હકીકત લઇને દફતરમાં દાખલ કરવી.

૭૩. લેહેણાં બાબતની ફરીયાદીમાં પ્રતીવાદીની જો એહેવી મરજી હોય કે વાદીની પાસે માહારૂં આટલું લેહેણું નીકળેછે તેહેનો હું વાદીની ઉપર સાહામો દાવો કરૂં તો પોતાના દાવાની વીગત લખીને તેણે એક લખેલી હકીકત આપવી, અને તે ઉપરથી કોરટે તે બાબત તજવીજ કરવી.

૭૪. મુકદ્દમાની પેહેલી રજુઆત પછી કોરટે માગ્યા વીનાની કાંઈ લખેલી હકીકત લેવી નહીં પણ છેલ્લો ફેસલો થતા પેહેલાં કોઈપણ વખતે પક્ષકારો માંહેલા કોઈપણ પક્ષકાર પાસે લખેલી હકીકત, અથવા તેણે એક આપી હોય તો, બીજી લખેલી હકીકત, માગવાને કોરટ મુખ્તયાર છે.

૭૫. લખેલી હકીકત મુકદ્દમાં પ્રમાણે બનીશકે તેમ ટુંકામાં લાવવી, અને તેહેમાં દલીલ લખવી નહીં, અને એક બીજાના જવાબ દાખલ પણ કાંઈ લખવું નહીં; પણ જે પક્ષકારથી અથવા જેની તરફથી લખેલી હકીકત આપવામાં આવે તેહેના ધારવા પ્રમાણે તે બીના પોતાના મુકદ્દમાને જરૂરની હોય, અને જે કોરટ ફરમાવે તો સાબીત થઈ શકશે એહેવું તે ધારતો હોય, તેજ માત્ર બને ત્યાંહાં સુધી તે હકીકતમાં લખવી. ફરીયાદીની અરજીઓ ઉપર સહી તથા એકરાર કરવાનું આગળ ફરમાવ્યું છે તે રીતે લખેલી હકીકત ઉપર સહી કરવી તથા તેહેના સાચાપણાનો એકરાર કરવો અને તે પ્રમાણે સહી તથા એકરાર કરયા વગરની લખેલી હકીકત લેવામાં આવશે નહીં.

## પક્ષકારોની જબાની લેવા બાબત.

૭૬. જે પક્ષકાર જાતે હાજર થયો હોય, અથવા જે કોરટમાં હાજર હોય, તે પક્ષકારને, અથવા જે પક્ષકાર કોઈ વકીલની મારફતે હાજર થયો હોય તેહેના વકીલને, અથવા તે મુકદ્દમા સંબંધી સઘળા જરૂરીયાત સવાલોના જવાબ દઈશકે હેવો બીજો શખસ તે વકીલની સાથે આવેલો હોય તો તે શખસને, મુકદ્દમાની પેહેલી રજુઆતે, અને જરૂર પડે તો, કોઈ પાછળની રજુઆતે, મોહોડાંના સવાલ કરીને જબાની લેવાને કોરટ મુખ્તયાર છે. એ જબાની જે લેવી તે કસમ આપીને, અથવા પ્રતીજ્ઞા કરાવીને, અથવા શાહેદોની શાહેદી લેવા બાબત જે ધારો તે વખતે ચાલતો હોય તે મુજબ બીજી રીતે લેવી તે જબાનીનો સાર લખી લેવો અને તે દફતરમાં ગણાશે.

૭૭. જે પક્ષકાર જાતે હાજર થયો હોય, અથવા કોરટમાં હાજર હોય, અને મંજુર રાખવા લાએક કારણ વીના, કોરટે તે પક્ષકારને પુછવા યોગ્ય ધારેલા તે મુકદ્દમા સંબંધી જરૂરના સવાલનો જવાબ આપવાની ના કેહે, તો તેહેની વીરૂદ્ધ ફેસલો કરવાને, અથવા તે મુકદ્દમાની કેફીયત મુજબ યોગ્ય જણાય તેહેવો બીજો હુકમ તે મુકદ્દમાં સંબંધી કરવાને, કોરટ મુખ્તયાર છે.

૭૮. જે પક્ષકાર કોઈ વકીલની મારફતે હાજર થયો હોય તેહેનો વકીલ તે મુકદ્દમા સંબંધી કાંઈ જરૂરીયાત સવાલનો જવાબ દેવાની ના કેહે અથવા ન દઈશકે, અને કોરટની નજરમાં હેવું આવે કે જે પક્ષકારની તરફથી વકીલ આવેલો છે તેણે એ સવાલનો જવાબ દેવો જોઈયે અને તેહેને ખુદ એ સવાલ પુછ્યો તો તે જવાબ દઈ શકશે હેવું સંભવે છે, તો, એક બીજા દિવસ પર તે મુકદ્દમાનું શાંભળવું મુલત્વી રાખીને, તે દીવસે તે પક્ષકારને જાતે હાજર થવાનું ફરમાવવાને કોરટ મુખ્તયાર છે; અને એપ્રમાણે ઠરાવેલ દિવસે, કાયદાસર કારણ વિના જે પક્ષકારને હાજર થવાનું ફરમાવ્યું હોય તે પક્ષકાર જાતે હાજર ન થાય તો તેહેની વિરૂદ્ધ ફેસલો કરવાને અથવા તે મુકદ્દમાની કેફીયત મૂજબ યોગ્ય જણાય તેહેવો બીજો હુકમ તે મુકદ્દમા સંબંધી કરવાને, કોરટ મુખ્તયાર છે.

## દસ્તાવેજ હાજર કરવા બાબત.

૭૯. પક્ષકારોએ મુકદ્દમાની પેહેલી રજુઆતે પોતાનો સર્વ પ્રકારનો દસ્તાવેજી પુરાવો, જે કોરટમાં દાખલ થઈ ચુક્યો ન હોય તે, પોતાની સાથે લઈ આવવો, અને કોરટ માગે ત્યારે હાજર કરવા સારૂ તૈયાર રાખવો.

૮૦. પક્ષકારોએ હાજર કરેલા સર્વે દસ્તાવેજ કોરટે લઈને તપાસવા; પણ તપાસતાં કોરટની નજરમાં એહેવું આવે કે ફલાણો દસ્તાવેજ લાગુ પડે એહેવો નથી અથવા બીજાં કારણસર લેવા લાયક નથી, તો તે દસ્તાવેજ નામંજુર કરવાને કોરટ મુખ્તયાર છે.

૮૧. હાજર કરેલો દસ્તાવેજ દુકાનના ચોપડા માંહેલી અથવા બીજા ચોપડા માંહેલી કાંઈ રકમ હોય તો જે પક્ષકારની તરફથી તે ચોપડો હાજર કરવામાં આવે તેણે તે રકમની એક નકલ આપવી, ને તેને દફતરમાં દાખલ કરવી, અને તે ચોપડો હાજર કરનાર પક્ષકારને પાછો આપવો.

૮૨. કોઈ દસ્તાવેજ કોરટ નામંજુર કરે, તો તેહેની પાછળ "નામંજુર કર્યો" એ પ્રમાણે લખવું, અને તેહેની નીચે જડજે સહી કરવી. પછી જે પક્ષકારે તે

હાજર કર્યો હોય તેહેને તે પાછો આપવો, પણ કાંઈ વિષેશ કારણસર (જેમકે ખોટો બનાવેલો છે એહેવા શક ઉપરથી) તેહેને અટકાવી રાખવો કોરટની નજરમાં યોગ્ય જણાય, તો તે પાછો આપવો નહીં.

૮૩. તે મુકદ્દમામાં થયલા ફેસલા ઉપર અપીલ કરવાની મુદ્દત વીતી ગઇ એટલે, અથવા તે ફેસલા ઉપર અપીલ કરવામાં આવી હોય, તો તે અપીલનો છેલ્લો નિકાલ થયા પછી કોઇપિણ પક્ષકારે અથવા બીજા શખસે તે મુકદ્દમામાં જે દસ્તાવેજ હાજર કરેલો હોય તે તેહેને પાછો લેવાની મરજી હોય, તો, જે કોરટમાં તે દસ્તાવેજ હોય તે કોરટને અરજ કરેથી, તેહેને તે પાછો મળશે, પણ હુકમનામાંની શરતથી તે દસ્તાવેજનો ફરીથી ખપ પડે નહીં એહેવું થયું હોય અથવા ઇનસાફની મતલબસર તે અટકાવી રાખવાનું કોરટે ફરમાવ્યું હોય, તો તે પાછો મળશે નહીં.

### ઇશ્શ્યુ મુકકરર કરવા બાબત.

૮૪. મુકદ્દમાની પેહેલી રજુઆતે કાયદાની અથવા હકીકતની કહી બીના બાબત પક્ષકારોને તકરાર છે એ વાત કોરટે તપાશીને મુકરર કરવી અને તે દફતરમાં નોંધવી.

### પેહેલી રજુઆતેજ મુકદ્દમાનો નિકાલ કયારે કરવામાં આવે.

૮૫. મુકદ્દમાની પેહેલી રજુઆતે જો કોરટની નજરમાં આવે કે કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં પક્ષકારોને તકરાર નથી, અથવા કોરટની ખાતરી થાય કે મુકદ્દમાનો ફેસલો કરવાને તે કાયદાની અથવા હકીકતની ઇશ્શ્યુ બાબત જે દલીલ અથવા પુરાવો પક્ષકારો અથવા તેઓના વકીલો એકદમ બતાવી શકે તે કરતાં વધારેની જરૂર નથી, તો એકદમ ફેસલો આપવાને કોરટ મુખ્ત્યાર છે.

### કામ મુલતવી રાખવા બાબત.

૮૬. મુકદ્દમો ચાલતો હોય એહેવામાં કોઇપિણ વખતે પાકું કારણ દેખાડવામાં આવે, તો વાદી પ્રતિવાદીને અથવા તે બેમાંથી હર કોઇને મુદત આપીને મુકદ્દમો સાંભળવાનું કામ વખતે વખતે મુલતવી રાખવાને કોરટ મુખ્ત્યાર છે; અને એમ કરવામાં આવે, ત્યારે હમેશ તે મુકદ્દમો ફરીથી સાંભળવાનો કોરટે દીવસ ઠરાવવો.

૮૭. મુકદ્દમા માહેલા વાદી કે પ્રતિવાદી જેહેને મુદ્દત આપી હોય તે અગર પોતાનો પુરાવો હાજર કરવામાં, અથવા પોતાના શાહેદોને હાજર કરવામાં, અથવા જે

બીજું કામ કરવા સારૂ મુદત આપી હોય તે કામ કરવામાં, કસુર કરે તો, તે કસુર છતાં પણ કોરટે દફરતર ઉપરથી તે મુકદમાનો ફેસલો કરવો.

## શાહેદોને સમન કરવા બાબત.

૮૮. પ્રતિવાદીને સમન થયા પછી પક્ષકારોએ કોરટને અરજ કરેથી, શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર થવાના સમન શાહેદો આથવા બીજા શખસો ઉપરના તેઓને મળી શકશે.

૮૯. જે શખ્સ સમનની અરજ કરે તેણે કોરટની નજરમાં યોગ્ય જણાય તેટલી રકમ દરેક શાહેદ અથવા સમનમાં લખેલા બીજા શખસના આવવા જવા વગેરેના ખરચને સારૂ એટલે જે કોરટમાં તેહેને તેડવો હોય તે કોરટ સુધી આવવા તથા ત્યાહાંથી પાછા જવા, તથા એક દિવસ હાજર રેહેવા સંબંધી ખરચને સારૂ ભરવી. શાહેદને અથવા સમન કરેલા બીજા શખસને એક દીવસ કરતાં વધારે મુદત સુધી રાખવો જરૂર પડે તો તેટલી વધારે મુદત સુધી રેહેવાનો ખરચ પુરો પડે એટલી રકમ કોરટમાં ભરવાનું જે પક્ષકારની અરજ ઉપરથી તેહેને સમન કર્યો હોય તેહેને વખતે વખતે ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૯૦. શાહેદ અથવા બીજા શખસને હાજર થવાના દરેક સમનમાં કહી જગે તથા ક્યારે તેણે હાજર થવું તે લખવું, અને તેણે હાજર થવું તે શાહેદી આપવાને કે દસ્તાવેજ હાજર કરવાને, એ વાત પણ તેહેમાં લખવી.

૯૧. મુકદમાનો પક્ષકાર નહીં હોય અને જે માણસનું નામ મુકદમાના પક્ષકારે શાહેદોમાં લખી આપ્યું ન હોય એવા કોઈ ત્રાહેત માણસની જુબાની ઇનસાફ થવા સારૂ લેવાની જરૂર છે, એવું કોરટને કોઇ વખત લાગે તો એક દાહાડો ઠરાવીને તે દાહાડે શાહેદી પુરવા સારૂ અથવા તેના કબજામાંહેનો હરકાંઈ દસ્તાવેજ રજુ કરવા સારૂ તે માણસને પોતાની ખુશીથી સમન કરવાને તથા તે માણસની શાહેદની જુબાની પ્રમાણે જુબાની લેવાને કોરટ મુખત્યાર છે.

## શાહેદને સમન પોહોંચાડવા બાબત.

૯૨. શાહેદ અથવા બીજા શખસને જે સમન પોહોંચાડવો તે એહેવી રીતે કે તે અસલ તેહેને દેખાડીને તેહેની એક નકલ તેહેને હાથોહાથ અથવા તેહેના કુટંબમાંના કોઈ પાકી ઉંમરના મરદને આપવી અથવા આપવા માંડવી; અને તે શાહેદ અથવા બીજા શખસને હાજર થવાનો જે દીવસ સમનમાં લખ્યો હોય તેથી

એટલા દિવસ અગાડી તે સમન પોંહોંચાડવો કે તે શખ્સને તૈયારી કરવાને તથા જે ઠેકાણે તેહેને હાજર થવાનું હોય તે ઠેકાણે આવવાને યોગ્ય મુદત મળી આવે.

૯૩. સમન પોંહોંચાડવામાં આવે એટલે હમેશ પોંહોંચાડનાર અમલદારે અસલ સમનની પાછળ તે ક્યારે પોંહોંચાડયો તથા શી રીતે પોંહોંચાડયો એ વાત લખવી.

૯૪. જે શખ્સને હાજર કરવો હોય તે જે કોરટમાં મુકદમો ચાલેછે તે કોરટની નહીં પણ બીજી કોરટની હકુમતમાં રેહેતો હોય તો, જે કોરટમાં મુકદમો ચાલેછે, તે કોરટે શાહેદ રેહેતો હોય તે ઠેકાણે જે કોરટની હકુમત ચાલતી હોય અને જે ઘણી રોહેલથી પોહોંચાડી શકે તે કોરટને સમન મોકલવો.

૯૫. કોઇ શખ્સને શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર થવાનો સમન પોંહોંચાડી શકાય નહીં, અને તે બાબત પોહોંચાડનાર અમલદારે લખી મોકલ્યા ઉપરથી તથા તે શાહેદની શાહેદી અથવા તે દસ્તાવેજ હાજર કરવો જરૂર છે, અને સમન પોંહોંચી શકે નહીં એહેવા હેતુથી તે શાહેદ અથવા બીજો શખ્સ નાહાશી ગયો છે અથવા સંતાઈ બેઠો છે, એહેવું સાબીત કરવામાં આવે તો ફલાણે દાહાડે તથા ફલાણે ઠેકાણે શાહેદી આપવા અથવા તે દસ્તાવેજ હાજર કરવાને તે શખ્સે હાજર થવું, એહેવી રીતનું જાહેરનામું તે શખ્સના ઘર અથવા રેહેવાના ઠેકાણા પર નજર પડે એહેવી કોઈ જગે ચોહોંડાવવાને કોરટ મુખ્તયાર છે; અને તે જાહેરનામામાં લખેલ દીવસે તથા ઠેકાણે તે શખ્સ હાજર નથાય તો જે પક્ષકારની અરજ ઉપરથી સમન કરવામાં આવ્યો હોય તેહેની અરજ પરથી કોરટની નજરમાં યોગ્ય જણાય તેટલી તે શખ્સની સ્થાવર જંગમ મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોરટ મુખ્તયાર છે; પણ જપ્તીનો ખરચ તથા નીચેની કલમમાં ફરમાવ્યા મુજબ તે શખ્સ જે દંડને યોગ્ય થાય તે દંડ એ કરતાં કાંઈ વધારે મિલકત જપ્ત કરવી નહીં.

૯૬. મિલકત જપ્ત થયા પછી તે શાહેદ અથવા બીજો શખ્સ હાજર થઈને કોરટની ખાતરી કરી આપે કે સમન નહીં પોંહોંચે એહેવા હેતુથી હું નાશી ગયો અથવા સંતાઇ રહયો નોહોતો, અને વખતસર જાહેરનામામાં લખેલ ઠેકાણે હાજર થઇશકું એટલી વેહેલી મહને તે જાહેરનામાંની ખબર પડી નોહોતી તો તે મિલકત ઉપરથી જપ્તી ખસેડવાનો કોરટે હુકમ કરવો અને જપ્તીના ખરચ બાબત યોગ્ય જણાય હેવો હુકમ કરવો. જો શાહેદ અથવા બીજો શખ્સ હાજર નહીં થાય

અથવા, હાજર થયા છતાં, સમન નહીં પોહોંચે એહેવા હેતુથી હું નાહાશી ગયો અથવા સંતાઈ રહ્યો નોહોતો, તથા ઉપર પ્રમાણે જાહેરનામાંની મહને ખબર પડી નોહોતી, એહેવી કોરટની ખાતરી નહીં કરી આપે, તો તે જપ્તીના સબબથી સઘળો ખરચ, તથા સમન નહીં પોહોંચે એહેવા હેતુથી નાહાશી જાય અથવા સંતાઈ રેહે એહેવા શાહેદને શીક્ષા કરવા બાબત જે ધારો તે વખતે ચાલતો હોય તે ધારામાં ફરમાવ્યા મુજબ સદરહુ શાહેદ અથવા બીજા શખ્સને કોરટ જે દંડ કરે તે, વસુલ કરી લેવા સારૂ જપ્ત કરેલી મીલકત અથવા તે માંહેલો કાંઈએક ભાગ વેચવાનો હુકમ કરવાને કોરટ મુખ્તયાર છે. જો તે શાહેદ અથવા બીજો શખ્સ સદરહુ ખરચ તથા દંડના રૂપીયા કોરટમાં ભરે, તો તે મીલકત ઉપરથી જપ્તી ખસેડવાનો કોરટે હુકમ કરવો.

### પક્ષકારોની શાહેદો માફક શાહેદી લેવા બાબત.

૯૭. જ્યારે મુકદ્દમાનો કોઇ પક્ષકાર તે મુકદ્દમાની કોઇપણ રજુઆતપર જાતે હાજર હોય, ત્યારે. જાણે તે પક્ષકાર ન હોય એહેવી રીતે, પોતાની તરફથી અથવા તે મુકદ્દમામાંના બીજા કોઈ પક્ષકારની તરફથી તેહેની શાહેદની માફક શાહેદી લઇ શકાય.

### શાહેદીનું હાજર થવું, તથા નહીં હાજર થવાનો પરીણામ.

૯૮. જે શખ્સને કોઈ મુકદ્દમામાં હાજર થઇને શાહેદી આપવાનો સમન કરવામાં આવે, તેહેને તે કારણસર સમનમાં લખેલે વખતે તથા ઠેકાણે હાજર થવું પડશે.

૯૯. જે શખ્સને શાહેદી આપવાનો અથવા દસ્તાવેજ હાજર કરવાનો સમન પોહોંચાડ્યો હોય તે શખ્સ અગર કાયદાસર કારણ વીના તે સમન માન્ય કરવામાં કસુર કરે, તો તે શખ્સને પકડીને પોતાની આગળ હાજર કરવાનો હુકમ કરવાને કોરટ મુખ્તયાર છે. જો તે શખ્સ નાહાશી જાય અથવા સંતાઈ રહે, અને તેથી તેહેને પકડીને કોરટની આગળ હાજર કરી નહીં શકાએ તો તેની મીલકત જપ્ત કરીને વેચવા યોગ્ય થશે.

૧૦૦. જો કોઇ શાહેદ કોરટમાં હાજર થઇને અથવા હાજર છતાં કોરટ ફરમાવે ત્યારે મંજુર રાખવા લાયક કારણ વિના શાહેદી આપવાની અથવા તેહેની પાસેનો કે કબજા માંહેલો દસ્તાવેજ જે ઉપર મુજબ સમનમાં લખ્યો હોય તે હાજર કરવાની ના કેહે, તો કોરટની નજરમાં યોગ્ય જણાય તેટલી મુદત સુધી તે શાહેદને એકાંત કેદ

કરવાને કોરટ મુખ્તયાર છે; પણ તે દરમીયાંનમાં શાહેદી આપવી અથવા દસ્તાવેજ હાજર કરવો તે કબુલ કરે તો તેહેને છોડી મુકવો.

## ક્યારે અને શી રીતે શાહેદોની શાહેદી લેવી.

૧૦૧. મુકદમો સાંભળવાને જે દીવસ ઠરાવ્યો હોય તે દીવસે જડજની હજુરમાં, તે સાંભળે એહેવી રીતે, તથા તેહેનાં ફરમાવ્યા મુજબ અને નીગેહબાની નીચે, જે શાહેદો હાજર હોય તે શાહેદોની શાહેદી ખુલ્લી કોરટમાં મોહોઢાના સવાલ પુછીને લેવી. જે કામોમાં ઉપલી કોરટને અપીલ ચાલતી હોય તે કામોમાં પ્રત્યેક શાહેદે આપેલી શાહેદી કોરટની આગળ ચાલતાં કામોમાં જે ભાષા હંમેશ વપરાતી હોય તે ભાષામાં જડજે અથવા જડજની હજુરમાં તેહેના ફરમાવ્યા મુજબ અને નીગેહબાની નીચે લખી લેવી, તે ઘણું કરીને સવાલ જવાબની રીતે નહીં પણ એક હકીહતની રીતે લખી લેવી. અને તે પુરીથઇ રેહે કે જડજ તથા શાહેદની રૂબરૂ તથા મુકદમાં માંહેલા પક્ષકારો અથવા તેઓમાંના જે હાજર હોય તેઓના દેખતાં વાંચી સંભળાવવી અને જરૂર પડે તો સુધારવી. અને તે પર જડજે સહી કરવી. જે કામોમાં જડજ પોતે શાહેદી લખીલેતો ન હોય તે કામોમાં પ્રત્યેક શાહેદની શાહેદી લેવાતી જાય તેમ તે શાહેદની જબાનીની મતલબની એક યાદદાસ્ત જડજે કરવી. તે યાદદાસ્ત જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તેહેને દફતરની સાથે રાખવી. જે કામોમાં ઉપલી કોરટને અપીલ ચાલતી ન હોય તે કામોમાં શાહેદોની જબાની લંબાણથી વીગતવાર લખી લેવાની જરૂર નથી; પણ પ્રત્યેક શાહેદની શાહેદી લેવાતી જાએ તેમ જડજે તે શાહેદની જબાનીની મતલબની એક યાદદાસ્ત કરવી અને તે યાદદાસ્ત જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરમાં ગણાશે.

૧૦૨. કોઈ શાહેદ કોરટની હકુમતની બાહાર જનાર હોય, અથવા તેહેની શાહેદી તુરત લેવાનું બીજું સારૂં અને પાકું કારણ કોરટની ખાતરી થાય એહેવી રીતે દેખાડવામાં આવે, તો વાદી અથવા પ્રતીવાદીની અરજ ઉપરથી અથવા શાહેદની અરજ ઉપરથી, ફરીયાદી થયાપછી કોઈપણ વખતે, તુરત અથવા તે કારણસર કોઈ દીવસ ઠરાવીને તે દીવસે, તે શાહેદની શાહેદી લેવાને કોરટ મુખ્તયાર છે. તે દીવસ જો પક્ષકારોની ગેરહાજરીમાં ઠરાવ્યો હોય તો તેઓને તેહેની બરાબર નોટીસ આપવી. તે શાહેદની શાહેદી લેવી તથા તેહેની

જબાની લખી લેવી; એ કામ ઉપર ફરમાવ્યા મુજબ કરવું અને એ પ્રમાણે લખી લીધેલી જબાની મુકદમાંની કોઇપણ રજુઆતે પુરાવામાં વાંચી શકાય.

૧૦૩. સરવે શાહેદોની શાહેદી લેવી તે સોગંદ ઉપર અથવા પ્રતીજ્ઞા ઉપર અથવા બીજી રીતે શીરસ્તો ચાલતો હોય તે રીત મુજબ લેવી.

## ગેરહાજર શાહેદોની શાહેદી લેવા તથા સ્થાનીક તજવીજ કરવાનાં કમીશન બાબત.

૧૦૪. કોરટ ભરાતી હોય ત્યાંહાંથી સો માઇલ કરતાં દુર ઠેકાણે રેહેનાર કોઇ શાહેદની શાહેદી લેવી હોય, અથવા તે શાહેદ માંદગી કે નબળાઇના સબબથી કોરટમાં જાતે શાહેદી આપવાને હાજર થઈ શકતો ન હોય, અથવા દરજ્જાના કારણથી કે સ્ત્રી છે એટલા માટે તેહેને જાતે કોરટમાં નહીં હાજર થવાની છુટ હોય, તો, પોતાનીજ મેળે અથવા મુકદમા માંહેલા કોઇ પક્ષકારની અરજ ઉપરથી, કે તે શાહેદની અરજ ઊપરથી લખેલા પ્રશ્નો પુછીને અથવા બીજી રીતે તે શાહેદની શાહેદી લેવાને કમીશન મોકલવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; અને શાહેદી લેવા બાબત યોગ્ય અને વાજબી જણાય તે રીતે તેજ હુકમમાં અથવા ત્યાર પછીના હુકમમાં ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૧૦૫. કોઈ મુકદમામાં અથવા બીજા ઇનસાફના કામમાં કોરટની નજરમાં એહેવું આવે કે હીસાબ તપાસવાની અથવા નક્કી કરવાની જરૂર છે, તો તે તપાસવા અથવા નક્કી કરવા સારૂ કોરટના એક અમલદાર અથવા બીજા શખસને કમીશનર અથવા પંચાએત ઠરાવવાને, તથા તે તપાસ અથવા નક્કી કરવાનું કામ ચાલે ત્યાંહાંસુધી પક્ષકારોએ અથવા તેઓના મુખત્યારોએ કમીશનરની અથવા પંચાયતની આગળ હાજર થવું એ રીતે ફરમાવવાને, કોરટ મુખત્યાર છે.

## ફેસલા તથા હુકમનામા બાબત.

૧૦૬. ગુજારેલા કાગળો વાંચ્યાપછી, તથા શાહેદોની શાહેદી લીધા પછી, તથા પક્ષકારો જાતે અથવા પોતપોતાના વકીલોની મારફતે જે કેહે તે સાંભળ્યા પછી, કોરટે પોતાનો ફેસલો કહી સંભળાવવો. ફેસલો ખુલ્લી કોરટમાં તુરત અથવા પક્ષકારોને કીંવા તેઓના મુખત્યારોને તે બાબત ઘટતી નોટીસ આપીને કોઇ બીજે દીવસે કહી સંભળાવવો.

૧૦૭. ફેસલો જડજની સ્વભાષામાં લખવો. પરંતુ જો જડજની સ્વભાષા ઇંગ્રેજી ન હોય, અને અંગ્રેજી બારામાં સાફ સમજ પડે એહેવી રીતે પોતાનો

ફેસલો લખીશકે એટલું તે ભાષાનું જડજને ગ્નાન હોય, અને સ્વભાષા કરતાં ઇંગ્રેજીમાં પોતાનો ફેસલો લખવાની તેહેની ખુશી હોય, તો તે ફેસલો ઇંગ્રેજીમાં લખે.

૧૦૮. જે બાબત અથવા બાબતો ઠરાવવાની હોય તે તથા તે ઉપર કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ, એટલાં વાનાં ફેસલામાં લખવાં; અને ફેસલો કહી સંભળાવતી વખતે ખુલ્લી કોર્ટમાં જડજે તે પર તારીખ નાખીને સહી કરવી. તે ઠરાવ ગુજરાતી ભાષા શીવાએ બીજી કોઇ ભાષામાં લખ્યો હોએ તો તેનો ગુજરાતીમાં તરજુમો કરી રાખી તે ઉપર જડજે પોતાની સહી કરવી.

૧૦૯. પ્રત્યેક પક્ષકારનો ખરચ કોણે આપવો, પોતે પોતાને આપવો, કે એકનો બીજાએ આપવો, અને સઘળો આપવો કે કેટલો આપવો, એ વાત હમેશ ફેસલામાં ફરમાવવી, અને જેમ યોગ્ય જણાય તેમ ખરચ અપાવવાને તથા પક્ષકારોને માથે નાખવાને કોરટને કુલ મુખત્યારીયત છે.

૧૧૦. જે તારીખે ફેસલો થાએ તે તારીખ હુકમનામાંપર નાખવી. મુકદ્દમાનો નંબર, પક્ષકારોનાં નામ તથા વરણન તથા દાવાની વીગત એટલી બીના હુકમનામામાં લખવી; અને શું દાદ આપી છે અથવા મુકદ્દમાનો શો ચુકાદો કર્યો છે તેપણ લખવું. વળી મુકદ્દમામાં કેટલો ખરચ થયોછે, તથા તે કહ્યા પક્ષકારે અને કેટલો કેટલો આપવો, તે પણ તેહેમાં લખવું, અને તે ઉપર જડજે સહી કરવી.

૧૧૧. જમીન અથવા હદ બતાવેલી બીજી સ્થાવર મીલકત બાબત ફરીયાદી હોય, અને તે મીલકતનો માત્ર એક ભાગ અપાવવાનું હુકમનામું થાય, તો જેટલી જમીન અથવા મીલકત અપાવવામાં આવે તેહેની હદ હુકમનામામાં લખવી.

૧૧૨. જંગમ મીલકત બાબત ફરીયાદી હોય, અને તે મીલકત અપાવવાનું હુકમનામું થાય, તો તે નહીં આપી શકાય તો તેહેને બદલે આપવાના રૂપીયા પણ હુકમનામામાં લખવા.

૧૧૩. કરાર તોડ્યાની નુકસાની બાબત ફરીયાદી હોય, તો, વાદીની અનુમતીથી, મુદત ઠરાવીને તેટલી મુદતમાં, તે કરાર એમનો એમ પુરો કરવાનું હુકમનામું કરી આપવાને કોર્ટે મુખત્યાર છે, અને એહેવું હુકમનામું કરે ત્યારે તે કરાર પ્રતિવાદી પૂરો ન કરે તો તેહેના બદલામાં નુકશાની દાખલ તેણે કેટલા રૂપીયા આપવા તે કોર્ટે હુકમનામામાં ફરમાવવું.

૧૧૪. રૂપીઆ આપવા બાબતનાં સર્વે હુકમનામાઓમાં કાંઈ પાકું કારણ જણાય તો વ્યાજ સાથે અથવા વગર વ્યાજે તે રૂપીયાના હફતા આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૧૫. અગર પ્રતીવાદીને વાદીના દાવાની સાહામાં પોતાના કાંઇ લેહેણા બાબત સાહામો દાવો કરવા દીધો હોય તો વાદીના કેટલા રૂપીયા લેહેણા છે તે, તથા પ્રતીવાદીના (કાંઈ હોય તો) કેટલા રૂપીયા લેહેણાં છે તે હુકમનામામાં લખવું અને બંને પક્ષકારોમાંથી જેહેનું જેટલું લેહેણું જણાય તેણે તેટલું વસુલ કરવા બાબતનું તે હુકમનામું થશે. તે હુકમનામાંમાં જો કાંઇ રકમ પ્રતીવાદીને અપાવવામાં આવે, તો પ્રતીવાદીએ વાદીની ઉપર જુદી ફરીયાદી કરીને તે રકમનો દાવો કરેયો હોય તે પ્રમાણે તે હુકમનામાંની અસર થશે, અને તેજ નિયમો તેહેને લાગુ પડશે.

૧૧૬. જમીન બાબત અથવા ભાડું ઉત્પન્ન થાય એહેવી બીજી મીલકત બાબત ફરીયાદી હોય, તો તે જમીન અથવા બીજી મીલકતની દરમિયાન ઉપજ અથવા ભાડું ફરીયાદીની તારીખથી તે હુકમનામાવાળાને કબજો આપવાની તારીખ સુધીનું હુકમનામાંમાં, ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૧૧૭. કોરટને અરજ કરે એટલે તથા જોઇએ તેવા છાપાના કાગળ અથવા ફી હાજર કરે એટલે, પક્ષકારોને અથવા તેઓના મુખત્યારોને હુકમનામાં તથા ફેસલાની સહી સાથેની નકલો આપવામાં આવશે.

## હુકમનામાં બજાવવા બાબત.

૧૧૮. જમીન અથવા બીજી સ્થાવર મીલકત બાબત હુકનામું હોય, તો જે પક્ષકારોને તે આપવાનું હુકમનામાંમાં ઠરાવ્યું હોય તેહેને તે સ્વાધીન કરવી.

૧૧૯. કાંઈ અમુક જંગમ મીલકત બાબત અથવા કાંઈ કરાર પૂરો કરવા બાબત, અથવા બીજું કાંઇ કામ કરવા બાબત હુકમનામું હોય, તો તે બજાવવામાં બનીશકે તો તે જંગમ મીલકત જપ્ત કરીને જે પક્ષકારને આપવાનું ઠરાવ્યું હોય તેહેને સ્વાધીન કરવી, અથવા જે પક્ષકારની ઉપર હુકમનામું થયું હોય તેહેને કેદ કરવો, અથવા કોરટનો બીજો હુકમ થતાં સુધી તેહેની મીલકત પર ટાંચ મારીને તે ટાંચ રેહેવા દેવી, અથવા જરૂર હોય તો તે પક્ષકારને કેદ કરવો તથા તેહેની મીલકત પર ટાંચ મારવી એ બંને વાનાં કરવાં; અથવા એમ નહીંતો આટલા રૂપીયા નુક-

શાની આપે એહેવું હુકમનામાંમાં ફરમાવ્યું હોય તો પૈસા બાબત હુકમનામું બજાવવાનું પાછળ ફરમાવ્યું છે તે મુજબ તે રૂપીયા વસુલ કરવા.

૧૨૦. પૈસા બાબત હુકમનામું હોય, તો તે બજાવવામાં જે શખ્સની ઉપર તે હુકમનામું થયું હોય તેહેને કેદ કરવો, અથવા તેહેની મીલકત જપ્ત કરીને વેચવી, અથવા જરૂર હોય તો એ બંને વાનાં કરવાં.

૧૨૧. કોઈ શખ્સ જામીન તરીકે કાંઈ હુકમનામું અથવા તેહેનો કાંઈ ભાગ પુરો કરી આપવાને જવાબદાર થયો હોય, તો પ્રતીવાદીની ઉપર જે રીતે હુકમનામું બજાવાય તેજ રીતે જેટલે દરજ્જે તે જવાબદાર થયો હોય તેટલે દરજ્જે તે શખ્સની ઉપર તે હુકમનામું બજાવી શકાય.

૧૨૨. જે શખ્સની ઉપર હુકમનામું થયું છે તે કદાપી તે હુકમનામું પુરેપુરૂં બજી રહ્યા પેહેલાં ગુજરી જાય તો તે ગુજરી જનાર શખ્સના વારસ વકીલપર અથવા તેહેની મીલકત પર તે હુકમનામું બજાવવાની દરખાસ્ત થઈશકે; અને તે દરખાસ્ત મંજુર રાખવી કોર્ટને યોગ્ય જણાય તો તે મુજબ હુકમનામું બજાવવાને તે મુખત્યાર છે.

૧૨૩. પ્રતિવાદીની કાંઈ જમીન અથવા બીજી સ્થાવર મીલકત જપ્ત કરવા બાબત દરખાસ્ત હોય, તો તે દરખાસ્તની સાથે તે મીકલતની એક ટીપ અથવા યાદી આપવી અને તે યાદીમાં તે મીલકતનું એહેવું બયાન કરવું, કે તે મીલકત ઓળખી શકાય, અને તેહેમાં પ્રતિવાદીનો હીસ્સો અથવા કહ કેટલો છે તે પણ વાદી માનતો હોય તથા ખબર કાહાડતાં તેહેનાથી નક્કી થઈ શક્યું હોય તે પ્રમાણે લખવું.

## કેટલાંએક કામોમાં વારંટ કરતાં પેહેલાં કરવાની તજવીજ.

૧૨૪. હુકમનામાંની તારીખ અને તે બજાવવાની દરખાસ્ત કરવામાં આવે તેહેની વચ્ચે જો એક વર્ષ કરતાં વધારે મુદ્દત થઇ ગઈ હોય અથવા મુકદ્દમા માંહેલા અસલ પક્ષકારના વારસ કે વકીલપર તે હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત કરી હોય, તો જે શખ્સની ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરી હોય તે શખ્સને કોર્ટે નોટીસ આપવી, અને તેહેમાં કોરટે મુદ્દત ઠરાવીને એમ લખવું કે એ હુકમનામું તમારી ઉપર શા માટે બજાવવું નહીં તેહેનું તમે આટલી મુદ્દતમાં કારણ બતાવો. પરંતુ આગળ કાંઈ દરખાસ્ત કરી હોય તે ઉપર થએલા છેલ્લા હુકમની

તારીખથી એક વર્ષની માંહે બીજી દરખાસ્ત કરવામાં આવી હોય, તો હુકમ નામાંની તારીખ અને તે બજાવવાની બીજી દરખાસ્ત એઓની વચ્ચે એક વર્ષ કરતાં વધારે મુદ્દત થઇ ગઈ છે એહેવા સબબ ઉપરથી ઉપર મુજબ નોટીસ કરવાની કાંઇ જરૂર નથી; અને વળી તે દરખાસ્ત કોઈ વારસ અથવા વકીલપર હોય. તોપણ, જો તેજ શખ્સપર હુકમનામું બજાવવાની આગળ દરખાસ્ત કરી હોય, અને તે ઉપરથી હુકમનામું બજાવવાનો કોર્ટે હુકમ કરયો હોય, તો ઉપર મુજબ નોટીસ કરવાની કાંઈ જરૂર નથી.

## હુકમનામાં બજાવવાના હુકમ આપવા બાબત.

૧૨૫. જરૂર હોય ત્યાંહાં આગલી સર્વ જરૂરીયાત તજવીજ કર્યા પછી, કોર્ટને એમ ન કરવાનું કાંઈ કારણ ન જણાય તો તે હુકમનામું બજાવવાના હુકમ જોઇયે તે કોર્ટે આપવા.

## પૈસા બાબાતનાં હુકમનામાં બજાવવામાં પકડવા બાબત.

૧૨૬. પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં વારંટ ઉપરથી જે શખ્સને પકડ્યો હોય તેહેને કોરટની આગળ હાજર કરે કે તે પોતાનો છુટકો થવા સારૂ અરજ કરીશકે, એહેવા સબબ ઉપરથી કે એ કરજ સઘળું કે થોડું ઘણું અદા કરવાને હાલ માહારી પાસે કાંઇ છે નહીં, અથવા, જો કાંઈ મીલકત હોય તો એહેવા સબબ ઉપરથી કે માહારી પાસે જે કાંઈ મીલકત છે તે કોરટને સ્વાધીન કરવાને હું ખુશી છઊં.

૧૨૭. એહેવી અરજી કરવામાં આવે ત્યારે વાદી અથવા તેહેના વકીલના દેખતાં કોરટે અરજદારને તેહેની તે વખતની હાલત વીશે તથા હુકમનામાંના રૂપીયા પછી આપવાની તેહેની શકતીવીશે સવાલ પુછવા, અને વાદીને ફરમાવવું કે પ્રતીવાદીની જે મીલકત છે તે મીલકત ઉપર તું તાહારૂં હુકમનામું કેમ બજાવતો નથી તેહેનું, તથા પ્રતીવાદીને શા માટે છોડી નહીં દેવો તેહેનું કારણ દેખાડ; અને જો વાદી તે બાબતનું કારણ ન દેખાડે, તો પ્રતીવાદીને કેદમાંથી છોડી દેવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

૧૨૮. જો એહેવું બતાવી આપવામાં આવે કે પ્રતીવાદીએ પોતાની અરજીમાં કાંઈ વાત છુપાવી છે, અથવા પોતાની મીલકત વીષે તેહેમાં જાણી જોઇને કાંઈ ખોટી હકીકત લખી છે, અથવા તેણે પોતાની કાંઈ મીલકત દગલબાજીથી સંતાડી

અથવા કોઇને આપી કે કેથાં ખસેડી, અથવા દગલબાજીનું કાંઇ બીજું કામ કીધું છે, તો ઉપલી કલમ પ્રમાણે તેહેને છોડી દીધાથી તેહેને ફરીથી પકડીને કેદ કરવામાં કાંઈ અડચણ થશે નહીં; અને જે મીલકત તે વખતે પ્રતીવાદીના કબજામાં હોય અથવા જે તેહેને ત્યારપછી મળે તે મીલકત પણ જપ્ત કરીને વેચવામાં તે છુટો એટલા ઉપરથી કાંઈ અડચણ થશે નહીં.

## કેદ કરીને હુકમનામાં બજાવવા બાબત.

૧૨૯. જ્યારે હુકમનામું બજાવવામાં પ્રતીવાદીને જેલમાં મોકલવામાં આવે, ત્યારે તેહેની ખોરાકીને સારૂ કોરટને જરૂર જણાય તેટલી મહીનાની રકમ કોરટે ઠરાવવી. તે રકમ રોજના ચાર આનાથી વધારે ઠરાવવી નહીં. અને જે શખસની દરખાસ્ત ઉપરથી હુકમનામું બજ્યું હોય તે શખસે, કોરટના યોગ્ય અમલદારને આપવી.

૧૩૦. હુકમનામું છેક પુરૂં થાય, અથવા જે શખસની દરખાસ્ત ઉપરથી પ્રતીવાદીને કેદ કરવામાં આવ્યો હોય તે શખસ અરજ કરે, અથવા તે શખસ ઉપર ફરમાવ્યા મુજબ ખરચ આપવામાં ચુક કરે, કે તે વખતે પ્રતીવાદીને છોડી મુકવો, હુકમનામાં બાબત કોઈ શખસને બે વર્ષ કરતાં વધારે મુદ્દત સુધી કેદ રાખવો નહીં, અને પાંચસેં રૂપીયા કરતાં વધારે રકમનું હુમકનામું નહીં હોય તો છ મહીના કરતાં વધારે મુદ્દત સુધી કેદ રાખવો નહીં, અને પચાસ રૂપીયા કરતાં વધારે રકમનું હુકમનામું નહીં હોય, તો ત્રણ મહીના કરતાં વધારે મુદ્દત સુધી કેદ રાખાવો નહીં.

૧૩૧. પ્રતીવાદી જેલમાં હોય તેહેની ખોરાકીને માટે વાદીએ આપેલી રકમ હુકનામાંના ખરચમાં મેળવવી.

૧૩૨. હુકમનામાં ઉપરથી જે શખસને કેદ કર્યો હોય તે શખસ પોતાનો છુટકારો થવા સારૂ કોરટને અરજી કરવાને મુખત્યાર છે તે અરજીમાં (પોતાને તથા પોતાનાં કુટુંબને પેહેરવાનાં જરૂરીયાત કપડાં તથા પોતાનાં ધંધાનાં જરૂરીયાત ઓજાર શીવાય) અરજદારની સર્વ પ્રકારની મીલકતની પુરે પુરી વીગત લખવી અને તે મીલકત કહ્યે કહ્યે ઠેકાણે છે તે પણ લખવું.

૧૩૩. એહેવી અરજી કરવામાં આવે ત્યારે પ્રતીવાદીની મીલકતની વીગતની એક નકલ કોરટે વાદીને અપાવવી અને યોગ્ય મુદ્દત ઠરાવવી કે તેટલી મુદ્દતમાં વાદી તે મીલકત સઘળી અથવા થોડીઘણી જપ્ત કરાવીને વેચાવે અથવા એહેવું સાબીત કરે કે હુકમનામું પૂરું કર્યા શીવાય પોતાનો છુટકારો થવાના હેતુથી પ્રતીવાદીએ જાણી-

જોઇને કાંઈ મીલકત અથવા તે માંહેલા પોતાનો હક કે હીસ્સો છુપાવ્યો છે અથવા તેણે દગલબાજીથી કાંઈ મીલકત કોઇને આપી કે કેથાં ખસેડી છે અથવા કાંઈ બીજું દગલબાજીનું કામ કરયું છે. જો, તે ઠરાવેલી મુદતમાં વાદીથી ઉપલી વાત સાબીત નહીં થાય તો કોરટે પ્રતીવાદીને છોડી મુકવો.

## જે કોરટે હુકમનામું કરયું હોએ તે કોરટની હકુમતની બાહાર તે હુકમનામું બજાવવા બાબત.

૧૩૪. કાઠીયાવાડ માંહેલા કોઈ પણ ભાગમાંની કોઈ દીવાની કોરટનું હુકમનામું જે કોટરનું કામ તે બજાવવાનું છે તે કોરટની હકુમતમાં બજી શકે નહીં તો તેહેવી બીજી કોરટની હકુમતમાં નીચે પ્રમાણે તે બજાવી શકાય.

૧૩૫. એહેવો પ્રસંગ આવે ત્યારે તે હુકમનામું બજાવવાનું કામ જે કોરટનું હોય તે કોરટને વાદી એહેવી દરખાસ્ત કરવાને મુખત્યાર છે કે ફલાણી કોરટ પાસે એ હુકમનામું બજાવવાની માહારી ઇચ્છા છે માટે તે કોરટપર એ હુકમનામાની એક નકલ તથા તમારી હકુમતમાં એ હુકમનામું પુરૂં થયું નથી એહેવું સર્ટીફીકિટ તથા એ હુકમનામું બજાવવાના કરેલા તમારા હુકમની એક નકલ મોકલો.

૧૩૬. જયારે કોઈ કોરટને બીજી કોરટનું હુકમનામું બજાવવાની અરજ કરવામાં આવે ત્યારે જે કોરટને તે અરજી કરવામાં આવે અથવા તે અરજી મોકલવામાં આવે તે કોરટે તેહેવાં કામોમાં પોતાની જે રીત હોય તે પ્રમાણે તે હુકમનામું બજાવવું; પણ જો તે હુકમનામાં ઉપરથીજ એહેવું માલમ પડે નહીં કે જે કોરટે એ હુકમનામું કરયું છે તે કોરટને એ કરવાનો અખત્યાર નહીં હતો તો સદહુ કોરટને તે હુકમનામાની મજબુતી બાબત તજવીજ કરવાનો અખત્યાર નથી.

## નાદારોની ફરીયાદી બાબત.

૧૩૭. દાવા ઉપર જે કોરટનો અધીકાર હોય તે કોરટમાં નાદારીમાં ફરીયાદી નીચે લખેલા નીયમ પ્રમાણે થઈ શકે.

૧૩૮. અરજી રીતસર લખી હોય તથા બરાબર રીતે આપી હોય, તો દાવાની કેરીયત બાબત તથા અરજદારની મીલકત બાબત કોરટે અરજદારને સવાલ કરવા.

૧૩૯. એ પ્રમાણે જબાની લેતાં કોરટની નજરમાં એહેવું જણાય કે અરજદારે લખેલી બીનામાં ફરીયાદી ચાલે એહેવું વાજબી કારણ છે, અથવા એમ જણાય કે ફરીયાદી કરવાને તથા ચલાવવાને જોઇયે તેટલો સ્ટાંપ ઇમા ફીનો ખરચ આપીશકે એટલી પુંજી માહારી પાસે નથી એહેવું અરજદારથી બતાવાયું છે, અથવા

આ ધારાનો ફાયદો મેળવવા સારૂ અથવા દગલબાજીથી અરજદારે થોડીએક મુદત પર કાંઈ મીલકત વેચી અથવા આપી દીધી નથી એમ જણાય, તો કોરટે અરજદારને નાદારીમાં ફરીયાદી કરવા દેવી.

૧૪૦. મુકદ્દમાનો ફેસલો થયેથી, વાદીને અગર નાદારીમાં ફરીયાદી કરવા દીધી ન હોત તો તેહેને સ્ટાંપના કેટલા રૂપીયા આપવા પડત તેહેનો કોરટે હીસાબ કરવો, અને મુકદ્દમાનો ખરચ જે રીતે વસુલ કરવામાં આવે તેજ રીતે જે પક્ષકારે તે રૂપીયા આપવા એહેવું હુકમનામાંમાં ફરમાવ્યું હોય તે પક્ષકારની પાસેથી પોલીટીકલ એજંટ સાહેબના હુકમથી તે રૂપીયા વસુલ કરાશે.

### લવાદી પર સોંપવા બાબત.

૧૪૧. કોઈ મુકદ્દમા માંહેલા પક્ષકારોની ખુશી એહેવી હોય કે એ મુકદ્દમામા આપણી જે વાંધાની વાતો છે તે અથવા તેઓમાંની થોડીઘણીએક અથવા વધારે લવાદ કે લવાદોને છેલ્લો ચુકાદો કરવા સારૂ સોંપવી, તો તે પ્રમાણે તે વાત સોંપવાનો હુકમ થવા બાબત છેલ્લો ફેસલો થતાં પેહેલાં કોઈ પણ વખતે, કોરટને અરજ કરવાને તેઓ મુખત્યાર છે.

૧૪૨. કોરટના હુકમથી લવાદીપર સોંપણ થાય ત્યારે, પોતાની આગળ તજવીજ થતાં મુકદ્દમાઓમાં જે હુકમો કરવાનો કોરટને અખત્યાર છે, તે હુકમો લવાદ અથવા લવાદોની અથવા સરપંચની જે પક્ષકારો તથા શાહેદોની જબાની લેવાની મરજી હોય તેઓની ઉપર કોરટે કરવા; અને તે હુકમ મુજબ જે શખસો હાજર ન થાય, અથવા જે બીજી કાંઈ કસુર કરે અથવા શાહેદી આપવાની ના કેહે અથવા તે મુકદ્દમાની તજવીજ ચાલતાં લવાદ અથવા લવાદોનું કે સરપંચનું અપમાન કરે તે શખસોને કોરટની આગળ તજવીજ થતાં મુકદ્દમાઓમાં એહેવીજ તકશીરોને માટે જે નુકસાન, દંડ તથા શીક્ષા થાય તેહેવાંજ નુકસાન, દંડ તથા શીક્ષા લવાદ અથવા લવાદો અથવા સરપંચના લખ્યા ઉપરથી કોરટ હુકમ કરશે ને તે શખસોને કરવામાં આવશે.

૧૪૩. કોઈ મુકદ્દમામાં લવાદ અથવા લવાદો કે સરપંચ નિવાડો કરે કે નીવાડો કરનાર શખસ અથવા શખસોની તે પર સહી થઇને તે નિવાડો મુકદ્દમાં મધ્યે ચાલેલાં સર્વે કામ તથા જબાનીઓ તથા ગુજારેલા દસ્તાવેજો સુદ્ધાં કોરટમાં આપવો.

૧૪૪. નીચે લખેલાં કોઈ પણ કારણસર પોતાને યોગ્ય જણાય તેહેવી શરતથી તેજ લવાદ અથવા લવાદોને અથવા સરપંચને ફરીથી વીચાર કરવા સારૂ તે નીવાડો

અથવા લવાદી પર સોંપેલી બાબતો માંહેલી કોઈ પણ બાબત પાછી મોકલવાને કોરટ મુખ્તયાર છે એટલે.

જો લવાદીપર સોંપેલી બાબતો માંહેલી કાંઈ એક બાબતોનો નિવાડામાં ચુકાદો નહીં કરયો હોય તો અથવા લવાદીપર નહીં સોંપેલી બાબતોનો ચુકાદો કરયોહોય તો. જો નિવાડો એહેવો અનિશ્ચીત હોય કે તે બજી નહીં શકે તો.

જો નીવાડો કાયદાસર નથી એહેવી હરકત નીવાડા ઉપરથીજ જણાઈ આવતી હોય તો.

૧૪૫. લવાદોએ અથવા સરપંચે રૂશ્વત લીધી છે અથવા બદચાલ ચલાવી છે એહેવા સબબ શીવાય કોઈ નીવાડા રદ કરવામાં આવશે નહીં. નિવાડો રદ કરાવવાની અરજ કરવી તે કોરટમાં તે નિવાડો આપ્યા પછી દશ દીવસમાં કરવી.

## અપીલ કેમ કરવી.

૧૪૬. અપીલો યાદદાસ્તની માફક કરવી અને તે યાદદાસ્ત અપીલ કોરટમાં નીચે લખેલી મુદતમાં આપવી નહીંતો બાંધેલી મુદતમાં તે ન આપ્યાનું અપીલ કોરટની ખાતરી થાય એહેવું પાકું કારણ અપીલ કરનારે દેખાડવું. તે મુદત એ પ્રમાણે છે કે પ્રાંત ખાતાના આસીસ્ટંટે પોલીટીકલ એજંટ સાહેબની કોરટમાં અપીલ ત્રીસ દીવસમાં કરવી, અને પોલીટીકલ એજંટ સાહેબની કોરટમાં અપીલ સાઠ દીવસમાં કરવી. એ દાહાડા ગણવા તે ફેસલો કહી સંભળાવ્યો હોય તે દાહાડાથી ગણવા પણ તે દાહડો બાદ કરવો તથા અપીલ કરવી હોયતે હુકમનામાંની નકલ માગતાં જેટલી મુદત લાગે તે મુદત પણ બાદ કરવી.

૧૪૭. અપીલની યાદદાસ્તમાં અપીલ કરવી હોય તે ફેસલા ઉપર હરકત લેવાનાં કારણો સંક્ષેપે કલમવાર લખવાં; તેહેમાં કાંઈ દલીલ અથવા હકીકત લખવી નહીં અને ઉપલાં કારણોપર અનુક્રમે નંબર લખવા. લખી આપ્યા શીવાયનું હરકત લેવાનું બીજું કાંઈ કારણ કોરટની રજા વીના અપેલંટે કાહાડવું નહીં, અને કોરટે શાંભળવું નહીં; પણ અપીલનો ફેસલો કરવામાં અપેલંટે બતાવેલાં કારણો શીવાય બીજાં કારણોનો વીચાર કરવાની કોરટને મને નથી.

૧૪૮. અપીલની યાદદાસ્ત નીચેના નમુના પ્રમાણે અથવા તેહેવી મતલબની લખવી; અને તેહેની સાથે અપીલ કરવી હોય તે હુકમનામાંની એક નકલ બાંધવી.

## અપીલની યાદદાસ્ત.

(નામ વગેરે દાવાની અરજીમાં હોય તે પ્રમાણે.) વાદી.

(નામ વગેરે દાવાની અરજીમાં હોય તે પ્રમાણે.) પ્રતિવાદી.

સદરહૂ [અપેલંટનું નામ] વાદી [અથવા પ્રતીવાદી] ઉપલા મુકદમા મધ્યે ની [તારીખ નાં, એ કરેલાં હુકમનામાં પર ની કોરટમાં અપીલ કરેછે, અને તેહેનાં કારણ નીચે પ્રમાણે છે, [આ ઠેકાણે તે કારણ લખવાં.]

૧૪૯. અગર તે યાદદાસ્ત ઉપર ફરમાવેલી રીત મુજબ લખી નહીં હોય તો તે નામંજુર કરવાને, અથવા સુધારવા સારૂ પક્ષકારને પાછી આપવાને, કોરટ મુખ્ત્યાર છે. અગર ફરમાવેલી મુદતમાં તે યાદદાશ્ત આપવામાં નહીં આવે, તથા ઢીલ થયાનું કાંઈ પાકું કારણ બતાવવામાં નહીં આવે, તો તે અપીલ નામંજુર કરવી.

## અપીલ થઈ હોય તે હુકમનામાં બજાવવા તથા તેઓને બજાવવાનું કામ બંધ રાખવા બાબત.

૧૫૦. કોઈ હુકમનામાં ઉપર અપીલ કરવામાં આવી હોય તો તેટલાંજ કારણ ઉપરથી તે હુકમનામું બજાવું બંધ થશે નહીં; પણ પાકું કારણ દેખાડવામાં આવે તો તે બજાવવું બંધ રાખવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખ્તયાર છે.

૧૫૧. જે હુકમનામાં ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ જ્યારે કરવામાં આવે, ત્યારે હુકમનામું બજાવવામાં જે મીલકત લેવામાં આવે તે મીલકત અથવા તેહેની કીંમત પાછી આપવા બાબતનો, તથા અપીલ કોરટનો હુકમ અથવા હુકમનામું બરાબર રીતે પુરૂં કરી આપવા બાબતનો, જામીન લેવાને જે કોરટે હુકમનામું કરયું હોય તે કોરટ મુખત્યાર છે.

૧૫૨. અપીલ કોરટનું હુકમનામું બજાવવાની દરખાસ્ત જે કોરટે તે મુકદમામાં પેહેલું હુકમનામું કરયું હોય તે કોરટને કરવી અને તે કોરટે તે હુકમનામું અસલ કામમાં થયેલાં હુકમનામાં બજાવવાની જે રીત તથા જે નીયમો આગળ બતાવ્યા છે તે રીતિ તથા તે નીયમો પ્રમાણે બજાવવું.

૧૫૩. "જડજ" એ શબ્દ વડે કોર્ટના જે મુખ્ય અધીકારીને આખરી ફેસલો આપવાને અખ્તીયાર છે તેહેને સમજવા.

આર. એચ. કીટીંજ.

પોલીટીકલ એજંટ.

આ ધારામાં જયાંહાં જયાંહાં હીંદુસ્થાનનો ફોજદારી કાયદો લખ્યો છે, તેને સારૂ એહેવું સમજવું કે, એ કાએદાની મતલબ ઉપર નજર રાખી અમલ કરવાનો છે, બરોબર તે મુજબજ અમલ કરવો હેવું નથી.

# કાઠીયાવાડમાં

## ફોજદારી કામમાં ઈનસાફ કરવાની રીતિ બાબત કામ ચલાઉ ધારા.

### બાબ ૧ લો.

વાખ્યાઓ બાબત.

૧. આ આક્ટ મધ્યે નીચે લખેલા શબ્દોનો અર્થ નીચે ઠરાવેલા છે તે પ્રમાણે કરવો, પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે વાકય તથા વિશયનો સંબંધ જોતાં એથી ઉલટો અર્થ થતો હોય તો ત્યાંહાં એ પ્રમાણે અર્થ કરવો નહીં.

૨. "કાઠીયાવાડ" એ શબ્દ વડે રાજકોટ એજન્સીના તાબામાં જે મુલક છે, અથવા હવે પછી જે આવે તે મુલક સમજવો.

૩. "જંગમ મિલકત" એ શબ્દો વડે જમીન તથા જમીનને ચોંહોંટેલી વસ્તુ અથવા જમીનને ચોંહોંટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુ શિવાયની કોઇ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.

૪. "ચોકશી કરવી" એ શબ્દોમાં તજવીજ થતાં પેહેલાંનાં પ્રત્યેક કામનો સમાવેશ થાયછે એમ સમજવું તથા "ન્યાય" એ શબ્દમાં તજવીજ તથા તે પછીનું પ્રત્યેક કામ ગુનેહગારને શિક્ષા સુદ્ધાનું, એ સર્વેનો સમાવેશ થાયછે એમ સમજવું.

૫. "ફોજદારી કોરટ" એ શબ્દો વડે કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ખાતાના હરેક અધીકારી જે ફોજદારી કામોમાં અધીકાર ચલાવવા સારૂ મુકરર થયા હોય તેહેવા પ્રત્યેક અધીકારી સમજવા, પછી તે અધીકારી તે કામોમાં અવ્વલ ફેસલો કરવા સારૂ, કે અપીલમાં ફેસલો કરવા સારૂ, કે કોઈ બીજી કોરટમાં અથવા અમલદારની આગળ કમિટ કરવા સારૂ, તે અધિકાર ચલાવતા હોય તોપણ.

૬. "ઈનસાફની કોરટ" એ શબ્દો વડે જે અધીકારીને એકલો રહીને ઈનસાફનું કામ કરવાનો અખ્તિયાર મળ્યો હોય, અથવા જે અધીકારીઓને એકઠા રહીને ઇનસાફનું કામ કરવાનો અખ્તિયાર મળ્યો હોય, તે અધીકારી અથવા અધીકારીઓ સમજવા; પણ જ્યારે તે અધીકારી અથવા અધીકારીઓ ઈનસાફનું કામ કરતા હોય ત્યારે.

૭. "સુપીરીયર કોરટ" એ શબ્દોમાં કાઠીયાવાડ મધ્યેના સઘળા સરકારી અમલદારો જેઓને જીલ્લાના માજિસ્ટ્રેટના કરતાં વધારે અખત્યાર મળેલો હોય તે સમજવા.

૮. "જિલ્લાના માજિસ્ટ્રેટ" એ શબ્દો વડે કાઠીયાવાડના કોઈ પણ જીલ્લા અથવા પ્રાંત મધ્યે ફોજદારી મામલા બાબત હકુમત કરવાનું કામ જેહેને સોંપેલું હોય એહેવા મુખ્ય અમલદાર સમજવો, પછી તે અમલદારને ગમે તે નામ આપ્યું હોય, તોપણ.

૯. "માજિસ્ટ્રેટ" એ શબ્દમાં જેજે શખસો માજિસ્ટ્રેટનો સઘળો અથવા કાંઈ પણ અખ્તિયાર ચલાવતા હોય તે સઘળા શખસોનો સમાવેશ થાયછે એમ સમજવું.

---

# બાબ ૨ જો.

## ફોજદારી કોરટોના અધિકાર બાબત.

૧૦. જુદા જુદા દરજ્જાની ફોજદારી કોરટોને જેજે અખ્તિયાર અપાયલો છે તેતે અખ્તિયાર મુજબ હિંદુસ્થાનના ફોજદારી કાયદા (સને ૧૮૬૦ ના ૪૫ મા આકટ) ઉપરથી, અથવા કોઈ પણ વિશેષ કે સ્થાનીક ધારા ઉપરથી, જે ગુનાહોને માટે શીક્ષા થઈ શકે છે તે ગુનાહો બાબત તે કોરટોને અધીકાર છે. તે કોરટો નિયે લખેલી હદોની અંદર શિક્ષાનો હુકમ કરવાને મુખ્તિયાર છે.

સુપીરીયર કોરટ-મોત અથવાં હીંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ સાત વરશ ઊપરાંતની કેદની શીક્ષા કરવી હોય તો સરકારની મંજુરીયતથી તથા સાત વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ગમે તેટલી રકમ સુધીનો દંડ અથવા જેજે કામોમાં હીંદુસ્થાનના ફોજદારી કાયદાથી બંને શીક્ષા થઈ શકતી હોય તે તે કામોમાં કેદ તથા દંડ એ બંને અને જે જે કામોમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુ-જબ મીલકત સરકાર જપ્ત કરવાનો હુકમ થઈ શકતો હોય તે તે કામોમાં શીક્ષાના હુકમ ઉપરાંત મિલકત સરકાર જપ્ત કરવાનો હુકમ કરવાને સુપીરીયર કોર્ટ મુખ્તીયાર છે.

જિલ્લાનો માજિસ્ત્રેટ અથવા માજિસ્ત્રેટનો અખત્યાર ચલાવવાનો અધિકાર મળ્યો હોય એહેવા બીજો અમલદાર—કાયદાથી જેટલી એકાંત કેદ થઇ શકતી હોય, તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વરશની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા એક હજાર રૂપીઆ સુધીનો દંડ અથવા જે જે કામોમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાથી કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય તે સરવે કામોમાં એ બંને શીક્ષા.

કનિષ્ટ માજીસ્ત્રેટો અથવા કનિષ્ટ માજિસ્ત્રેટનો કાંઈપણ અખત્યાર ચલાવવાનો અધિકાર મળ્યો હોય એહેવા અમલદારો.—

૧ લો વર્ગ. છ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા બસેં રૂપીયા સુધીનો દંડ અથવા જેજે કામોમાં હીંદુસ્થાનના ફોજદારી કાયદાથી કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય તે સરવે કાંમોમાં એ બંને શીક્ષા.

૨. જો વર્ગ.--એક મહીના સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા પચાશ રૂપીયા સુધીનો દંડ, અથવા જે જે કામોમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાથી કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય તે સરવે કામોમાં એ બંને શીક્ષા.

૧૧. કાઠીયાવાડ એજન્સીના ચાલતા ધારાથી જે શખ્સોના ઉપર ફોજદારી કોરટનો અખત્યાર ચાલીશકે તેજ શખ્સોના ઉપર તે કોરટોની હકુમત ચાલશે અને કોઈ શખ્સની ઉપર કોઈ તોહોમત મુકયું હોય તે તોહોમત બાબત જે કોરટને સદરહુ ધારા પ્રમાણે અધીકાર નથી એવી કોઈ ફોજદારી કોરટમાં તે શખ્સનો ઇનસાફ થવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો આ કલમ ઉપરથી અખત્યાર મળેછે એમ સમજવું નહીં.

૧૨. હરએક ગુનાહની ચોકસી કરવી તથા તેહેનો ન્યાય કરવો તે જે જિલ્લામાં અથવા જિલ્લાના જે ભાગમાં તે ગુનોહ થયો હોય તે જિલ્લામાં અથવા તે ભાગમાં ઘણુંકરીને કરવામાં આવશે પરંતુ હાઇ કોરટોની હકુમતની હદોની બાહાર થયલા ગુનાહોને માટે હાઈ કોરટોની આગળ રાણીની વીલાયતી રૈયતનો ઈનસાફ થઇને ગુનાહ સાબીત નહીં થઈ શકે એહેવું કાંઈ આ કલમમાં નથી.

૧૩. જયારે પોલીટીકલ એજંટ સાહેબની નજરમાં આવે કે આ પ્રમાણે હુકમ કરવાથી ઈનિસાફની મતલબ વધારે પાર પડશે, અથવા તેથી પક્ષકારોને અથવા શાહેદોને અનુકુળ પડશે, ત્યારે પોતાના હુકમને તાબેની એક ફોજદારી કોરટ મધ્યેથી કાંઈ ફોજદારી મુકદ્દમો અથવા અપીલ તેટલાજ અથવા વધારે અખિ-કારવાળી તેહેવીજ બીજી કોઈ ફોજદારી કોરટમાં મોકલવાનો હુકમ કરવાને, અથવા જે જિલ્લામાં કે જિલ્લાના જે ભાગમાં કાંઈ ગુનોહ થયો હોય તેથી બીજા જિલ્લામાં અથવા જિલ્લાના બીજા ભાગમાં તે ગુનાહની ચોકશી અથવા ન્યાય થાય એહેવો હુકમ કરવાને, પોલીટીકલ એજંટ સાહેબ મુખ્તિયાર છે.

૧૪. પોતાના જિલ્લા અથવા ભાગ મધ્યેની પોતાને તાબેની કોઈપણ કોરટ મધ્યેથી કાંઇપણ ફોજદારી મુકદ્દમો લઇ લઇને તે મુકદ્દમાની તજવીજ પોતેજ કરવાને અથવા તેહેની તજવીજ કરવાનો અધિકાર હોય તેહેવી પોતાને તાબેની બીજી કોઈ કોરટને તેહેની તજવીજ કરવાનું કામ સોંપવાને જિલ્લાનો માજિસ્ત્રેટ અથવા જે માજિસ્ત્રેટના હવાલામાં જીલ્લાનો કાંઈભાગ હોય તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૧૫. રાણીની જે વીલાયતી રૈયત પોતાની તજવીજ કોઈ હાઈ કોરટની આગળ કરાવવાને લાયક હોય, તેહેવી કોઈ રૈયતને જે શખ્સ સુલેહનો અમલદાર ન હોય એહેવા કોઈ શખ્સે કમિટ કરવી નહીં, અથવા તેહેનો જામિન લેવો નહીં.

૧૬. જેહેની તજવીજ કોઈ હાઈ કોરટથી થઈશકે એહેવા કોઈ ગુનાહનું તોહો-મત રાણીની કોઇ વીલાયતી રૈયત પર મુકવામાં આવે, ત્યારે તે શખ્સની ઉપરની તે ફરીયાદ સાંભળવાને તથા તેહેને પકડવાનું વારંટ મોકલવાને, અથવા તે ફરીયાદની તપાસ કોઈ સુલેહના અમલદારથી થાય એટલા માટે, તે શખ્સનો જામીન લેવાને કોઈપણ માજિસ્ત્રેટ મુખ્તિયાર છે.

૧૭. સુલેહના અમલદાર નહોય એહેવા કોઈ માજીસ્ત્રેટે ઉપલી છેલ્લી કલમ મુજબ મોકલેલાં વારંટ ઉપરથી જ્યારે રાણીની કોઈ વીલાયતી રૈયતને પકડવામાં આ-

વે, ત્યારે, જો તે માજીસ્ત્રેટની નજરમાં આવે કે ફ્રીયાદનું કામ ચલાવવાનો પાકો સબબ છે તો, તેણે તુરત તે પકડેલા શખ્સને કોઈ સુલેહના અમલદાર પાસે મોકલી દેવો; અથવા અગર જે ગુનાહનું તે શખ્સની ઉપર તોહોમત મુકયું હોય તે ગુનોહ જામીન લઈશિકાય એહેવો હોય, અને પુરતો જામીન આપવા માંડે, તો તેણે તે શખ્સ સુલેહના અમલદારની આગળ હાજર થવા બાબતનો તેહેની પાસેથી જામીન લેવો, જ્યારે આ કલમ મુજબ તે તોહોમતવાળા શખ્સને કોઈ સુલેહના અમલદાર પાસે હાજર કરવામાં આવે, અથવા તે હાજર થાય, ત્યારે હાઈ કોરટની આગળ તજ-વીજ થવા સારૂ તે શખ્સને કમીટ કરતાં અથવા તેહેનો જામીન લેતાં પેહેલાં તે સુલેહના અમલદારે પોતે તે મુકદમાની પ્રથમ ચોકસી કરવી.

૧૮. ૩ જા જારજના ૫૩ માં વરષમાં કરેલા કાયદાના ૧૫૫મા બાબની ૧૦૫ મી કલમથી, અથવા (૩ જા જારજના ૫૩ માં વરશમાં કરેલા કાયદાના ૧૫૫ માં બાબની ૧૦૫ મી કલમથી હુમલા, બલાત્કાર પ્રવેરા, તથા ફેલોનીથી ઉતરતા દરજજા-ના બલાત્કાર સાથેનાં બીજાં નુકસાનોની બાબતોમાં આપેલો માજીસ્ત્રેટોનો અધિકાર વ-ધારવા સારૂ કરેલા) સને ૧૮૫૩ ના ૭ મા આકટથી આપેલા અધિકારમાં આ બાબ માંહેલી કાંઈપણ વાતથી ફેરફાર થતો નથી. પરંતુ સદરહુ કાયદાથી તથા સદરહુ આકટથી આપેલો અધીકાર ફકત સુલેહના અમલદારથીજ ચલાવાશે.

---

## બાબ ૩ જો.

### પ્રથમ નીયમો.

૧૯. સર્વે ફોજદારી કોરટો મધ્યે ફ્રીયાદ કરનારાઓની તથા શાહેદોની જુબાની જે લેવી તે, શોગંદ ઉપર અથવા પ્રતિજ્ઞા ઉપર લેવી.

૨૦. કાંઈ ગુનોહ સાબીત થયેથી કાંઈપણ ફોજદારી કોરટના શીક્ષાના ઠરાવ અથવા હુકમથી દંડ કરવામાં આવે, તે કામમાં, તે ગુનાહથી જે શખ્સને કાંઈ હાની થયલી હોય તે શખ્સને અથવા તે શખ્સના લાભને માટે તે દંડ અથવા તેહેમાંનો કાંઈ ભાગ આપવાનો તે કોરટ, પોતાની મરજી મુજબ, હુકમ કરવાને મુખ્તીયાર છે; પણ તે ગુનાહથી તે શખ્સને જે હાની થયલી નજર આવે; તથા તે ગુનાહથી તે શખ્સને પૈસા સંબંધી કાંઇ ખાસ નુકસાની થઈ હોય, તથા ફરીયાદ ચલાવવામાં ફરીયાદ કરનારને કોરટના વીચાર પ્રમાણે યોગ્ય તથા વાજબી જે ખરચ થયો હોય; તે કરતાં વધારે આપવાનો હુકમ કરવો નહીં. અને એહેવાં હરએક કામમાં તે દંડ ભરવામાં કે વસુલ કરવામાં આવે એટલે તે કોરટે તે મુજબ તેહેની વેહેંચણ કરી આપવી.

૨૧. જ્યારે કોઇ શખ્સની ઉપર હિંદુસ્થાનનાં ફોજદારી કાયદાની એકજ અથવા જુદી જુદી કલમો મુજબ શિક્ષા થઇ શકતી હોય એહેવા બે અથવા વધારે ગુન્હાઓ એકી વખતે સાબીત થાય, ત્યારે જે ગુન્હાઓ તે શખ્સની ઉપર સાબીત થયા હોય તે ગુન્હાઓને માટે તે કાયદા મધ્યે ઠરાવેલી જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોર્ટને અખ્તિયાર હોય તે શિક્ષાઓનો તે શખ્સની ઉપર હુકમ કરવાને તે કોર્ટ મુખ્તિયાર છે; તે શિક્ષાઓ જો કેદની હોય, તો તે એક પુરી થઈ રહ્યા પછી બીજી શરૂ થાય. એક ગુન્હો સાબીત થયેથી જેટલી શિક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય તેટલી શિક્ષા કરતાં તે જુદા જુદા ગુન્હાઓની શામટી શિક્ષા વધારે થાય છે એટલાજ સબબ પરથી કોઈ ઉપલી કોર્ટ આગળ તજવીજ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોર્ટને જરૂર નથી. પરંતુ કોઇપણ કામમાં તે શખ્સને ચૌદ વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં; અને અગર તે મુકદ્દમાની તજવીજ કોઇ માજિસ્ત્રેટે કરી હોય, તો જેટલી શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટનો સાધારણ અધિકાર હોય તે શિક્ષાથી બમણી શિક્ષા કરતાં તે સામટી શિક્ષા વધારે થવી ન જોઇયે.

૨૨. કોઈ નાહાસી ગયલા ગુન્હેગારની ઉપર તે નાહાશી જવા સારૂ અથવા બીજા કાંઇ ગુન્હા સારૂ જ્યારે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે શિક્ષાનો હુકમ તુરત અમલમાં આવે એમ ફરમાવવાને, અથવા તે નાહાશી ગયો તે વખતે તેહેની આગલી શિક્ષાની જેટલી મુદ્દત બાકી રહેલી હોય તેટલી બીજી મુદ્દતસુધી તે નાહાશી ગયેલા ગુન્હેગારે, જેહેવી હકીકત હોય તે પ્રમાણે, કેદ અથવા સમુદ્રપાર ભોગવ્યા પછી તે શિક્ષાનો હુકમ અમલમાં આવે એમ ફરમાવવાને કોર્ટ મુખ્તિયાર છે.

૨૩. જે શખ્સની ઉપર એક વાર કાંઇ ગુન્હાને સારૂ તજવીજ ચાલીને તે ગુન્હો સાબીત થયો હોય, અથવા જે તે ગુન્હામાંથી છુટી ગયો હોય, તે શખ્સની તેજ ગુન્હાને સારૂ ફરીથી તજવીજ થઇ શકશે નહીં.

૨૪. નીચે લખ્યા પ્રમાણે હુકમ કરવાથી કાયદેસર રહેલા કોઇ શખ્સોને કાંઈ અડચણ, દુઃખ, કે નુકસાન થતું અટકશે અથવા અટકે એહેવો સંભવ છે, અથવા કાંઈ અડચણ, દુઃખ કે નુકશાનનું જોખમ અટકશે અથવા અટકે એહેવો સંભવ છે, અથવા તેથી માણસની જીંદગીને, તન્દુરસ્તીને, અથવા સલામતીને જોખમ થતું અટકશે અથવા અટકે એહેવો સંભવ છે, અથવા તેથી હંગામો કે બખેડો થતો

અટકશે અથવા અટકે એહેવો સંભવ છે, એમ જ્યારે કોઇપણ માજિસ્ત્રેટની નજરમાં આવે ત્યારે, તમારે ફલાંણા કામથી દૂર રેહેવું, અથવા તમારા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી મીલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો એ પ્રમાણે લખેલા હુકમથી કોઈ પણ શખ્સને ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તીયાર છે.

૨૫. તમારે ફલાણું લોકાપકારક કૃત્ય ફરીથી કરવું નહીં, અથવા કરવું જારી રાખવું નહીં, હેવી તરેહની કોઇ શખ્સને તાકીદ કરવાને કોઈપણ માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૨૬. જ્યારે કાંઇપણ ગુનાહને સારૂ કોઇ શખ્સની ઉપર સમન અથવા વારંટ મોકલવા માટે માજીસ્ત્રેટની આગળ, કાંઈ ફરીયાદ કરવામાં આવે, ત્યારે તે માજીસ્ત્રેટે તે ફરીયાદ કરનારની જબાની લેવી, તે જબાની લખી લેવી, અને તે પર ફરીયાદ કરનારે તથા માજીસ્ત્રેટે પણ, સહી કરવી.

૨૭. જે માજીસ્ત્રેટની આગળ એહેવી ફરીયાદ બરાબર રીતે કરવામાં આવે, તે માજીસ્ત્રેટને અગર એમ જણાય કે કામ ચલાવવાનો પાકો સબબ છે. તો પોતાની આગળ, અથવા જેહેને અધીકાર હોય એહેવા કોઈ બીજા માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળા શખ્સને હાજર કરવા સારૂ, તે માજીસ્ત્રેટે પોતાનો સમન અથવા વારંટ મોકલવું, અગર તે માજીસ્ત્રેટના અભીપ્રાયમાં એમ આવે કે કામ ચલાવવાનો પાકો સબબ નથી, તો તેણે તે ફરીયાદ કાહાડી નાખવી.

૨૮. સઘળાં કામોમાં, કાંઈ ફરીયાદ થયા વીના પણ કાંઈ ગુનોહ થયો પોતાના જાણ્યામાં આવે, તો તેહેની તપાસ કરવાને તથા સમન મોકલવાને, અથવા, જે શખ્સે તે ગુનોહ કરયો છે એમ જાણ્યામાં આવ્યું હોય અથવા એહેવો શક આવ્યો હોય તે શખ્સની ઉપર જાણે ફરીયાદ કરવામાં આવી હોય એહેવીજ રીતે તેહેને પકડવાનું વારંટ મોકલવાને, જિલ્લાનો માજિસ્ત્રેટ અથવા જેહેના હવાલામાં જિલ્લાનો કોઈ ભાગ હોય એહેવો કોઈ માજિસ્ત્રેટ મુખ્તીયાર છે, પરંતુ હિંદુસ્થાનના ફોજદારી કાયદાના ૧૯ મા, ૨૦ મા, તથા ૨૧ મા, બાબો મધ્યે બયાંન કરેલા ગુનાહોને આ કલમમાં લખેલા ઠરાવો લાગુ પડશે નહીં.

૨૯. જે જે સમન કોઈ માજિસ્ત્રેટ તોહમતવાળા શખ્સની ઉપર મોકલે તે બમણું કરીને લખેલા જોઇયે, અને તે ઉપર તે માજીસ્ત્રેટે સહી કરવી જોઇયે, તથા પરીશીષ્ટ મધ્યે આપેલા (અ) નમૂના મુજબ અથવા તેહેવી મતલબનો હોવો જોઇયે.

૩૦. સમન ઘણુંકરીને ગામના મુખી અથવા કોઈ પોલીસ અમલદારની મારફતે મોકલવો ; પણ જો તે તુરત બજાવવો જરૂર હોય અને તુરત હેવો કોઈ શખસ મળી શકતો ન હોય, તો તે સમન કોઈ બીજા શખસે બજાવવો એહેવું ફરમાવવાને તે સમન મોકલનાર માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૩૧. તે સમન તોહોમતવાળા શખસને હાથોહાથ પોંહોંચાડવો, અથવા, અગર તે તોહોમતવાળો શખસ જડે નહીં તો, તેહેને પોંહોંચાડવા સારૂ તેહેની સાથે રેહેનાર તેહેનાં કુટુંબના કોઈ પાકી ઉંમરના મરદને આપી આવવો.

૩૨. જ્યારે તોહમતવાળો શખસ જડી શકે નહીં, અને જેહેને સમન આપી શકાય એહેવો તેહેનાં કુટુંબમાંનો કોઈ પાકી ઉંમરનો મરદ પણ હોય નહીં, ત્યારે જે ઘરમાં તે તોહોમતવાળો શખસ ઘણું કરીને રેહેતો હોય તે ઘરના કોઇ પ્રસિદ્ધ ભાગપર તે સમનની એક નકલ તે સમન પોંહોંચાડનાર અમલદારે ચોહોંડવી.

૩૩. કોઈ બીજા જીલ્લામાં અથવા જીલ્લાના બીજા ભાગમાં, અથવા સમુદ્રપર, અથવા પરદેશ મધ્યે, કોઈ શખસે કાંઈ ગુન્હો કર્યો છે એહેવું જાણ્યામાં આવે અથવા એહેવો વેહેમ જાય, અને જીલ્લાના માજિસ્ત્રેટની અથવા જેહેના હવાલામાં જીલ્લાનો કોઈ ભાગ હોય તે માજિસ્ત્રેટની હકુમતની હદમાં અગર તે ગુન્હો થયો હોય તો તેથી સમન અથવા વારંટ મોકલી શકાય એહેવો તે ગુન્હો હોય, તો તે ગુન્હા બાબત જીલ્લાનો માજિસ્ત્રેટ અથવા જેહેના હવાલામાં જીલ્લાનો કોઈ ભાગ હોય તે માજિસ્ત્રેટ તે જીલ્લામાં અથવા જીલ્લાના ભાગમાં તે શખસને પકડવા સારૂ વારંટ અથવા સમન મોકલવાને મુખ્તિયાર છે.

---

## બાબ ૪ થો.

### વારંટ બાબત તથા વારંટ બજાવવા બાબત.

૩૪. જે જે વારંટ કોઈ માજિસ્ત્રેટ મોકલે તે ઘણુંકરીને લખેલું જોઇયે, તથા તે ઉપર તે માજિસ્ત્રેટે સહી કરવી જોઇએ, તથા પરિશીષ્ટ મધ્યે આપેલા (બ) નમુના મુજબ અથવા તેહેની મતલબનું હોવું જોઇએ.

૩૫. વારંટ ઘણુંકરીને ગામના મુખી અથવા કોઈ પોલીસ અમલદારના નામનું કરવું, પણ જો તે તુરત બજાવવું જરૂર હોય અને તુરત હેવો કોઇ શખસ મળી શકતો ન હોય તો તે વારંટ મોકલનાર માજિસ્ત્રેટ તે વારંટ બીજા કોઈ શખસના નામનું કરવાને મુખ્તિયાર છે.

૩૬. ગામના મુખી અથવા પોલીસ અમલદાર શીવાય બીજા કોઇ શખ્સના નામનું જ્યારે કોઈ વારંટ કરવામાં આવે, ત્યારે જે શખ્સના નામનું તે વારંટ કરવામાં આવ્યું હોય તે શખ્સ અગર પાસે હોય અને તે વારંટ બજાવવાનું કામ કરતો હોય, તો તે વારંટ બજાવવામાં કોઈ પણ બીજો શખ્સ તેહેને મદદ કરી શકે.

૩૭. વારંટ ઘણા શખ્સોનાં નામનું કરી શકાય, અને જ્યારે ઘણાઓના નામનું કરયું હોય, ત્યારે તે સઘળા શખ્સો અથવા તેઓમાંથી ગમે તે એક અથવા વધારે શખ્સો તે વારંટ બજાવવાને મુખ્તિયાર છે.

૩૮. સુલેહનો ભંગ અટકાવવામાં, અથવા કાંઈ હંગામો કે બખેડો બંધ પાડવામાં, અથવા જે શખ્સને પકડવાને તેહેને અખ્તિયાર હોય એહેવા ગામના મુખી અથવા કોઈ શખ્સને પકડવામાં કોઇ માજિસ્ત્રેટે અથવા ગામના મુખી અથવા પોલીસ અમલદારે મદદ માગેથી તેહેને મદદ કરવાની હરએક શખ્સની ફરજ છે.

૩૯. જે શખ્સની ઉપર કોઈ માજિસ્ત્રેટ કાંઈ વારંટ મોકલે તે શખ્સ અગર તે વારંટ મોકલનાર માજિસ્ત્રેટની હકુમતની બાહારની કોઇ જગે નાહાશી જાય અથવા જાય, અથવા હોય, તો તે વારંટ તે જગે બજી શકે; અને જે શખ્સની ઉપર તે વારંટ મોકલ્યું હોય તે શખ્સને અગર તે જગે પકડવામાં આવે, તો તે વારંટ બજાવનાર પોલીસ અમલદાર અથવા બીજા શખ્સે તે શખ્સને જીલ્લામાંના પાસેના માજિસ્ત્રેટ જેની હકુમતમાં તેહેને પકડવો હોય તે માજિસ્ત્રેટની આગળ લઇ જવો. તે પકડેલા શખ્સની ઉપર જે ગુનાહનું તોહોમત મુકવામાં આવ્યું હોય તે ગુનોહ અગર જામીન લઈ શકાય એહેવો હોય, અને તે શખ્સ જે માજિસ્ત્રેટે વારંટ મોકલ્યું હોય તે માજિસ્ત્રેટની આગળ પોતે હાજર થવા સારૂ જામીન આપવાને રાજી તથા તૈયાર હોય, તો જે માજિસ્ત્રેટની આગળ તેહેને લઈ ગયા હોય તે માજિસ્ત્રેટે તે શખ્સની પાસે ઉપલી રીતે હાજર થવાનો જામીન લેવો, અને તેહેને કેદમાંથી છોડવો, અને જે માજિસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજિસ્ત્રેટ પાસે મુચલકો અથવા બીજું જામીન ખત મોકલી દેવું અગર તે ગુનોહ જામીન લઈ શકાય એહેવો ન હોય અથવા તે પકડેલા શખ્સને જામીન ન મળી શકતો હોય તો જે માજિસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજિસ્ત્રેટ પાસે તેહેને મોકલી દેવો.

૪૦. ઉપલી છેલ્લી કલમ મુજબ જે ઠેકાણે કોઈ શખ્સને પકડવામાં આવે તે ઠેકાણું અગર જે ઠેકાણેથી વારંટ મોકલવામાં આવ્યું હોય તે ઠેકાણેથી દશ મેલની અંદર હોય તો તે પકડેલા શખ્સને પ્રથમજ તે વારંટ મોકલનાર માજીસ્ત્રેટની પાસે લઈ જઇ શકાય.

૪૧. જે માજીસ્ત્રેટ પોતાની હકુમતની બાહારના કોઈ સખ્સને પકડવાનું વારંટ મોકલતો હોય, તે માજીસ્ત્રેટે જે જીલ્લામાં તે શખ્સ હોય, અથવા છે એમ ધારવામાં આવતું હોય, તે જીલ્લાના માજિસ્ત્રેટનાં નામનું તે વારંટ ઘણું કરીને મોકલવું. જે માજીસ્ત્રેટનાં નામનું તે વારંટ કરવામાં આવ્યું હોય, તે માજીસ્ત્રેટની પાસે તે વારંટ આવેથી તેણે તે વારંટની પાછળ પોતાનું નામ લખીને તે વારંટ અશલ પોતેજ મોકલ્યું હોય એ રીતે તે બજે એમ કરવું. અગર જે શખ્સનું નામ તે વારંટ મધ્યે લખ્યું હોય તે શખ્સને પકડવામાં આવે, તો જે માજીસ્ત્રેટે તે વારંટની પાછળ પોતાનું નામ લખ્યું હોય તે માજીસ્ત્રેટની આગળ તેહેને લઈજવો અને ૩૯ મી કલમમાં ફરમાવ્યા મુજબ તેહેની ઉપર તે માજીસ્ત્રેટે અમલ કરવો.

૪૨. પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદારે અથવા બીજા શખ્સે જે શખ્સને પકડવો હોય તે શખ્સને તે વારંટની મતલબ જાહેર કરવી, અને, અગર ગામનો મુખી અથવા સારી આબરૂદાર બીજો કોઇ શખ્સ માગે તો તે વારંટ બતાવવું.

૪૩. જે શખ્સની ઉપર તેહેને પકડવાનું વારંટ થયું હોય તે શખ્સ અગર પોતાને પકડવાની કોસીસની સાહામો જોરથી થાય, તો, તેહેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂર હોય તે સર્વે ઊપાયો કરવાને તે વારંટ બજાવનાર ગામનો મુખી અથવા પોલીસ અમલદાર અથવા બીજો શખ્સ મુખત્યાર છે.

૪૪. જે શખ્સની ઉપર વારંટ નિકળ્યું હોય તે શખ્સ કોઇ ઘરમાં અથવા જગામાં પેશી ગયો છે, અથવા છે, એમ માનવાનું અગર કારણ હોય, તો, તે વારંટ બજાવનાર પોલીસ અમલદાર અથવા બીજા શખ્સે માગેથી, તે પોલીસ અમલદાર અથવા બીજા શખ્સને તે ઘર અથવા જગામાં વગર અડચણે જવા દેવાની, તથા તે મધ્યે શોધ કરવી જેમ સેહેલ પડે તેહેવા સઘળા ઘટતા ઊપાયો કરવાની, જે શખ્સ તે ઘર અથવા જગામાં રેહેતો હોય, અથવા જેહેના હવાલામાં તે ઘર અથવા જગા હોય, તે શખ્સની ફરજ છે.

૪૫. જે ગુનાહને સારૂ વારંટ નીકળી શકે એહેવા કોઈ ગુનાહનું તોહોમત જેહેની ઉપર મુકેલું હોય તેહેવો કોઈ શખ્સ કોઈ જનાનામાં અથવા ઓરડામાં સંતાયો છે એહેવી ખબર મળે અને તે ઓરડામાં એહેવી કોઇ બાયડી હોય કે દેશની રીત પ્રમાણે ચાર લોકમાં તે હાજર ન થઈ શકતી હોય, તો તે વારંટ બજાવવાનું કામ જેહેને સોંપ્યું હોય તે પોલીસ અમલદાર અથવા બીજા શખ્સે તે તોહમતવાળા શખ્શને નાહાશી જતો અટકાવવાને જે જે પેરવી કરવી જરૂર હોએ તે કરવી; અને અગર તે તોહોમતવાળો શખ્શ પોતાની મેળેજ સ્વાધીન ન થાય, તો તે વારંટ બજાવવાનો જેહેને અખ્તીયાર હોય તે પોલીસ અમલદાર અથવા બીજા શખ્સે પોતાનો અખ્તીયાર તથા આવવાનું કારણ જાહેર કર્યા પછી, તથા મહને પેસવા દો એમ બરાબર રીતે કહ્યા પછી અગર તેહેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મળે તો તે જનાનો અથવા ઓરડો ફોડીને પોતાને સોંપેલું વારંટ બજાવવાને તે પોલીસ અમલદાર અથવા બીજો શખ્સ મુખત્યાર છે, પણ ઉપર લખ્યા પ્રમાણે તે જનાના અથવા ઓરડા મધ્યે જે બાયડી હોય, અને જેહેને પકડવા સારૂ વારંટ નિકળેલું ન હોય, તે બાયડીને તેણે પ્રથમ ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નીકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે, તથા તે બાયડીને ત્યાંહાંથી નીકળી જવું જેમ સેહેલ પડે તેહેવો હરએક ઘટતો ઉપાય કરવો.

૪૬. પકડેલો શખ્સ નાહાશી જતો અટકાવવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતીબંધ તેહેને કરવો નહીં.

૪૭. વારંટ બજાવનાર અમલદાર અથવા બીજા શખ્સે, નકામી ઢીલ નકરતાં, જે માજિસ્ત્રેટની આગળ તે પકડેલા શખ્સને લઈ જવો જોઈયે, તે માજિસ્ત્રેટની આગળ તેહેને લઈ જવો.

૪૮. પકડેલા શખ્સને, તે કાંઈ વાત જાહેર કરે એટલા માટે કોઇ પોલીસ અમલદાર અથવા બીજા શખ્સેં કાંઈ ધમકી અથવા વચન આપીને અથવા કોઇ બીજી રીતે કાંઇ પણ લાલચ દેખાડવી નહીં. પરંતુ જે શખસને પકડ્યો હોય તે શખ્સ અગર પોતાની રાજી ખુશીથી કાંઈ વાત જાહેર કરતો હોય, તો કાંઇ સુચના કરીને કે બીજી રીતે તે શખ્સને, તે વાત જાહેર કરતો કોઇ પોલીસ અમલદાર અથવા બીજા શખ્સે અટકાવવો નહીં.

---

## બાબ ૬ ઠો.

### વગર વારંટે પકડવા બાબત.

૪૯. નીચે લખેલાં કામોમાં કોઇ માજિસ્ટ્રેટના હુકમ શિવાય તથા વગર વારંટે નીચે લખેલા શખ્સોને પકડવાને કોઈ પણ ગામનો મુખી અથવા પોલીસ અમલદાર મુખત્યાર છે.

પેહેલું.—ભારે ગુનોહ જે શખ્સ કોઇ ગાંમના મુખી અથવા પોલીશ અમલદારના દેખતાં કરે તે શખ્સને.

બીજું.—જે શખ્સની ઉપર કોઈ ભારે ગુનાહમાં સામીલ હોવાની કારણુસર ફરીયાદ કરવામાં આવી હોય અથવા તેહેવો કારણસર શક રેહેતો હોય તે શખ્સને.

ત્રીજું.—જે શખ્સની ઉપર કોઇ ભારે ગુનાહમાં સામીલ હોવાની બુમ પડી હોય તે શખ્સને.

ચોથું.—જાહેરનામું થયું હોય એહેવો જે ગુનેહગાર હોય તે શખ્સને.

પાંચમું.—જે શખ્સના કબજામાં ચોરીની મીલકત જડે તે શખ્સને.

છઠું.—કોઈ ગામનો મુખી અથવા પોલીસ અમલદારને તેહેના હોદ્દાનું કામ કરવામાં જે હરકત કરે તે શખ્સને.

૫૦. જે શખ્સ કોઈ ગામના મુખી અથવા પોલીસની ચોકીની હદમાં સંતાતો ફરતો માલમ પડે, અને જેહેની પાસે પોતાના ગુજરાનને માટે કાંઇ સાધન જણાતું ન હોય અથવા જે પોતાની બાબતમાં ખુલાસા ભરેલા જવાબ આપી શકે નહીં, તે શખ્સને, અથવા જે શખ્સ પ્રસિદ્ધ અપહરણ કરનાર, ઘર ફોડનાર, ચોર, જાણીબુઝીને ચોરીની મીલકત લેનાર હોય, અથવા જેહેનું ગુજરાન જાહેરાંત માઠી રીતે ચાલતું હોય, તેહેવા કોઇ શખ્સને કોઈ માજીસ્ટ્રેટના હુકમ શીવાય તથા વગર વાંરંટે પકડવાને અથવા પકડાવવાને તે ગામનો મુખી અથવા તે પોલીસની ચોકી જેહેના હવાલામાં હોય તે અમલદાર મુખત્યાર છે.

૫૧. કોઇ ગેરરીતની મંડળીને વીખરાઈ જવાનો હુકમ કરવાને માજીસ્ટ્રેટ અથવા ગામનો મુખી અથવા જેહેના હવાલામાં કોઈ પોલીસની ચોકી હોય તે અમલદાર મુખત્યાર છે, અને એહેવો હુકમ થયેથી તે હુકમ મુજબ વીખરાઈ જવાની તે ગેર રીતની મંડળીના અંગભુતોની ફરજ છે.

## બાબ ૭ મો.

### નાહાશી જવા તથા ફરી પકડવા બાબત.

૫૨. કોઇ શખ્સને વાજબી રીતે પકડયો હોય તે શખ્સ અગર નાહાસી જાય, અથવા તેહેને કોઈ છોડાવી દે, તો જે પોલીસ અમલદાર અથવા બીજા શખ્સની કેદમાંથી તે પકડાયલો શખ્સ નાહાસી જાય અથવા તેહેને છોડાવી દેવામાં આવે તે પોલીસ અમલદાર અથવા બીજો શખ્સ ફરીથી તેહેની પાછળ લાગવાને, તથા આગળ જે હકુમત મધ્યે તે શખ્સ પોતાની કેદમાં હતો તે હકુમતની માંહેની કે બાહારની કોઈ પણ જગામાં તેહેને પાછો પકડવાને તે પોલીસ અમલદાર અથવા બીજો શખ્સ મુખ્તીયાર છે.

---

## બાબ ૮ મો.

### ઝાડો લેવાનાં વારંટ બાબત.

૫૩. કાંઇ ગુનોહ થયો એમ જાણ્યામાં આવ્યું હોય અથવા એહેવો શક ગયો હોય, તે ગુનાહ બાબત ચોકશી કરવામાં ફલાણી વસ્તુ હાજર કરવી જરૂર છે એહેવું જ્યારે કોઈ માજીસ્ત્રેટના વીચારમાં આવે, ત્યારે તે વસ્તુને માટે શોધ કરવાનું વારંટ આપવાને તે મુખ્તીયાર છે; અને તે વારંટ બજાવવાનું કામ જે અમલદારને સોંપ્યું હોય તે અમલદાર તે માજિસ્ત્રેટની હકુમત માંહેના કોઈ પણ ઘરમાં અથવા જગામાં તે વસ્તુને માટે શોધ કરવાને મુખ્તિયાર છે. એહેવે પ્રસંગે ફલાંણા ઘર અથવા જગામાંજ, અથવા તેહેના ફલાંણા ભાગમાંજ શોધ કરવો, એ પ્રમાણે પોતાનાં વારંટમાં લખી જણાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૫૪. ઝાડો લેવાનું વારંટ ઘણુંકરીને કોઈ ગામના મુખી અથવા પોલીસ અમલદારનાં નામનું કરવું, પણ જો તુરત ઝાડો લેવાની જરૂર હોય, અને તુરત તેવો કોઈ શખ્સ મળી શકતો ન હોય, તો તે ઝાડો લેવાનું વારંટ મોકલનાર માજીસ્ત્રેટ તે વારંટ કોઈ બીજા શખ્સનાં નામનું કરવાને મુખ્તિયાર છે.

૫૫. જ્યારે ઝાડો લેવાનું કોઈ વારંટ તે વારંટ મોકલનાર માજિસ્ત્રેટની હકુમતની બાહાર બજાવવાની જરૂર પડે, ત્યારે જે માજીસ્ત્રેટની હકુમતમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટે તે વારંટની પાછળ, પોતાનું નામ લખવું, અને તે વારંટ બજાવવાનું

કામ જે પોલીસ અમલદારને સોંપ્યું હોય તે અમલદારને તે હકુમત મધ્યે તે વારંટ બજાવવાને સારૂ પાછળ લખેલું નામ પુરો આધાર છે એમ સમજવું; અથવા જે માજીસ્ટ્રેટની હકુમતમાં ઝાડો લેવો હોય તે માજીસ્ટ્રેટના નામનુંજ તે ઝાડો લેવાનું વારંટ થઇ શકે અને તેમ થાય. ત્યારે તે માજીસ્ટ્રેટે તે વારંટની પાછળ પોતાનું નામ લખવું, અને તે વારંટ જાણે પોતેજ મોકલ્યું હોય એહેવી રીતે તેણે તે બજવાવવું.

૫૬. કોઈ જરૂરના કામમાં જે જીલ્લામાં વારંટ બજાવવું છે તે જીલ્લાના માજિસ્ટ્રેટનો શેરો તેહેની પાછળ લખાવી લેતાં જે ઢીલ થશે તેથી જે વસ્તુને માટે ઝાડો લેવો છે તે વસ્તુનો શોધ લાગશે નહીં એહેવું માનવાનું કારણ હોય, તો જે પોલીસ અમલદારને તે ઝાડો લેવાનું વારંટ બજાવવાનું કામ સોંપ્યું હોય તે પોલીસ અમલદાર, જે માજિસ્ટ્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજિસ્ટ્રેટની હકુમત બાહારની કોઈ પણ જગામાં તે જગા જે માજિસ્ટ્રેટની હકુમતમાં હોય તે માજિસ્ટ્રેટના શેરા શિવાય, તે વારંટ બજાવવાને મુખત્યાર છે. અગર જે વસ્તુને માટે ઝાડો લેવામાં આવે તે વસ્તુ તે જગામાં જડે, તો જે માજિસ્ટ્રેટની હકુમતમાં તે વસ્તુ જડે તે માજિસ્ટ્રેટની આગળ તુરત તે વસ્તુ લઇ જવી, અને, તેમ ન કરવાનું સારૂં કારણ ન હોય તો, તે માજિસ્ટ્રેટે હુકમ કરવો કે તે વસ્તુ જે માજિસ્ટ્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજિસ્ટ્રેટ પાસે લઇ જવી.

૫૭. જે માજિસ્ટ્રેટ પોતાની હકુમત બાહારનાં કોઈ ઘર અથવા જગાનો ઝાડો લેવાનું વારંટ મોકલતો હો; તે માજિસ્ટ્રેટ જે જીલ્લામાં તે ઘર અથવા જગા હોય તે જીલ્લાના માજિસ્ટ્રેટનાં નામનું તે વારંટ કરીને મોકલવું. જે માજિસ્ટ્રેટના નામનું તે વારંટ કરવું હોય તે માજિસ્ટ્રેટને તે વારંટ પોંહોંચેથી તેણે તે વારંટની પાછળ પોતાનું નામ લખવું, અને તે વારંટ જાણે અસલ પોતેજ મોકલ્યું હોય એ પ્રમાણે તેણે તે બજવાવવું.

૫૮. જે ગામનો ઝાડો લેવાનો હુકમ કર્યો હોય, તે જનાનો હોય, અથવા ઓરડો હોય, અને તે ઓરડામાં એહેવી કોઇ બાયડી હોય કે દેશાની રીત પ્રમાણે તે ચાર લોકમાં હાજર ન થઈ શકતી હોય, તો, અગર તે બાયડીને પકડવાનું વારંટ નહીં નીકળ્યું હોય તો, તે વારંટ બજાવવાનું કામ જેહેને સોંપ્યું હોય તે અમલદાર અથવા બીજા શખસે તે જનાના અથવા ઓરડા માંહેલી તે બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નીકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે; અને તે ખબર આપ્યા પછી, તથા તે બાયડીને ત્યાંહાંથી નીકળી જવાને યોગ્ય વેળા આપ્યા પછી,

તથા તેહેને નીકળી જવું જેમ શેહેલ પડે તેહેવા હરએક ઘટતો ઉપાય કરયા પછી, તે ઝાડો પૂરેપુરો લેવા માટે તે જનાના અથવા ઓરડામાં પેશવાને તે અમલદાર અથવા બીજો શખ્સ મુખત્યાર છે, પણ આ ઠરાવોને અનુસરીને તેણે તેજ વખતે હરએક પેરવી કરવી જોઇયે કે ત્યાંહાંથી ગુપ્ત રીતે કાંઈ મિલકત ખસેડીને કોઇથી લઇ જઇ શકાય નહીં.

૫૯. આ બાબ મુજબ કોઇ પણ ઘર અથવા જગાનો ઝાડો લેવો તે જ્યાંહાં ઘર અથવા જગા હોય ત્યાંહાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓના દેખતાં લેવો; પણ તે શખ્સોને અગર માજિસ્ત્રેટ ખસુસન સમન કરે નહીં તો માજિસ્ત્રેટ-ની કોરટમાં શાહેદ દાખલ તે શખ્સોને હાજર થવું પડશે નહીં. તે ઘર અથવા જગામાં રેહેનારને, અથવા તેહેની વતી કોઇ શખ્સને, ઝાડો લેતી વેળા હર વખત હાજર રેહેવા દેવો.

૬૦. જે કામમાં કોઇ બાયડીનો ઝાડો લેવાડવો જરૂર પડે, તે કામમાં દેશાની રીતભાત પર પાકી રીતે નજર રાખીને ઝાડો લેવો.

૬૧. ફલાણું ઘર અથવા બીજી જગા ચોરીની મીલકત રાખવા અથવા વેચ-વાની જગા દાખલ અથવા બનાવટના લેખ અથવા ખોટા સરકારી સ્ટાંપ, અથવા ખોટા શીક્કા, અથવા ખોટા શીક્કા પાડવાનાં કે ખોટા લેખ બનાવવાનાં હથી-યાર અથવા સામાન રાખવા વેચવા કે બનાવવાની જગા દાખલ, વાપરવામાં આવેછે; અથવા કાંઈ બનાવટના લેખો, અથવા ખોટા સ્ટાંપ અથવા ખોટી મોહોરો, અથવા કાંઇ ખોટા શીક્કા, અથવા શિક્કા ખોટા કરવામાં કે ખોટા લેખ કરવામાં વપરાતાં હથીયાર કે સામાન, ફલાંણા ઘર કે બીજી જગામાં રાખેલાં અથવા મુકેલાં છે, એમ માનવાનું અગર જીલ્લાના માજીસ્ત્રેટને અથવા જેહેના હવાલામાં જીલ્લાનો કોઈ ભાગ હોય તેહેવા માજીસ્ત્રેટને, ખબર મળ્યાથી, તથા તેહેની નજરમાં જરૂર જણાય તેંહેવી ચોકશી કરતાં કારણ હોય, તો જેટલી મદદ જોઇયે તેટલી મદદ સાથે, તથા જરૂર હોય તો બલાત્કારથી તે ઘરમાં અથવા બીજી જગામાં પેશવાનો, તથા વારંટમાં લખેલા તેહેના સરવે ભાગોનો ઝાડો લેવાનો તથા તે મધ્યે જે ચોરીની માલકત અથવા લેખ, સ્ટાંપ, મોહોર કે શીક્કા જડે, અને જે વીશે ઝાડો લેનાર અમલદારને કારણસર એહેવો શક જાય કે એ બનાવટનો, ચોરીનો, ખોટો, અથવા ખોટો બનાવેલો, માલ છે, તે પકડીને પોતાના કબજામાં

લેવાનો, તથા ઉપર લખેલા પ્રકારના હથીયાર તથા સામાન પણ પકડીને પોતાના કબજામાં લેવાનો અખ્તિયાર પોતાના વારંટથી કોઈ પણ ગામના મુખી અથવા પોલીસ અમલદારને આપવાને તે માજીસ્ટ્રેટ મુખ્તિયાર છે.

૬૨. કોઈ ગામના મુખીને અથવા પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે માહારા ગામ અથવા ચોકીની હદ માંહેની ફલાણી દુકાન અથવા જગામાં કાંઈ ખોટાં કાટલાં, અથવા માપ, અથવા તોળવાના યંત્ર છે, ત્યારે તે દુકાનમાં વપરાતાં અથવા રાખેલ કાટલાં, માપ, અથવા તોળવાના યંત્ર તપાસવાને અથવા તેહેનો શોધ કરવાને, વગર વારંટે, તે દુકાન અથવા જગામાં પેસવાને તે ચોકીવાળો અમલદાર મુખ્તિયાર છે; અગર તે પોલીસ અમલદારને તે દુકાન અથવા જગામાં કાંઈ ખોટાં કાટલાં, માપ, અથવા યંત્રો જડે, તો તે પકડવાને તે મુખ્તિયાર છે, અને જે માજીસ્ટ્રેટનો અધીકાર હોય તે માજીસ્ટ્રેટને તેણે તે પકડ્યાની તુરત ખબર આપવી.

૬૩. કાંઈ મીલકત ચોરેલી છે એમ કેહેવામાં આવતું હોય અથવા એહેવો શક જતો હોય, તે મીલકત અગર કોઈ ગામનાં મુખી અથવા પોલીસ અમલદારના પકડવામાં આવે, અથવા જેથી કાંઈ ગુનોહ થયાનો શક ઉત્પન્ન થાય એહેવી બીના સાથે કાંઈ મિલકત પકડી હોય, તો તે બાબત જીલ્લાના માજિસ્ટ્રેટને તુરત રીપોર્ટ કરી મોકલવો, અને તે પરથી તે મિલકત રાખવા બાબત તથા તે હાજર કરવા બાબત પોતાની નજરમાં યોગ્ય જણાય તેહેવો હુકમ તે માજિસ્ટ્રેટે કરવો.

૬૪. અગર તેહેવી કોઇ મિલકતનો કોઇ દાવો ન કરે, તો જીલ્લાનો માજિસ્ટ્રેટ તે રાખવાને મુખ્ત્યાર છે; અને તે મિલકતમાં શી શી વસ્તુ છે તેહેનું બયાન કરીને તે માજિસ્ટ્રેટે એક જાહેરનામું કરવું, અને તેહેમાં એમ ફરમાવવું કે જે શખ્સનો એ મિલકત પર દાવો હોય તે શખ્સે આ જાહેરનામાંની તારીખથી છ મહીનામાં હાજર થઇને પોતાનો દાવો સાબીત કરવો.

૬૫. અગર તે ઠરાવેલી મુદતમાં કોઈ શખ્સ તે મિલકતનો દાવો ન કરે અને માહારી પાસે એ મિલકત કાયદાસર આવેલી છે એમ જે શખ્સના કબજામાં તે મિલકત જડી હોય તે શખ્સ બતાવી ન શકે, તો તે મિલકત પર સરકારનો વ્યવસ્થાધિકાર થશે અને તે જીલ્લાના માજિસ્ટ્રેટના હુકમથી વેચી શકાશે.

---

## બાબ ૯ મો.

### ગામના મુખીની તથા પોલીસની પ્રથમ ચોકશી બાબત.

૬૬. કોઈ પણ ભારે ગુનોહ કોઇ ગામની અથવા પોલીસની ચોકીની હદમાં બન્યાની તે ગામ અથવા ચોકી જેહેના હવાલામાં હોય તે અમલદારની આગળ ફરીયાદ થયેથી અથવા ખબર આવેથી, તેણે જેહેને અધિકાર હોય એહેવા માજિસ્ત્રેટને તુરત ખબર મોકલવી; અને જાતે તે ઠેકાણે જઇને તે મુકદ્દમાની હકીકત તથા કેફીયતની ચોકશી કરવી. તથા તે ગુનેહગારને શોધી કાહાડવા તથા પકડવા સારૂ જરૂર હોય તેહેવો બંદોબસ્ત કરવો, અથવા તે પ્રમાણે કરવા સારૂ તેણે પોતાના હાથ તળેના અમલદારોમાંના એક અમલદારને ત્યાંહાં મોકલવો.

૬૭. પરંતુ જ્યારે કોઈ શખ્સનું નામ લઇને તે શખ્સની ઉપર કાંઈ ફરીયાદ કરવામાં આવે, અને તે કામ ભારે ન હોય, તથા સ્થાનિક ચોકશી કરવી જરૂર જણાતી ન હોય, તો ગામના મુખીએ અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસની ચોકી હોય તેણે તે ઠેકાણે ચોકશી કરવા સારૂ જાતે જવાની અથવા હાથ તળેના કોઈ અમલદારને મોકલવાની જરૂર નથી.

૬૮. ગામના મુખીની અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસની ચોકી હોય તેહેની આગળ કાંઈ ફરીયાદ અથવા ખબર આવેથી તે અમલદારને અગર એમ જણાય કે કાંઈ ચોકશી કરવા માંડવાનો પાકો સબબ નથી, અથવા ઇનસાફની મતલબને સારૂ તોહોમતવાળા શખ્સને તુરત પકડવો જરૂર નથી, તો તે બાબત તેણે કાંઈ કામ ચલાવવું નહીં; અને માજીસ્ત્રેટને હુકમ થવા સારૂ તે ફરીયાદ અથવા ખબરની મતલબનો તેણે રીપોર્ટ કરી મોકલવો.

૬૯. ગામના મુખીને અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસની ચોકી હોય તે અમલદારને જે ગુનાહ બાબત તપાસ કરવાનો અખ્તિયાર હોય તે ગુનાહની ચોકશી કરવામાં ફલાણી વસ્તુ હાજર કરવી જરૂર છે એમ તે મુખીને અથવા અમલદારને જણાય તો તે ગામની અથવા ચોકીની હદ માંહેનાં કોઇપણ ઘર અથવા જગામાં તે વસ્તુને માટે શોધ કરવાને અથવા શોધ કરાવવાને તે મુખી અથવા અમલદાર મુખ્તિયાર છે. એહેવે પ્રસંગે તે ગામના મુખીએ અથવા પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે બની શકે તો તે

વસ્તુને માટે શોધ જાતે કરવો. અગર જાતે તે શોધ તેથી ન બનશીકે, અને તે શોધ કરી શકે એહેવો કોઈ બીજો શખ્સ તે વખતે હાજર ન હોય તો પોતાના હાથ તળેના કોઇપણ અમલદારને તે શોધ કરવાનું ફરમાવવાને ગામનો મુખી અથવા તે પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર મુખત્યાર છે અને તેણે તે અમલદારને એક હુકમ લખીને આપવો, અને કણી મીલકતને માટે શોધ કરવો છે તે, તથા કહ્યાં ઘરનો અથવા કણી જગાનો ઝાડો લેવો છે તે, તે હુકમમાં તેણે લખવું; અને ત્યારપછી તે ઘર અથવા જગામાં તે મીલકતને માટે શોધ કરવાને તે હાથ તળેનો અમલદાર મુખત્યાર છે.

૭૦. ગામના મુખી અથવા પોલીસની કોઈ ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર, અથવા કાંઈ ચોકશી કરતો હોય એહેવો બીજો પોલીસ અમલદાર, તે કામની હકીકત તથા કેફીયતથી ફલાણો શખ્સ વાકેફ છે એમ ધારવામાં આવે, તે શખ્સને મોહોડેથી સવાલ પુછવાને મુખત્યાર છે. આ કલમમાંની કાંઈ વાતપરથી એમ નહીં સમજવું કે જે શખ્સને એ પ્રમાણે સવાલ પુછવામાં આવે તે શખ્સે કહેલો કાંઈ મજકુર લખી લેવાની તે મુખી અથવા પોલીસ અમલદારને મને છે. પરંતુ જે મજકુર એ પ્રમાણે લખી લેવામાં આવે તે મજકુરપર તે કેહેનારની સહી લેવી નહીં, અને તેહેને દફતરના ભાગ દાખલ સમજવો નહીં, તથા તે પુરાવા દાખલ વાપરવો નહીં.

૭૧. કાંઈ વાત જાહેર કરવા સારૂ, અથવા કબુલાત કરવા સારૂ, ધમકી અથવા વચનથી અથવા બીજી કોઈ પણ રીતે કોઈ તોહોમતવાળા શખ્સને કોઈ પોલીસ અમલદારે કે બીજા શખ્સે લાલચ દેખાડવી નહીં.

૭૨. અગર મળેલી ખબર ઉપરથી એમ જણાય કે જે શખ્સને પકડેલો છે તે શખ્સની ઉપર જે ગુનાહનું તોહોમત મુકયું છે તે ગુનોહ તે શખ્સે કરેલો છે, અને તે ગુનોહ જામીન લઈ શકાય એહેવો નહોય, તો, તે ગામના મુખીએ અથવા પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે ગુનાહ બાબત જે માજિસ્ટ્રેટને અધિકાર હોય તે માજિસ્ટ્રેટની પાસે તે શખ્સને પોહોરામાં મોકલી દેવો, અને ઠરાવેલ દિવસે તે માજિસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તે ફરીયાદ કરનારને તથા શાહેદને લખતથી બાંધી લેવા.

૭૩. મુકદમાની સઘળી કેફીયત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી,

કોઈ માજિસ્ત્રેટના ખાસ હુકમ વગર કોઇ તોહોમતવાળા શખ્સને કોઈ ગામના મુખીએ અથવા પોલીસ અમલદારે પોહોરામાં રાખવો નહીં. અગર બે દીવસમાં ચોકશી પુરી ન થઇ હોય, અને તોહોમત સારા આચારવાળું છે એમ માનવાના સબબ હોય, તો અધુરી ચોકશી છતાં પણ તે ગામનાં મુખીએ અથવા પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે તોહોમતવાળા શખ્સને માજીસ્ત્રેટ પાસે મોકલી દેવો, અને મુખ્તેસરમાં એમ લખી મોકલવું કે એ શખ્સને ફલાણા ગુનાહને માટે પકડેલો છે.

૭૪. તોહોમતવાળા શખ્સને માજિસ્ત્રેટ પાસે મોકલવા જેહેવો પાકો પુરાવો અથવા શક લાવવાનું યોગ્ય કારણ નથી, એમ અગર ગામના મુખીને અથવા જે અમલદારના હવલામાં તે પોલીસની ચોકી હોય તે અમલદારને જણાય, તો બોલાવે તે વખતે હાજર થવા બાબતનો તે તોહોમતવાળા શખ્સનો જામીન લઈને, અથવા તેહેની બે શાહેદની રૂબરૂ કબુલત લઇને, તે અમલદારે તે તોહોમતવાળા શખ્સને છોડી મુકવો, અને માજિસ્ત્રેટનો હુકમ થવા સારૂ તે કામનો તેણે રીપોર્ટ કરી મોકલવો.

૭૫. જે ફરીયાદ કરનાર તથા શાહેદે માજિસ્ત્રેટની આગળ હાજર થવું જરૂર છે એમ ચોકશી કરનાર ગામના મુખીની અથવા પોલીસ અમલદારની નજરમાં આવે, તે હરએક ફરીયાદ કરનારે તથા શાહેદે, ફલાણે દાહાડે, એટલે તોહોમતવાળા શખ્સનો અગર જામીન લીધો હોય તો તે જે દાહાડે, હાજર થવાનો હોય તે દાહાડે, અથવા અગર તે શખ્સને પોહોરામાં મોકલવો હોય તો જે દાહાડે તે માજિસ્ત્રેટની કોરટમાં જઇ પોહોંચવાની વકી હોય તે દાહાડે તે ગુનાહ બાબત જે માજિસ્ત્રેટને અધિકાર હોય તે માજિસ્ત્રેટની આગળ હાજર થવાને ગામના મુખીએ અથવા પોલીસ અમલદારે બે શાહેદોની રૂબરૂ તાકીદ કરવી.

૭૬. કોઈ ફરીયાદ કરનારને અથવા શાહેદને કોઈ ગામના મુખીએ અથવા પોલીસ અમલદારે પ્રતીબંધ અથવા નકામી અડચણ કરવી નહીં, અને તેઓએ હાજર થવા બાબત તેઓની પોતાની કબુલત શીવાય તેઓની પાસેથી કાંઈ બીજી જામીનગીરી પણ માંગવી નહીં; પણ અગર કોઈ ફરીયાદ કરનાર અથવા શાહેદ હુકમ પ્રમાણે કબુલત આપવાને બે શાહેદની રૂબરૂ ના કેહે, તો ગામના મુખી અથવા પોલીસની કોઈ ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર તે ફરીયાદ

કરનાર અથવા શાહેદને પોહોરામાં માજીસ્ત્રેટની પાસે મોકલવાને મુખત્યાર છે, અને તે ફરીયાદ કરનાર અથવા શાહેદ હાજરજામીન આપે ત્યાંહાં સુધી, અથવા માજીસ્ત્રેટની આગળ તે મુકદમો સાંભળવામાં આવે ત્યાંહાં સુધી તેહેને પોહોરામાં રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૭૭. ગામના મુખીએ અથવા પોલીસની ચોકીઓ જે અમલદારોના હવાલામાં હોય તે અમલદારોએ પોતપોતાના ગામની અથવા ચોકીઓની હદોમાં જે શખસોને પકડવામાં આવ્યા હોય તે સઘળાઓનો જીલ્લાના માજીસ્ત્રેટને રિપોર્ટ કરી મોકલવો પછી તે શખસોના જામીન લેવામાં આવ્યા હોય કે નહીં તોપણ.

૭૮. કોઈ ગામના મુખીની અથવા પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની ફરજ છે કે કોઈ શખસના અસ્વભાવીક અથવા આકસ્મિક મોતની કાંઇ નોટિસ અથવા ખબર મળેથી તેણે જે ઠેકાણે તે મુએલા શખસનું મુડદું પડેલું હોય ત્યાંહાં જવું તથા ત્યાંહાં પડોસમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેનારાઓની હજુરમાં, ચોકશી કરીને મોતનાં દેખાઈતાં કારણનો રિપોર્ટ કરવો અને તે રીપોર્ટ મધ્યે તે મુડદાં ઉપર જોર જુલમની કાંઇ નીશાણી જણાતી હોય તે લખવી તથા શી રીતે અથવા કેહેવા હથીયાર કે સાધન વડે તે નીસાણી થયેલી જણાય છે તે લખવું. તે રીપોર્ટપર તે ગામના મુખીએ અથવા પોલીસ અમલદારે તથા બીજા શખસોએ અથવા તેઓમાના જેટલાનો વીચાર તેહેમાં લખ્યા પ્રમાણે હોય તેટલા જણાઓએ સહી કરવી, અને છી તુરત તે રીપોર્ટ તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

---

## બાબ ૧૦ મો.

### હુકમોના તિરસ્કાર બાબત તથા હુકમ ન માનવા બાબત.

૭૯. હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯મી, ૧૮૦ મી, અથવા ૨૨૮ મી કલમમાં બયાન કરેલો કોઇ ગુનોહ જ્યારે કોઈ દીવાની ફોજદારી, કે રેવિન્યુ કોરટનાં દેખતાં અથવા તેહેની હજુરમાં કરવામાં આવે, ત્યારે પછી તે ગુનોહ કરનાર ગણીની વિલાયતી રૈયત હોય કે નહીં તોપણ તેહેને પોહોરામાં રખાવવાને તે કોરટ મુખ્તિયાર છે; અને તેજ દાહાડે કોરટ ઉઠતાં પેહેલાં કોઈ પણ વખતે તે ગુનાહની તજવીજ કરવાને તે કોરટ મુખ્તિયાર છે; અને તે

ગુનોહ કરનારને બસેં રૂપિયા સુધીના દંડની શિક્ષા કરવાને અથવા તે દંડ તેટલી મુદ્દત પેહેલાં ન આપે તો, એક મહિનાની મુદ્દત સુધી દીવાની જેલમાં કેદની શીક્ષા કરવાને તે કોરટ મુખ્ત્યાર છે. એહેવો પ્રસંગ જ્યારે આવે ત્યારે શું શું કરેથી તીરસ્કાર થયો છે તે હકીકત, તથા તે ગુનોહ કરનાર જે મજકુર કેહે તે, તથા કોરટનો ઠરાવ, તથા શિક્ષાનો હુકમ, એટલી વાત તે કોરટે દફતરમાં લખવી. કોઈ કામમાં અગર કોરટની નજરમાં એમ આવે કે ઉપર લખેલા ગુનાહનાં તોહોમત-વાળા કોઈ શખ્સને કેદ કરવો જોઇએ, અથવા બસેં રૂપિયા કરતાં વધારે દંડ કરવો જોઇએ, તો શું શું કરેથી તીરસ્કાર થયો છે તે હકીકત તથા ઉપર લખ્યા પ્રમાણે તોહોમ-તવાળા શખ્સનો મજકુર દફતરમાં લખી લઇને, તે કોરટે તે કામ કોઇ માજિસ્ત્રેટ પાસે મોકલવું, અથવા અગર તે તોહોમતવાળો શખ્સ રાણીની વીલાયતી રૈયત હોય તો તે કામ કોઇ સુલેહના અમલદાર પાસે મોકલવું અને તે માજિસ્ત્રેટ આગળ અ-થવા તે સુલેહના અમલદાર આગળ હાજર થવા બાબત તે તોહોમતવાળા શખ્સનો જામીન લેવડાવવો; અથવા અગર પાકો જામીન આપવામાં ન આવે તો, તે તોહોમત-વાળા શખ્સને પોહોરામાં તે માજિસ્ત્રેટ અથવા સુલેહના અમલદાર પાસે મોકલાવી દેવો, અગર તે કામ કોઈ માજિસ્ત્રેટની પાસે મોકલવામાં આવે તો માજિસ્ત્રેટની આગળ તજવીજ ચલાવવાને માટે જે રીત ફરમાવેલી છે તે રીત પ્રમાણે તે માજિસ્ત્રેટે તે તોહોમતવાળા શખ્સની તજવીજ કરવી, અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમ મુજબ તેહેની ઉપર તોહોમત મુકવામાં આવ્યું હોય તે કલમમાં ફરમાવ્યા પ્રમાણે તે ગુનેહગારને શિક્ષા કરવાને તે માજિસ્ત્રેટ મુખ્ત્યાર છે. અગર તે કામ કોઈ સુલેહના અમલદાર પાસે મોકલવામાં આવે, તો તે સુલેહના અમ-લદારે તે મુકદ્દમાની કેફીયતની તજવીજ કરવી, અને હુમલાનેમાટે શિક્ષા કરવાનો જે અખ્ત્યાર ૩ જા જાર્જના ૫૩ માં વર્ષના કાયદાના ૧૫૫ મા બાબની ૧૦૫ મી કલમથી સુલેહના અમદારને મળેલો છે તેજ અખ્ત્યાર તે ગુનેહ-ગારને શિક્ષા કરવાનો તેહેને છે, અને સદહું બાદશાહી કાયદામાં જે રીત એ-હેવાં કામને સારૂ ફરમાવેલી છે તે રીત પ્રમાણે તે ગુનેહગારની ઉપર અમલ કરવાને તે સુલેહનો અમલદાર મુખ્ત્યાર છે. અગર તે સુલેહના અમલદારની નજરમાં એમ આવે કે સદહું બાદશાહી કાયદામાં ફરમાવ્યા મુજબ જેટલી શિક્ષા કરવાનો સુ-લેહના અમલદારને અખ્ત્યાર છે તે કરતાં અધિક શિક્ષા એ ગુનાહને માટે થવી જો-ઇએ, તો તે ગુનેહગારને કોઇ હાઇ કોરટમાં કમીટ કરવાને તે મુખ્ત્યાર છે. આ

કલમ મુજબ તજવીજ કરેલાં કોઈપણ કામમાં કોઈ માજિસ્ત્રેટની હજુરમાં તેહેની પોતાની કોરટની વીરૂદ્ધ કરેલાં કાંઈપિણ તીરસ્કારના કાંમને માટે તે માજિસ્ત્રેટે કેદનીશિક્ષા અથવા બસેં રૂપીયા કતાં વધારે દંડની શિક્ષા કરવી નહીં.

૮૦. કોઈ શખ્સને કાયદા મુજબ કાંઈ કરવાનું ફરમાવ્યું હોય તે કરવાની અગર તે ના કહે અથવા કસુર કરે, અને તેટલા માટે ઉપલી છેલ્લી કલમ મુજબ તેહેને શીક્ષાનો હુકમ કરવામાં આવે અથવા તજવીજ થવા સારૂ કોઈ માજીસ્ત્રેટ અથવા સુલેહના અમલદારની પાસે મોકલવામાં આવે તો તે ગુનેહગારે તે કોરટનો હુકમ માંનેથી તેહેને છોડી દેવાને અથવા શિક્ષા માફ કરવાને તે કોરટ મુખ્તયાર છે.

૮૧. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯ મી, તથા ૧૮૦ મી, કલમો શિવાય બાબ ૧૦ માં મધ્યે બયાન કરેલો કોઈ ગુન્હો કરીને રાણીની કોઈ વીલાયતી રૈયત કોઈપણ દીવાની, ફોજદારી અથવા રેવીન્યુ કોર્ટના કાયદેસર અખ્તિયારનો તીરસ્કાર કરે તો સુલેહનો અમલદાર હોય એહેવા માજિસ્ત્રેટથીજ તે ગુન્હાની તજવીજ થઈ શકશે; અને હુમલાને માટે શિક્ષા કરવાનો જે અખ્તિયાર ૩ જા જાર્જના ૫૩માં વર્ષના કાયદાના ૧૫૫મા બાબની ૧૦૫ મી કલમથી સુલેહના અમલદારને મળેલો છે તેજ અખ્તિયાર તે ગુન્હાને માટે શિક્ષા કરવાને તેહેને છે, અને ગુન્હો સાબીત થયેથી સદરહુ બાદશાહી કાયદામાં જે રીત એહેવાં કામને સારૂ ફરમાવેલી છે તે રીત પ્રમાણે તે ગુન્હેગારની ઉપર અમલ કરવાને તે માજિસ્ત્રેટ મુખ્તિયાર છે. અગર તે માજિસ્ત્રેટની નજરમાં એમ આવે કે સદરહુ બાદશાહી કાયદામાં ફરમાવ્યા મુજબ જેટલી શિક્ષા કરવાને સુલેહના અમલદારને અખ્તિયાર છે તે કરતાં અધિક શિક્ષા એ ગુન્હાને માટે થવી જોઈયે તો તે ગુન્હેગારને કોઈ હાઈ કોર્ટમાં કમીટ કરવાને તે માજિસ્ત્રેટ મુખ્તિયાર છે.

---

## બાબ ૧૧ મો.

### કેટલાંએક કામોમાં ફરીયાદ ચલાવવાની રીત.

૮૨. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૨૭ મી કલમ શિવાય ૬ ઠ્ઠા બાબ મુજબ શિક્ષા થઈ શકે એહેવા કોઈપણ ગુન્હાનું તોહોમત કોઈપણ કોર્ટે સાંભળવું નહીં. પણ અગર તે ફરીયાદનું કામ હિંદુસ્તાનના ગવર્નર જનરલ ઈન કૌન્સિલના, અથવા સ્થાનિક સરકારના, અથવા એહેવી ફરીયાદનું કામ ચલાવવાનો

હુકમ કે અખ્તિયાર આપવાનો ગવર્નર જનરલે જેહેને અખ્તિયાર આપ્યો હોય એવા કોઈ અમલદારના હુકમ અથવા અખ્તિયારથી ચલાવવામાં આવે, અથવા આડવોકેટ જનરલ ચલાવે, તો તે તોહોમત સાંભળવું.

૮૩. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૯૭મી કલમ મુજબના ગુન્હાનું કાંઇ તોહોમત તે સ્ત્રીના ધણી શીવાય બીજા કોઈ શખ્સથી ચલાવાશે નહીં.

૮૪. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૯૮ મી કલમ મુજબના ગુન્હાનું કાંઈ તોહોમત તે સ્ત્રીના ધણી શીવાય, અથવા તે ધણીની વતી જેહેના હવાલામાં તે સ્ત્રી હોય તે શિવાય બીજા કોઇ શખ્સથી ચલાવાશે નહીં.

---

# બાબ ૧૨ મો.

## સુપિરિયર કોરટમાં તજવીજ થઈ શકે એહેવાં કામોમાં માજિસ્ત્રેટે પ્રથમ ચોકશી કરવા બાબત.

૮૫. જે ગુનાહોને માટે તજવીજ સુપિરીયર કોરટજ કરી શકે છે તેઓ માંહેનો કોઈ ગુનોહ, અથવા જેહેની તજવીજ સુપિરીયર કોરટે કરવી જોઇયે એમ માજીસ્ત્રેટની નજરમાં આવે તેહેવો કોઈ ગુનોહ કોઈ શખ્સે કરયો છે. અથવા તેણે કરયો એહેવો શક જાયછે એ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટની આગળ કાંઈ ફરીયાદ કરવામાં આવે, ત્યારે તે શખ્સને પકડવા સારૂ પોતાનો સમન અથવા વાંરંટ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૮૬. તે ફરીયાદની સાચાઈ વીશે શક આણવાનું અગર તે માજિસ્ત્રેટને કાંઇ કારણ જણાય, તો જે શખ્સની ઉપર ફરીયાદ કરવામાં આવી હોય તે શખ્સને હાજર કરવા સારૂ હુકમ મોકલવો મુલતવી રાખવાને તથા તે ફરીયાદ સાચી છે કે જુઠી એ વાત નક્કી કરવા સારૂ પોતાના હાથ તળેના કોઈ અમલદારની મારફતે, અથવા કોઈ ગામના મુખીની અથવા પોલીસ અમલદારની મારફતે અથવા પોતાની નજરમાં સહુથી યોગ્ય જણાય એહેવી બીજી રીતે તે ફરીયાદની સાચાઈ વીશે પ્રથમ ચોકશી કરવાનો હુકમ કરવાને તે માજિસ્ત્રેટ મુખ્તિયાર છે અથવા તે માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તે ફરીયાદ બાબત કામ ચલાવવાનો કાંઈ પાકો સબબ નથી, તો એકદમ તે ફરીયાદ કાહાડી નાંખે.

૮૭. અગર પાકું કારણ જોવામાં આવે, તો કોઈ તોહોમતવાળા શખ્સે જાતે નહીં હાજર થવા વીશે ફરમાવવાને, તથા તે શખ્સે પોતાની વતી કામ કરવા સારૂ બરાબર રીતે અખ્તિયાર આપેલા મુખ્તિયારની મારફતે હાજર થવાની તેહેને પરવાનગી આપવાને તે માજિસ્ટ્રેટ મુખ્તિયાર છે પણ તે કામ ચાલતાં કોઈ પણ વખતે તે તોહોમતવાળા શખ્સે જાતે હાજર થવું એહેવો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખ્તિયાર છે પણ તેને દરજ્જાને લીધે અથવા બીજા કોઇ કારણથી પંડે હાજર થવાને માફી મળી હોય તો તે પ્રમાણે હુકમ કરવો નહીં.

૮૮. જેહેની ઉપર કાંઇ ગુનાહનુ તોહોમત મુકયું હોય તેહેવો કોઈ શખ્સ અગર નાહાશી જાય અથવા સંતાઈ બેસે, એહેવી રીતે કે તેહેની ઉપર કાંઈ વારંટ મોકલ્યા છતાં તે જડે નહીં; તો અગર તે માજીસ્ટ્રેટની એહેવી ખાતરી થાય કે તે વારંટ પોતાની ઉપર ન બજે એહેવા હેતુથી તે શખ્સ નાહાશી ગયો છે અથવા સંતાઈ બેઠો છે તો તે માજિસ્ટ્રેટે એક લખેલું જાહેરનામું કરવું, અને તેહેમાં એમ ફરમાવવું કે આટલી મુદતમાં તે શખ્સે તે ફરીયાદનો જવાબ કરવાને હાજર થવું. તે મુદત ત્રીસ દીવસથી ઓછી ઠરાવવી નહીં. જે શેહેર અથવા ગામમાં તે શખ્સ ઘણું કરીને રેહેતો હોય તે શેહેર અથવા ગામની કોઇ પ્રસિદ્ધ જગેપર તે જાહેરનામું જાહેર રીતે વાંચવું, અને તે શખ્સ જે ઘરમાં ઘણુંકરીને રેહેતો હોય તે ઘરના કોઈ પ્રસિદ્ધ ભાગ પર અથવા તે શેહેર કે ગામના કોઈ પ્રસિદ્ધ ભાગપર તે જાહેરનામું ચોહોંડવું અને તે માજિસ્ટ્રેટની કોર્ટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગપર પણ તે જાહેરનામાની એક નકલ ચોહોંડવી.

૮૯. જે શખ્સ નાહાસી ગયો અથવા સંતાઈ બેઠો હોય તે શખ્સની કાંઈ જંગમ અથવા સ્થાવર મીલકત જપ્ત કરવાનું પણ તેજ વખતે ફરમાવવાને તે માજિસ્ટ્રેટ મુખ્તિયાર છે તે હુકમ ઉપરથી, જે માજિસ્ટ્રેટે તે હુકમ કર્યો હોય તે માજિસ્ટ્રેટની હકુમત બાહારની કાંઇ મીલકત જપ્ત કરવાનો અખ્તિયાર મળશે નહીં, પણ જે માજિસ્ટ્રેટે તે હુકમની પાછળ શેરો કર્યો હોય તે માજિસ્ટ્રેટની હકુમત માંહેની મીલકત જપ્ત કરવાનો અખ્તિયાર તે ઉપરથી મળશે. તે જાહેરનામા મધ્યે લખેલી મુદતમાં અગર ગેરહાજર શખ્સ હાજર ન થાય, તો તે મીલકતને વ્યવસ્થાધીકાર સરકારને મળ્યો એહેવો હુકમ કરવો, પણ છ અંગ્રેજી મહીના પુરા થતાં સુધી તે મિલકત વેચવી નહીં; પણ અગર તે મીલકત એહેવી જાતની હોય

કે તેહેનો નાશ થઈ જાય, અથવા તે માજિસ્ત્રેટના વીચારમાં એમ આવે કે એ વેચેથી માલીકને ફાયદો થશે, તો તે વેચવી.

૯૦. જે શખ્સની મીલકતનો વ્યવસ્થાધીકાર સરકારને મળ્યો એહેવો હુકમ ઉપલી છેલ્લી કલમ મુજબ કરવામાં આવ્યો હોય, તે શખ્સ અગર તે મીલકત જપ્ત થયા પછી બે વરષમાં પોતે સ્વાધીન થાય, અને કોઈ મુખ્તિયાર કોર્ટની આગળ તજવીજ થતાં તે કોર્ટની ખાતરી થાય એ પ્રમાણે તે સાબીત કરી આપે કે ઇનિસાફથી બચી જવાના હેતુથી હું નાહાશી ગયો અથવા સંતાઈ બેઠો નહીં હતો, તો તે મીલકત તેહેને પાછી આપવી, અને અગર તે મીલકત વેચી હોય તો તેહેની જે કીંમત ઉપજી હોય તે તેહેને આપવી.

૯૧. જે શખ્સો તે મુકદ્દમાની હકીકત તથા કેફીયતથી વાકેફ હોય, અને જેઓ ફરીયાદ કરનારની તરફથી શાહેદી પુરશે એહેવો સંભવ હોય તે શખ્સોનાં નામ ફરીયાદ કરનાર પાસેથી અથવા બીજી રીતે તે માજિસ્ત્રેટે જાણી લેવાં, અને તે શખ્સોની ઉપર તેણે સમન મોકલવો અને તેહેમાં એમ ફરમાવવું કે ફલાંણા તોહોમતવાળા શખ્સની ઉપર જે ફરીયાદ કરવામાં આવી છે તે બાબત તમે જે કાંઈ જાણતા હો તે વીશે સમનમાં લખેલી વખતે તથા ઠેકાણે હમારી આગળ હાજર થઇને તમે શાહેદી આપજો.

૯૨. ઉપલી છેલ્લી કલમ મુજબ કોઈ માજીસ્ત્રેટ જે સમન મોકલે તે સમન શાહેદને હાથોહાથ પોંહોંચાડવો, અથવા, અગર તે શાહેદ જડે નહીં તો, તેહેની સાથે રેહેનારા તેહેના કુટુંબના કોઈ પાકી ઉમરના મરદને તેહેને પોંહોંચાડવા સારૂ આપી આવવો.

૯૩. શાહેદી આપવાનો સમન જે શખ્સની ઉપર કરયો હોય તે શખ્સ અગર તે સમનમાં ઠરાવેલી વખતે તથા ઠેકાણે હાજર થવાની કસુર કરે અથવા ના કહે, અને તે કસુરનું અથવા ના કેહેવાનું કાંઈ યોગ્ય કારણ ન બતાવે તો, તે સમન બરાબર પોંહોંચાડેલો છે એમ સાબીત થયેથી, ઉપર લખ્યા પ્રમાણે શાહેદી આપવા સારૂ તે શખ્સને પોતાની આગળ પકડી આણવાને પોતાની સહી સાથેનું એક વાંરટ મોકલવાને તે માજિસ્ત્રેટ મુખ્તિયાર છે.

૯૪. જે શખ્સને સમન કરયો હોય અથવા કોઇ માજીસ્ત્રેટની આગળ આણીને હાજર કરયો હોય, તે શખ્સને જે કાંઈ સવાલ પુછવામાં આવે, તે સવાલના

જવાબ દેવાની અગર તે શખ્સ ના કેહે અને તે ના કહેવાનું કાંઇ યોગ્ય કારણ બતાવે નહીં, તો તે ના કેહેનારા શખ્સને પોતાની સહી સાથેના વારંટથી, અગર તે શખ્સ એટલા દરમીયાનમાં સવાલના જવાબ આપવા કબુલ ન કરે તો, સાત દીવસની મુદ્દત સુધી કેદમાં મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે, અને તે મુદત બાદ અગર તે હઠ કરીને જવાબ આપવાની નાજ કેહે,તો આ ધારાની ૭૯મી કલમના ઠરાવો મુજબ તેહેની ઊપર અમલ થઇ શકે.

૯૫. તે તોહોમત જે બાબતનું હોય તે બાબતની હકીકત તથા તેહેની સાથેની કેફિયત જે શખ્સોના જાંણ્યાંમાં છે એમ કેહેવામાં આવે તે શખ્સોની તથા ફરીયાદ કરનારની શાહેદી તે માજીસ્ત્રેટે લેવી.

૯૬. ફરીયાદ કરનારની તથા તેહેની તરફના શાહેદોની જબાની તે તોહોમતવાળા શખ્સની રૂબરૂ, અથવા જો તેહેને જાતે હાજર કર્યા વીના કામ ચલાવ્યું હોય અને તે કોઈ મુખ્તિયારની મારફતે હાજર થયો હોય તો, તે તેહેનાં મુખ્તિયારની રૂબરૂ લેવી. તે તોહોમતવાળો શખ્સ અથવા તેહેનો મુખ્તિયાર તે ફરીયાદ કરનારને અથવા તેહેના શાહેદોને કાંઈ આડા સવાલ પુછે તે પુછવા દેવા.

૯૭. ગુજરાતી ભાષામાં પ્રત્યેક શાહેદની શાહેદી તે માજિસ્ત્રેટે અથવા તે માજિસ્ત્રેટની હજુરમાં તે સાંભળે તેમ તેહેના ફરમાવ્યા મુજબ અને નિગેહબાની નીચે લખી લેવી અને તે ઉપર તે માજીસ્ત્રેટે સહી કરવી. જ્યારે કોઈ શાહેદ અંગ્રેજીમાં શાહેદી આપે ત્યારે તે માજીસ્ત્રેટ તે શાહેદી તે ભાશામાં પોતાને હાથે લખી લેવાને મુખ્ત્યાર છે. અને ગુજરાતી ભાષામાં તે શાહેદીનો સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

૯૮. શાહેદી ઘણુંકરીને સવાલ જવાબની રીતે નહીં પણ હકીકતની રીતિ લખી લેવી. કાંઈ વીશેષ કારણ માજીસ્ત્રેટની નજરમાં દેખાય તો અથવા ફરીયાદ કરનાર શખ્સ કે તોહોમતવાળો શખ્સ અરજ કરે તો કાંઈ મુકર્રર સવાલ જવાબ, લખી લેવાને અથવા લખાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે. જ્યારે તે શાહેદી પુરી થાય ત્યારે તોહોમતવાળા શખ્સના દેખતાં, તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવી, અને જરૂર હોય તો સુધારવી. શાહેદી જ્યારે શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે અગર તે શાહેદ તે શાહેદીના કોઇ ભાગના ખરાપણાંની ના કેહે તો તે શાહેદી સુધારવાને બદલે, તે ભાગપર તે શાહેદે જે હરકત લીધી હોય તેહેની તે ઉપર યાદદાસ્ત કરી

લેવાને તે માજીસ્ત્રેટ મુખ્ત્યાર છે. અને પોતાને જરૂર જણાય તેહેવો અભીપ્રાય તે માજીસ્ત્રેટે લખવો. જે ભાષામાં શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં જો તે લખી લીધી હોય અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા જો તે શાહેદ સમજતો ન હોય તો લખી લીધેલી શાહેદી જે ભાષામાં અસલ આપી હોય તે ભાષામાં અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભાષામાં તે સમજાવવાનું કેહેવાને તે શાહેદ મુખ્ત્યાર છે.

૯૯. હરએક શાહેદની શાહેદીની જોડે તે માજીસ્ત્રેટની સહીની એક યાદદાસ્ત રાખવી જોઇયે; અને તે યાદદાસ્તમાં એ પ્રમાણે લખવું જોઇયે કે એ શાહેદી શાહેદને વાંચી સંભળાવી છે, અને, તે શાહેદી ખરી છે એમ તે શાહેદે કબુલ કરયું છે. જ્યારે તે શાહેદી તે માજિસ્ત્રેટે પોતાને હાથે નહીં લખી લીધી હોય ત્યારે તે યાદદાસ્તમાં બીજું એમ લખવું કે તે શાહેદી તે માજિસ્ત્રેટની હજુરમાં તે સાંભળે એહવી રીતે તથા તેહેના હુકમ તથા નિગેહબાની નીચે લખી લીધી છે.

૧૦૦. તે તોહોમતવાળો શખસ નહીં સમજતો હોય એહેવી કોઈ ભાશામાં અગર તે શાહેદી આપવામાં આવે તો તે તોહોમતવાળો જે ભાષા સમજતો હોય તે ભાષામાં તે શાહેદી તેહેને ખુલ્લી કોરટમાં સમજાવવી.

૧૦૧. ફલાણા શખસની શાહેદી આ ચોકશીમાં જરૂર છે એમ માજિસ્ત્રેટની નજરમાં આવે તો કામ ચાલતાં કોઈ પણ વખતે તે શખસને સમન કરીને તેહેની જબાની લેવાને તે મુખ્ત્યાર છે.

૧૦૨. ચોકશી ચાલતી હોય તેહેવામાં, વખતે વખતે, તે તોહોમતવાળા શખસની જબાની લેવાને, તથા તેહેને જે સવાલો પુછવા પોતાને જરૂર જણાય તે સવાલો પુછવાને તે માજિસ્ત્રેટ મુખ્ત્યાર છે. તે સવાલોના જવાબ આપવા કે નહીં એ તે તોહોમતવાળા શખસની ખુશીપર છે.

૧૦૩. તે તોહોમતવાળા શખસના જાણ્યામાં જે વાત હોય તે જાહેર કરવા સારૂ અથવા નહીં જાહેર કરવા સારૂ તેહેને લલચાવવા માટે કાંઈ વચનથી કે ધમકીથી અથવા બીજી રીતે તેહેની ઉપર કાંઇપણ અસર કરવી નહીં; પણ તે તોહોમતવાળા શખસની ઉપર જે ગુનાહનું તોહોમત હોય તે ગુનોહ પોતે કરયાની કબુલાત કરવાનું અગર તે તોહોમતવાળો શખસ પોતાની મેળે કેહે તો તે માજીસ્ત્રેટે

તેહેની પાસેથી સઘળી હકીકત તથા કેફીયતનો વીગતવાર અેહેવાલ માગવો, અને જાણે તે શાહેદજ હોએ એવી રીતે તે બાબત તેહેની જબાની લેવી.

૧૦૪. તે તોહોમતવાળા શખ્સને કાંઇ શોગંદ અથવા પ્રતિજ્ઞા આપવી નહીં.

૧૦૫. તે તોહોમતવાળા શખ્સની જબાની, એટલે તેહેને પુછેલો પ્રત્યેક સવાલ તથા તેણે આપેલો પ્રત્યેક જવાબ, એ સઘળું તેહેને દેખાડવું અથવા વાંચી સંભળાવવું, અને તેહેના જવાબો માંહેલી કાંઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઇ વાત વધારવાને તે શખ્સ મુખ્તિયાર છે અને તે ખરૂં કેહે તેહેવું સઘળું થાય ત્યારે તે જબાની પર તે માજીસ્ત્રેટે પોતાની સહી કરવી અને તેણે એ પ્રમાણે લખીને તે પર સહી કરવી કે આ જબાની માહારી હજુરમાં તથા હું સાંભળતો હતો એહેવી રીતે લેવામાં આવી છે; અને તે તોહોમતવાળા શખ્સે કહેલો સઘળો મજકુર ખરી રીતે એહેમાં લખેલો છે.

૧૦૬. તે તોહોમતવાળા શખ્સની ઉપર પડેલા પુરાવાના જવાબમાં અથવા તે પુરાવો ખોટો છે એહેવું દેખાડવા માટે તે તોહોમતવાળા શખ્સની તરફથી જે કોઈ શાહેદનું નામ લેવામાં આવે તે શાહેદને સમન કરવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૧૦૭. કોઇ ગુનાહમાં પોતે જાતે અથવા બીજાની મારફતે જે શખ્સો સામીલ હોય અથવા તે બાબત જાણીતા હોય એમ ધારવામાં આવતું હોય તેઓમાંના કોઇએક અથવા વધારે શખ્સોને, તેણે અથવા તેઓએ તે થએલા ગુનાહ બાબતની જે જે કેફીયત પોતાના જાણ્યામાં હોય તે સઘળી તથા તે ગુનોહ કરવામાં જે બીજા શખ્સ સામીલ હોય તે એ સર્વે વાત પુરેપૂરી ખરેખરી અને સાફ રીતે જાહેર કરવી એહેવી શરતથી માફી આપવાનું કેહેવાને જિલ્લાનો માજિસ્ત્રેટ અથવા માજિસ્ત્રેટનો અખ્તિયાર ચલાવનાર બીજો અમલદાર મુખ્તિયાર છે; પણ તેણે તેમ કરવાનું કારણ દફતરમાં લખવું. આ કલમ મુજબ માફી આપવા માંડી હોય તે અગર કોઇ શખ્સ કબુલ કરે, તો શાહેદોની જબાની લેવાની જે રીત છે તે રીત પ્રમાણે તે શખ્સ જાણે તે કામમાં શાહેદ હોય એહેવી રીતે તેહેની જબાની લેવી. તે શખ્સને અગર તેહેનો જામિન લઇને છોડલો ન હોય અને અગર તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારની નજરમાં યોગ્ય જણાય, તો તે તજવીજ પૂરી થતાં સુધી તે શખ્સને કેદમાં રાખી શકાય.

૧૦૮. તેહેવા કોઈ ગુનાહમાં પોતે જાતે અથવા બીજાની મારફતે જે એક અ-થવા વધારે શખસો સામીલ છે, અથવા તે બાબત જાણીતા છે એમ ધારવામાં આવતું હોય, તેહેની અથવા તેઓની શાહેદી તજવીજની વખત લેવાના હેતુથી તે કામો-માં તેહેને અથવા તેઓને તેજ પ્રમાણે માફી આપવાનું કેહેવાનું માજીસ્રેટને ફરમા-વવાને તજવીજની વખતે સુપિરીયર કોરટ મુખ્તિયાર છે.

૧૦૯. અગર તજવીજની વખતે સુપિરીયર કોરટને, એમ જણાય કે જે શખ-સે માફી આપવા માંડેલી કબુલ કરી છે તે શખસ તે માફી જે શરતોથી તેહેને આપ-વાનું કહેલું તે શરતો મુજબ ચાલ્યો નહીં, એટલે તેણે જાણી જોઇને કાંઇ જરૂરની વાત છુપાવી, અથવા ખોટી શાહેદી કે ખબર આપી, તો જે ગુનાહ બાબત તે માફી આપવાનું કહ્યું હોય તે ગુનાહ બાબત તે શખસની તજવીજ થવા સારૂ તે શખસને કમિટ કરવાનું ફરમાવવાને તે કોરટ મુખ્તિયાર છે.

૧૧૦. જે શખસનાં ઉપર કોઈ ગુનાહનું તોહોમત મુકવું હોય અથવા શક આ-વ્યો હોય તે શખસને જ્યારે કોઈ માજીસ્રેટ તેહેનો જામીન લઇને છોડે ત્યારે તે માજીસ્રેટની નજરમાં યોગ્ય જણાય તેટલી રકમનો એક મુચરકો તે તોહોમતવાળા શખસે તથા એક અથવા વધારે જામીનોએ લખી આપવો, અને તે મધ્યે એહેવી શરત લખવી જોઇયે કે તે શખસે પ્રથમ ચોકશી ચાલતી હોય તે વખતે હાજર થવું, અને અગર જરૂર હોય તો જ્યારે બોલાવે ત્યારે તે તોહોમતનો જવાબ દેવાને સુપીરીયર કોરટમાં તેણે હાજર થવું.

૧૧૧. અગર ભુલથી કે દગાને લીધે કાચો જામીન લેવામાં આવ્યો હોય અથવા જામીનો પાછળથી કાચા પડે, તો તે તોહોમતવાળા શખસની પાસે પાકા જામીન માગવાને તે માજીસ્રેટ મુખ્તિયાર છે અને તે શખસ પાકા જામીન ન આપે તો તેહેને કેદમાં મોકલવાને તે મુખ્તિયાર છે.

૧૧૨. અગર તે તોહોમતવાળા શખસને ફરમાવ્યું હોય તે વખતે જામીન મળી શકે નહીં તો પાછળથી તેહેના ઉપર ગુનોહ સાબીત થતાં પેહેલાં કોઈ પણ વખતે તેહેને જામીન મળી આવેથી, તેહેનો જામીન લઇને તેહેને છોડવામાં આવશે.

૧૧૩. કોઈ તોહોમતવાળા શખસના જામીનો કોઇ પણ વખતે પોતાની કબુ-લતનાં બંધનથી છુટા થવા બાબત તે માજિસ્રેટને અરજ કરવાને મુખ્તિયાર છે એહેવી અરજ કરવામાં આવે એટલે તે શખસને પોતાની આગળ હાજર કરવાને

તે માજીસ્ટ્રેટે હુકમ કરવો. તે શખ્સ હાજર થાય એટલે તે માજીસ્ટ્રેટે તે જામીનોના મુચરકા રદ કરવાનું ફરમાવવું અને તે શખ્સની પાસે બીજા જામીન માગવા અને તે બીજા જામીન ન આપે તો તેહેને કેદમાં મોકલવાનો હુકમ કરવાને તે મુખ્તિયાર છે.

૧૧૪. કોઇ શખ્સે પોતે હાજર થવા બાબત કાંઇ મુચરકો લખી આપ્યો હોય તે શખ્સ હાજર ન થયાના સબબથી જ્યારે તે માજીસ્ટ્રેટના અભિપ્રાયમાં એમ આવે કે તે મુચરકામાં લખેલો દંડ લેવા સારૂ કામ ચલાવવું જોઇયે ત્યારે તે દંડ લેવા સારૂ તેણે જીલ્લાના માજીસ્ટ્રેટની હકુમત મધ્યે તે શખ્સની જે કાંઈ જંગમ મિલકત મળે તે જપ્ત કરીને વેચવી.

૧૧૫. જામીન લઇને જે શખ્સને છોડવામાં આવ્યો હોય તે શખ્સ હાજર ન થયાના સબબથી જ્યારે તે માજીસ્ટ્રેટના અભિપ્રાયમાં એમ આવે કે તે જામીન અથવા જામીનોના મુચરકા મધ્યે લખેલો દંડ લેવા સારૂ કામ ચલાવવું જોઇયે ત્યારે તેણે તે જામીન અથવા, જામીનોને ખબર આપવી કે તમે તે દંડ ભરો અથવા તમારે તે શા માટે ન ભરવો તેહેનું કારણ દેખાડો; અને અગર કાંઈ પાકું કારણ દેખાડવામાં ન આવે તો તે માજીસ્ટ્રેટે તે જામીન અથવા જામીનો પાસે તે દંડ વસુલ કરવા સારૂ જીલ્લાના માજીસ્ટ્રેટની હકુમત મધ્યે તે જામીન અથવા જામીનોની જે કાંઈ જંગમ મીલકત મળે તે જપ્ત કરીને વેચવી; અને અગર તે દંડ આપવામાં ન આવે, તથા તે પ્રમાણે જપ્તી તથા વેચાણ કરેથી વસુલ ન થઈ શકે, તો તે માજીસ્ટ્રેટના હુકમથી છ મહીનાની મુદત સુધી દીવાની જેલમાં કેદ થવાને તે જામીન અથવા જામીનો લાયક થશે.

૧૧૬. જેજે કામમાં કોઈ પક્ષકાર અથવા શાહેદના હાજર થવા બાબત કાંઈ તેહેનો પોતાનો મુચરકો અથવા જામીન આપવામાં આવ્યો હોય તે તે કામમાં હરએક ફોજદારી કોરટ, ઉપલી છેલ્લી બે કલમોથી આપેલો અખ્તિયાર ચલાવી શકે છે, પણ ક્યારે કે જે તે મુચરકા અથવા જામીનખતની શરત મુજબ તે કોરટની આગળ તે પક્ષકાર અથવા શાહેદ હાજર ન થઇને કસૂર કરે ત્યારે.

૧૧૭. કોઇ શખ્સને કેદમાં મોકલવાનું જે વારંટ કરવું તે કોઈ જેલરનાં નામનું અથવા કેદીઓને લઇને રાખવાનો જેહેને અખ્તિયાર હોય એહેવા બીજા અમલદાર અથવા શખ્સના નામનું કરવું; અને તે પરિશિષ્ટ મધ્યે આપેલા (ક) નમૂના

મુજબ અથવા તેહેવી મતલબનું કરવું પણ જાંહાં જેલ અથવા કેદીને રાખવાની કોટડી થાણાનો અથવા માજીસ્ત્રેટ જે સરકારી મકાનમાં રેહેતો હોય તેનો એક ભાગ હોય અને તે પોતાનીજ દેખરેખ નીચે હોય તો વારંટની જરૂર નથી.

૧૧૮. તોહોમતવાળા શખ્સને તેહેની તજવીજ થવાસારૂ સેશન કોરટમાં કમીટ કરવાનો અથવા પાછો મોકલવાનો કાંઈ પાકો સબબ નથી એમ જ્યારે કોઇ માજિસ્ત્રેટને જણાય ત્યારે તેણે તે શખ્સને છોડી મુકવો; પણ જો તે માજિસ્ત્રેટને એમ જણાય કે એ શખ્સની માહારી આગળ તજવીજ થવી જોઇયે; તો તેહેને છોડી ન મુકતાં તે માજિસ્ત્રેટે આ આકટના ૧૪માં બાબ મુજબ કામ ચલાવવું.

૧૧૯. સુપિરીયર કોરટથીજ તજવીજ થઇશકે હેવો કોઇ ગુનોહ અથવા તે માજીસ્ત્રેટનો અભીપ્રાય એહેવો હોય કે આ ગુનાહની તજવીજ સુપીરીયર કોરટથી થવી જોઇએ એહેવો કોઇ ગુનોહ તે તોહોમતવાળા શખ્સની ઉપર સાબીત થવાને બસ જણાતો હોય એહેવો પુરાવો અગર કોઈ માજીસ્ત્રેટની આગળ આપવામાં આવે, તો તે તોહોમતવાળા શખ્સને તેહેની તજવીજ થવા સારૂ તે માજીસ્ત્રેટે સુપીરીયર કોરટમાં મોકલી દેવો અગર તે માજીસ્ત્રેટ સુલેહનો અમલદાર હોય, અને તે તોહોમતવાળો શખ્સ રાણીની વિલાયતી રૈયત હોય, તો તે શખ્સને તેહેની તજવીજ થવા સારૂ હાઇ કોરટમાં મોકલી દેવો.

૧૨૦. હવે પછી ફરમાવેલી રીતે જે તોહોમતનામાં ઉપરથી તે તોહોમતવાળા શખ્સની તજવીજ કરવી હોય તે તોહોમતનામું તૈયાર થાય કે તે તેહેને વાંચી સંભળાવવું અને તે માગે તો તેહેની એક નકલ અથવા તેહેનો તરજુમો તેહેને આપવો. સુપિરીયર કોરટમાં પોતાની તજવીજની વખતે જે શાહેદોની શાહેદી લેવા સારૂ સમન કરવાની તે તોહોમતવાળા શખ્સની મરજી હોય તે શાહેદોની ટીપ તુરત મોહોડેથી લખાવવાનું અથવા લખીને આપવાનું તે તોહોમતવાળા શખ્સને કેહેવું. અગર પાછળથી કોઇ વખતે તે તોહોમતવાળો શખ્સ શાહેદોની કાંઇ બીજી ટીપ આપે તો તે આપવા દેવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે. તે માજીસ્ત્રેટ તે ટીપ લઇને જે કોરટની આગળ તે તોહોમતવાળા શખ્સની તજવીજ થવાની હોય, તે કોરટમાં હાજર થવા સારૂ તે શાહેદોને સમન કરવા.

૧૨૧. અગર તે માજીસ્ત્રેટના અભિપ્રાયમાં એમ આવે કે તે ટીપ મધ્યે કોઈ શાહેદનું નામ ખાલી તસદી આપવા અથવા ઢીલ કરવા અથવા ઇનિસાફનો મતલબ

પાર ન પડવા દેવાના હેતુથી દાખલ કરેલું છે તો તે શાહેદની શાહેદી જરૂરની છે હેવું માનવાનાં યોગ્ય કારણો છે એ વાતની માહારી ખાતરી કરી આપ એમ તે તોહોમ-તવાળા શખસને ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખ્તિયાર છે;અને અગર તે માજીસ્ટ્રેટની તેહેવી ખાતરી ન થાય, તો તે શાહેદને સમન કરવાની તે માજીસ્ટ્રેટની ફરજ નથી.

૧૨૨. જ્યારે કોઈ મુકદમો સુપીરીયર કોરટમાં કમિટ કરવામાં આવે, ત્યારે તે માજિસ્ટ્રેટનું દફતર તે કોરટમાં મોકલવું તથા તે મુકદમાની સાથે નિસબત રાખતું કાંઈ હથીયાર અથવા બીજી વસ્તુ હોય તે પણ મોકલવી.

૧૨૩. ફરીયાદ કરનારા તથા ફરીયાદ કરનારની તરફના શાહેદો, જેઓની હાજરી સુપીરીયર કોરટમાં જરૂર હોય, તેઓએ, તેઓને જ્યારે બોલાવે ત્યારે પ્રસંગ પ્રમાણે ફરીયાદનું કામ ચલાવવા અથવા શાહેદી આપવા સારૂ સુપીરીયર કોરટમાં હાજર થવા બાબત, તે માજિસ્ટ્રેટે તાકીદ કરવી. અગર કોઈ ફરિયાદ કરનાર અથવા શાહેદ સુપીરીયર કોરટમાં હાજર થવાની ના કેહે, તો તે હાજર થવાને સારૂ માજિસ્ટ્રેટની ખાત્રી કરી આપે ત્યાંહાં સુધી અથવા સુપિરીયર કોરટમાં તેણે હાજર થવું જોઇએ ત્યાંહાં સુધી તે ફરીયાદ કરનાર અથવા શાહેદને કેદમાં રાખવાને તે માજિસ્ટ્રેટ મુખત્યાર છે; અને સુપિરીયર કોરટમાં તેણે હાજર થવાની જ્યારે જરૂર હોય ત્યારે તે માજિસ્ટ્રેટે તે ફરીયાદ કરનાર અથવા શાહેદને પોહોરામાં સુપીરીયર કોરટમાં મોકલી દેવો.

---

## બાબ ૧૩ મો.

### તોહોમતનામાં બાબત.

૧૨૪. તોહોમતવાળા શખસને તેહેની તજવીજ થવા સારૂ સુપિરીયર કોરટમાં મોકલવાનો જ્યારે માજિસ્ટ્રેટ ઠરાવ કરે ત્યારે તેણે પોતાની સહી તથા મોહોર સાથેનો એક લેખ કરવો; તે મધ્યે તે તોહોમતવાળા શખસની ઉપર શો ગુનોહ મુક્યો છે તે લખવું; અને તે ગુનાહ બાબત તે કોરટે તે શખસની તજવીજ કરવી એમ તેહેમાં ફરમાવવું. જે સુપિરીયર કોરટમાં તે તોહોમતવાળા શખસની તજ-વીજ થવાની હોય તે સુપિરીયર કોરટમાં તે લેખની એક નકલ પ્રથમ ચોકશીના દફતર સાથે મોકલવી, અને પબ્લિક પ્રાસીક્યુટર અથવા ફરીયાદનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા અમલદારને પણ એક નકલ મોકલવી.

૧૨૫. જે ગુનોહ મુકયો હોય તે ગુનાહનું તોહોમતનામામાં જે બયાન કરવું તે જેમ બને તેમ હીંદુસ્થાનના ફોજદારી કાયદામાં લખેલા શબ્દોથી કરવું, અને જે કલમ મુજબ તે ગુનાહને માટે શિક્ષા થઈ શકતી હોય તે કલમ પણ તેહેમાં લખવી.

૧૨૬. તોહોમતનામાંમાં એક અથવા વધારે કલમ લખી શકાય.

૧૨૭. જ્યારે કોઈ તોહોમતનામાંની એકજ કલમ હોય, ત્યારે તે નીચેના નમુના મુજબ અથવા તેહેવી મતલબનું હોવું જોઈયે.—

(અ)હું. અ (એઠેકાણે માજીસ્ટ્રેટનું નામ તથા હોદ્દો વગેરે લખવું) જાહેર કરું છઉં કે આ ઉપરથી ગની ઉપર એહેવું તોહોમત મુકયું છે.--

(બ.) કે તેણે (ફલાણે ઠેકાણે) તથા (ફલાણે) દીવસે અથવા તે અરસામાં ખુન કરી (ફલાણા શખ્સને) મારી નાખ્યો અને તેથી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૦૨જી કલમ મુજબ શીક્ષા થઈશકે. (ક)તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એવો ગુનોહ તેણે કરયો છે.

(ડ.) અને હું આ ઉપરથી ફરમાવું છઉં કે સદરહુ તોહોમત ઉપરથી ઉપર લખેલી કોરટે ગની તજવીજ કરવી.

[તે માજિસ્ટ્રેટની સહી તથા મોહોર.]

(બ.) નેઠેકાણે લખવું.

(૨.) કે તેણે (ફલાણે ઠેકાણે) તથા (ફલાણે) દીવસે અથવા તે અરશામાં (ફલાણા,) થાણદારે પોતાનો હોદ્દો બજાવવામાં કાયદા વીરૂદ્ધ મંડળીને વીખેરી નાખવાની મેહેનત કરતો હતો તેવામાં તેને હરકત કરી અને તેથી હીંદુસ્તાનનાં ફોજદારી કાયદાની કલમ ૧૫૨ મુજબ શીક્ષા થઈ શકે તથા સુપિરીયર કોરટ સાંભળી શકે એવો ગુનોહ તેણે કરયો છે.

(૩.) કે [ફલાણાં] ખાતામાં સરકારી નોકર છતાં સદરહુ ગએ પોતાના હોદ્દાનું કામ પોતે ન કરવાનાં કારણ દાખલ, કાયદેસર મેહેનતાણા શીવાયનો બીજો અવેજ [ફલાણા]બીજા શખ્સને માટે, [ફલાણા] શખ્સ પાસેથી, ગએ પોતે લીધો, અને તેથી હીંદુસ્તાનનાં ફોજદારી કાયદાની ૧૬૧ મી કલમ મુજબ શીક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે. એહેવો ગુનોહ તેણે કર્યો છે.

(૪.) કે તેણે ફલાણે ઠેકાણે તથા ફલાણે દીવસે અથવા તે અરશામાં, ફલાણા શખસનું મોત આણ્યું તેથી ખુનથી ઉતરતા દરજ્જાનો શીક્ષણીય મનુષ્યવધ કર્યો. અને તેથી હીંદુસ્તાનનાં ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ મુજબ શીક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળીશકે એહેવો ગુનોહ તેણે કર્યો છે.

(૫.) કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે, અથવા તે અરશામાં અ. બ. નામનો શખસ કેફની હાલતમાં છતાં તેહેની પાસે આત્મઘાત કરાવવામાં મદદગારી કરી અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૬ ઠી કલમ મુજબ શિક્ષા થઇ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરેચો છે.

(૬.) કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે, અથવા તે અરશામાં, [ફલાણા શખસને] બુદ્ધીપુર્વક મહાવ્યાથા કરી, અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરેચો છે.

(૭.) કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે, અથવા તે અરશામાં અપહરણ કરયું, અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૨ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરેચો છે.

(૮.) કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે, અથવા તે અરસામાં, ડાકાઇટી કરી. અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૫ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરેચો છે.

અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની બીજી કલમો મુજબના એક કલમી તોહોમતોમાં પણ જેમ બને તેમ એજ નમુના પ્રમાણે લખવું.

૧૨૮. જ્યારે તે માજિસ્ટ્રેટને એમ જણાય કે જે હકીકતો પુરાવાથી સાબિત થઇ શકે તે પરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની બે અથવા વધારે કલમોમાં દાખલ થાય એહેવું કામ જણાય છે, તો તે તોહોમતનામામાં બે અથવા વધારે કલમો લખવી. તે એહેવી કે તેઓમાંની હરએક તે કાયદાની કલમોમાંની એક કલમને લાગુ પડે.

૧૨૯. જ્યારે તે માજિસ્ટ્રેટને એમ જણાય કે જે હકીકતો પુરાવાથી સાબીત થઈ શકે તે પરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની એકજ કલમમાં દાખલ થતાં બે

અથવા વધારે ગુનાહો થયા જણાયછે, તો તે તોહોમતનામામાં બે અથવા વધારે કલમો લખવી અને તે એક એક કલમમાં તે ગુનાહોમાંના એક એક ગુનાહનું તોહોમત લખવું.

૧૩૦. જ્યારે તે માજિસ્ત્રેટને એમ જણાય કે જે હકીકતો પુરાવાથી સાબીત થઈ શકે તે પરથી હીંદુસ્તાનના ફોજદારીકાયદાની બે અથવા વધારે કલમો માંહેની કોઇએક કલમમાં દાખલ થાય એહેવું કામ જણાયછે, પણ તે કલમો માંહેની કહી કલમ લાગુ પડેછે એવિષે સંશય છે, તો, અથવા સદહું કાયદાની એકજ કલમમાં દાખલ થતાં બે અથવા વધારે ગુનાહોમાંનો એક ગુનોહ થયો એમ તે હકીકતો પરથી જણાયછે, પણ તે ગુનાહોમાંનો કહ્યો ગુનોહ સાબીત થશે એવિષે સંશય છે, તો, તે તોહોમતનામામાં બે અથવા વધારે કલમો લખવી, અને તે હરએક કલમ તે કાયદાની કલમોમાંની હરએક કલમ મુજબ તૈયાર કરવી અથવા તે હરએક કલમ મધ્યે તે ગુનાહોમાંના હરએક ગુનાહનું તોહોમત લખવું.

૧૩૧. જયારે કોઇ તોહોમતનામાંમાં એકથી વધારે કલમો હોય ત્યારે તે નીચેના નમુના મુજબ અથવા તેહેવી મતલબનું હોવું જોઇયેઃ—

હું અ. [એ ઠેકાણે માજીસ્ત્રેટ અથવા ઉપર લખ્યા પ્રમાણે બીજા અમલદારનું નામ તથા ઓહોદો વગેરે લખવું] જાહેર કરૂં છઊં કે આ ઉપરથી ગની ઉપર એહેવું તોહોમત મુકયું છેઃ—

**પેહેલી કલમઃ**—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરશામાં એક શિક્કો ખોટો જાણ્યા છતાં તે શિક્કો ખરા શિક્કા દાખલ અ. બ. નામના એક બીજા શખસને આપ્યો, અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે તથા સુપીરીયર કોરટ સાંભળી શકે એહેવો ગુનોહ તેણે કસ્યો છે;—

**બીજી કલમઃ**—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરશામાં એક શિક્કો ખોટો જાણ્યા છતાં તે શિક્કો ખરા શિક્કા દાખલ લેવાને અ. બ. નામના એક બીજા શખસને લલચાવવાની કોશિશ કરી અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૨ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે તથા સુપીરીયર કોરટ સાંભળી શકે એહેવો ગુનોહ તેણે કસ્યો છે.

અને હું આ ઉપરથી ફરમાવું છઊં કે સદહુ તોહોમત ઉપરથી ઉપર લખેલી કોરટે ગની તજવીજ કરવી.

[તે માજીસ્ત્રેટની સહી તથા મોહોર.]

**પેહેલી કલમ.**—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે, અથવા તે અરશામાં [ફલાણા શખ્સ] નું મોતઆણેથી ખુન કરયું અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી કલમ મુજબ શિક્ષા થઈ શકે તથા સુપિરીયર કોરટ સાંભળી શકે એહેવા ગુનોહ તેણે કરયો છે.

**બીજી કલમ.**—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે આરશામાં [ફલાણા શખ્સ] નું મોત આણેથી શીક્ષણીય મનુષ્ય વધ કર્યો અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ મુજબ શિક્ષા થઈ શકે તથા સુપિરીયર કોરટ સાંભળી શકે એહેવો ગુનોહ તેણે કર્યો છે.

**પેહેલી કલમ.**—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરસામાં ચોરી કરી, અને તેથી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૭૯ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરયો છે.

બીજી કલમ.—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરસામાં ચોરી કરવાના હેતુથી એક શખ્સનું મોત આણવાની તૈયારી કરીને ચોરી કરી, અને તેથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ સાંભળી શકે, એહેવો ગુનોહ તેણે કરયો છે.

ત્રીજી કલમ.—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરસામાં, ચોરી કર્યા પછી નાહાશી જવાના હેતુથી એક શખ્સને અટકાવ કરવાની તયારી કરીને, ચોરી કરી અને તેથી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે તથા સુપિરીયર કોરટ સાંભળી શકે એહેવો ગુનોહ તેણે કર્યો છે.

ચોથી કલમ.—કે તેણે [ફલાણે ઠેકાણે] તથા [ફલાણે] દીવસે અથવા તે અરસામાં ચોરીથી મળેલી મીલકત પોતાની પાસે રેહે એહેવા હેતુથી એક શખ્સને વ્યથાનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને, ચોરી કરી, અને તેથી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે, તથા સુપિરીયર કોરટ શાંભળી શકે એહેવો ગુનોહ તેણે કર્યો છે.

અને હીંદુસ્થાનના ફોજદારી કાયદાની બીજી કલમો મુજબના એકથી વધારે કલમી તોહોમતોમાં પણ જેમ બને તેમ એજ નમુના પ્રમાણે લખવું.

૧૩૨. જે કોરટની આગળ કાંઈ તજવીજ થતી હોય તે કોરટને અખ્ત્યાર છે કે તે તજવીજ ચાલતાં કોઈ પણ વખતે તોહોમતનામામાં સુધારો અથવા ફેરફાર કરે.

૧૩૩. અગર તે સુધારો અથવા ફેરફાર એહેવી તરેહનો હોય કે પછી તુરત તે તજવીજનું કામ ચલાવેથી, તે કોરટના અભિપ્રાય પ્રમાણે, પોતાનો જવાબ કરવામાં તે તોહોમતવાળા શખ્સને કાંઈ નુકસાન થવાનો સંભવ ન હોય, તો તે સુધારો અથવા ફેરફાર કર્યા પછી, જાણે તે સુધારેલું તોહોમતનામુંજ અસલ તોહોમતનામું હોય એહેવી રીતે, તે તજવીજનું કામ ચલાવવાને તે કોરટ મુખ્ત્યાર છે.

૧૩૪. અગર તે સુધારો અથવા ફેરફાર એહેવી તરેહનો હોય કે પછી તુરત તે તજવીજનું કામ ચલાવેથી, તે કોરટના અભીપ્રાય પ્રમાણે, પોતાનો જવાબ કરવામાં તે તોહોમતવાળા શખ્સને કાંઇ નુકસાન થવાનો સંભવ હોય, તો નવેસરથી તજવીજ ચલાવવાનું ફરમાવવાને અથવા તે સુધારેલાં અથવા ફેરફાર કરેલાં તોહોમતનામાંનો જવાબ કરવાને તે તોહોમતવાળો શખ્સ શક્તિમાન થાય એટલા સારૂ જેટલી મુદ્દત જરૂર હોય તેટલી મુદત સુધી તે તજવીજ મુલત્વી રાખવાને તે કોરટ મુખ્તિયાર છે અને તેહેનો જવાબ સાંભળ્યા પછી જે કોઇ શાહેદની શાહેદી તે કોરટને તે મુકદ્દમામાં જરૂર જણાય અથવા પોતાની તરફથી જેહેને સમન કરાવવાની તે તોહોમતવાળા શખ્સની ઇચ્છા હોય તે શાહેદ હાજર થઈ શકે એટલા સારૂ, તે તજવીજ ફરીથી મુલત્વી રાખવાને તે મુખ્ત્યાર છે.

૧૩૫. જે જે કામમાં તોહોમતનામાંમાં કાંઈ સુધારો કે ફેરફાર કરવામાં આવે તે સઘળાં કામોમાં જેહેની જબાની લેવાઈ ગઇ હોય એહેવા કોઇ પણ શાહેદને પાછો બોલાવીને તેહેની જબાની લેવડાવવાને તે તોહોમતવાળો શખ્સ મુખ્તિયાર છે.

---

## બાબ ૧૪ મો.

### માજીસ્ત્રેટથી તજવીજ થઈ શકે એહેવા મુકદ્દમા.

૧૩૬, હીંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ શીક્ષા થઈ શકે તેહેવો કોઇ ગુનોહ કોઇ શખ્સે કર્યો છે અથવા તેણે કર્યો એહેવો શક જાય છે એ પ્રમાણે તે કામમાં અખ્ત્યાર હોય એહેવા કોઈ માજીસ્ત્રેટની આગળ કાંઇ ફરીયાદ કરવામાં આવે ત્યારે તે શખ્સને પકડવા સારૂ પોતાનો સમન અથવા વારંટ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

૧૩૭. તોહોમતવાળા શખ્સને હાજર કરવા સારૂ હુકમ મોકલવા બાબત જામીન લેવા બાબત શાહેદોને સમન કરવા તથા હાજર કરવા બાબત, પક્ષકારો તથા શાહેદોની જબાની લેવા બાબત શાહેદી લખી લેવા સુધારવા તે પર સહી કરવા તથા તે સમજાવવા બાબત તથા મુકદમો મુલતવી રાખવા બાબત ૧૨ મા બાબના ઠરાવો જે છે તે આ બાબ મુજબ તજવીજ તથા મુકદમાંઓને લાગુ પડશે.

૧૩૮. ફરીયાદ કરનારની તથા ફરીયાદ કરનારની તરફના શાહેદોની શાહેદી તથા તે માજીસ્ટ્રેટની નજરમાં જરૂર જણાય તેહેવી તે તોહોમતવાળા શખ્સની જબાની લખી લીધા પછી અગર તે માજીસ્ટ્રેટને એમ જણાય કે તે તોહોમતવાળા શખ્સની ઉપર કાંઈ ગુનોહ સાબીત થયો નથી તો તેણે તે શખ્સને છોડી મુકવો અગર તે માજીસ્ટ્રેટને એમ જણાય કે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની અમુક કલમમાં લખેલાં લક્ષણમાં અથવા સદહું કાયદાની કેટલીએક કલમોમાં લખેલાં લક્ષણો માહેનાં કોઇ-પણ લક્ષણમાં દાખલ થાય તેહેવો ગુન્હો તે તોહોમતવાળા શખ્સની ઉપર દેખાઇતો સાબીત થાયછે તો આ ધારાના ૧૩ મા બાબમાં ફરમાવેલી રીતે તેણે તે તોહોમતવાળા શખ્સની ઉપર એક તોહોમતનામું લખીને તૈયાર કરવું તે ૧૩ મા બાબના સઘળા ઠરાવો આ કલમ મૂજબ તૈયાર કરેલાં તોહોમતનામાઓને લાગુ પડશે આ કલમ મૂજબ તૈયાર કરેલાં તોહોમતનામાંઓમાં તોહોમતનામાને છેડે "સુપીરીયર કોરટ સાંભળી શકે" એ શબ્દોને ઠેકાણે "હું સાંભળી શકું" એ શબ્દો લખવા અને હુકમ મધ્યેના "ઉપર લખેલી કોરટે" એ શબ્દો મૂકી દેવા.

૧૩૯. તે તોહોમતનામું તોહોમતવાળા શખ્સને વાંચી સંભળાવવું, અને તેહેને પુછવું કે તું તકશીરવાર છે કે તાહારે કાંઈ જવાબ કરવાનો છે.

૧૪૦. અગર તે તોહોમતવાળા શખ્સને કાંઇ જવાબ કરવાનો હોય, તો તેહેને તે જવાબ કરવાનું ફરમાવવું, અને તેહેના શાહેદો હાજર હોય તો તેઓને રજુ કરવાનું ફરમાવવું, અને ફરીયાદ કરનારની તરફના શાહેદોને પાછા બોલાવીને તેઓને આડા સવાલ પુછવાની તેહેને રજા આપવી.

૧૪૧. તે તોહોમતવાળા શખ્સની ઉપર પડેલા પુરાવાના જવાબમાં અથવા તે પુરાવો ખોટો છે એહેવું દેખાડવા માટે તે તોહોમતવાળા શખ્સની તરફથી જે કોઈ શાહેદનું નામ લેવામાં આવે તે શાહેદને તે માજિસ્ત્રેટે સમન કરવો તથા જે પુરાવો આપવામાં આવે તે પુરાવો તપાસવો તથા એ કારણસર જરૂર હોય તે

પ્રમાણે વખતે વખતે પોતાની ખુશી મુજબ તે તજવીજ મુલતવી રાખવાને તે માજિસ્ત્રેટ મુખત્યાર છે.

૧૪૨. અગર તોહોમતવાળા શખસને તે માજિસ્ત્રેટ બે ગુનાહ ઠેરવે, તો તેને છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો અગર તોહોમતવાળા શખસની ઉપર ગુનોહ સાબીત થાય તો તે માજિસ્ત્રેટે તેહેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

૧૪૩. કોઇ પણ કામમાં કોઈ માજિસ્ત્રેટની આગળ તજવીજ ચાલતાં કોઇ પણ વખતે અગર તે માજિસ્ત્રેટની નજરમાં એમ જણાય કે અમુક કારણસર એ કામની તજવીજ કરવાનો મને અખત્યાર નથી અથવા તે માજિસ્ત્રેટનો અભિપ્રાય એહેવો હોય કે એ-કામની તજવીજ સુપિરીયર કોરટથી થવી જોઇએં, તો આ બાબ મુજબ આગળ કામ ચલાવવું બંધ રાખીને તે માજિસ્ત્રેટે સુપિરીયર કોરટથી તજવીજ થઈ શકતા મુકદમાઓમાં પ્રથમ ચોકશી ચલાવવાના આ ધારાના ૧૨ મા બાબ મુજબ કામ કરવું.

---

## બાબ ૧૫ મો.

### કનીષ્ટ માજિસ્ત્રેટોની આગળ ચોકશી તથા તજવીજ બાબત.

૧૪૪. આ બાબ મુજબના મુકદમાંઓની ચોકશી અથવા તજવીજ કરવામાં તેહેવાં કામોમાં જીલ્લાના માજીસ્ત્રેટે કેમ ચાલવું એ બાબત જે નીયમો ઠરાવેલા છે, તે નીયમો પ્રમાણે કનીષ્ટ માજીસ્ત્રેટોએ ચાલવું. અને તે મુકદમાઓમાં જે જે આજ્ઞા અથવા હુકમ મોકલવામાં આવે, તે સર્વે આજ્ઞા અથવા હુકમો જાણે જીલ્લાના માજીસ્ત્રેટે મોકલ્યા હોય એ પ્રમાણે તે માનવાની પોલીસ અમલદાર વગેરેની ફરજ છે.

૧૪૫. કોઇ કનીષ્ટ માજીસ્ત્રેટની આગળ કાંઈ તજવીજનું કામ ચાલતાં તેહેની નજરમાં પુરાવો એહેવો જણાય કે જે ગુનાહની તજવીજ કરવાનો મહને અખત્યાર નથી અથવા જે ગુનાહને માટે તોહોમતવાળા શખસને તેહેની તજવીજ થવા સારૂ સુપિરીયર કોરટમાં કમિટ કરવાનો મહને અખત્યાર નથી એહેવો કાંઈ ગુનોહ તોહોમતવાળા શખ્સે કરયો છે એમ અનુમાન થઈ શકે છે તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ત્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ત્રેટની આગળ તે મુક-

દમો મોકલી દેવો એહેવાં કોઇ પણ કામમાં તે માજીસ્ત્રેટે પક્ષકારો તથા શાહેદોની જબાની લેવી, અને જાણે કોઈ બીજી કોરટમાં કાંઇ કામ નહીં ચાલ્યું હોય એહેવી રીતે સર્વ પ્રકારે કામ ચલાવવું.

૧૪૬. અધીકાર હોય એહેવા કોઇ કનીષ્ટ માજીસ્ત્રેટે તજવીજ કરેલાં કોઇ કામ. માં તોહોમતવાળો શખ્સ તકશીરવાર ઠરે તે કામમાં અગર તે માજીસ્ત્રેટના વીચાર- માં એમ આવે કે જે ગુનોહ તોહોમતવાળા શખ્સની ઉપર સાબીત થયો છે તે ગુનાહને માટે મહને અખત્યાર છે તે કરતાં વધારે સખત સજા થવી જોઇયે, તો તેણે પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરીને જે માજીસ્ત્રેટના હાથ, તળે પોતે હોય તે માજીસ્ત્રેટની પાસે પોતાનું કામ મોકલી દેવું અને તે માજીસ્ત્રેટે તે કામમાં પોતા- નો યોગ્ય જણાય તેહેવો કાયદા મુજબ શીક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવો. એહેવે પ્રસંગે જે માજીસ્ત્રેટની પાસે તે કામ મોકલવામાં આવ્યું હોય તે માજીસ્ત્રેટ પક્ષકા- રોની જબાની લેવાને, તથા તે કામમાં જેણે આગળ શાહેદી આપી હોય તેહેવા કોઈ પણ શાહેદને પાછો બોલાવીને તેહેની જબાની લેવાને, તથા બીજો કાંઈ પુરાવો માગવા અથવા લેવાને, મુખત્યાર છે.

૧૪૭. જો કનીષ્ટ માજીસ્ત્રેટને અગર સુપીરિયર કોરટથી તજવીજ થઈ શકે એહેવાં કામોની પ્રથમ ચોકશી કરવાનો, તથા તે કોરટમાં તજવીજ થવા સારૂ માણ- સોને કમીટ કરવાનો અખત્યાર જીલ્લાના માજીસ્ત્રેટે આપ્યો હોય, તો કનીષ્ટ માજી- સ્ત્રેટે જરૂર હોયે તો સુપીરીયર કોરટથી તજવીજ થઇ શકતાં કામોમાં પ્રથમ ચોકશી ચલાવવા બાબતના આ ધારાના ૧૨ માં બાબ મુજબ તેણે કામ કરવું.

---

## બાબ ૧૬ મો.

### જે જગે પ્રથમ તપાસ તથા તજવીજ થતી હોય, તેહેને ખુલ્લી કોરટ સમજવી.

૧૪૮. કાંઈ ફરીયાદની તજવીજ કરવા સારૂ અથવા કોઇ સુપીરીયર કોરટથી તજવી- જ થઇ શકતાં કોઈ કામની કાંઇ પ્રથમ ચોકશી ચલાવવા સારૂ જે જગે કોઇ માજી- સ્ત્રેટની કોરટ બેઠી હોય તે જગાને ખુલ્લી તથા જાહેર કોરટ સમજવી, અને તે જગામાં સારી રીતે માઈ શકે એટલા બાહારના લોકો આવે તો તેઓને આવવાનો અખ્તિયાર છે; પણ જો તે કોરટને યોગ્ય જણાય કે સુપીરીયર કોરટથી તજવીજ થઈ શકે એહે-

વા ફલાણા મુકદ્દમાની પ્રથમ ચોકશી ચાલતી હોય તે દરમીયાનમાં હમારી રજામંદી અથવા પરવાનગી સિવાયે કોઈપણ શખ્સે આ ઓરડા કે ઈમારતમાં આવવું, હોવું, કે રેહેવું નહીં એહેવો હુકમ કરવો જોઈયે તો તેહેવો હુકમ કરવાને તે કોરટ મુખ્તિયાર છે.

---

## બાબ ૧૭ મો.

### સારી રીતે ચાલવા તથા સુલેહ રાખવા બાબત જામીન.

૧૪૯. જીલ્લાના માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટનો અખ્તિયાર ચલાવતો હોય એહેવા કોઈ અમલદારને એમ જણાય કે ફલાણો શખ્સ માહારી હકુમતમાં સંતાતો ફરેછે. તેહેનાં ઉદર નીરવાહનું કાંઈ સાધન જણાતું નથી. અથવા તે પોતાની બાબતમાં ખાતરી ભરેલા જવાબ આપી શકતો નથી, તો છ મહીનાની મુદત સુધી તે શખ્સનો ફેલજામીન માગવાને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તિઆર છે.

૧૫૦. આબરૂ તથા ચાલચલકત બાબતનો જે પુરાવો પોતાની આગળ રજુ કરવામાં આવ્યો હોય તે પરથી જ્યારે તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારને એમ જણાય કે ફલાંણો શખ્સ પ્રસીદ્ધ અપહરણ કરનાર, ઘર ફોડનાર, અથવા ચોર, આથવા જાણી બુજીને ચોરીની મીલકત લેનાર છે, અથવા પ્રસીદ્ધ પણે માઠી રીતે પોતાનું તે ગુજરાંન ચલાવેછે, અથવા સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદતગારી કરવાનું અથવા હથીયારવાળાં માણસને એકઠાં કરવાનું અથવા તેમ કરવાને સાફ ઇરાદાથી કાયદા વીરોધ બીજા ઉપાયો કરવાનું તોહોમત મૂકયુંછે તો એક વરશની મુદત સુધી તે શખ્સનો ફેલજામીન માગવાને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તિયાર છે.

૧૫૧. આબરૂ તથા ચાલચલકત બાબતનો જે પુરાવો પોતાની આગળ રજુ કરવામાં આવ્યો હોય તે પરથી જો તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા અમલદારને એમ જણાય કે ફલાણો શખ્સ નિત્ય અપહરણ કરનાર, ઘર ફોડનાર કે ચોર અથવા જાણી બુઝીને ચોરીની મીલકત લેનાર છે, અથવા સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદતગારી કરવાનું અથવા હથીયારવાળાં માણસને એકઠાં કરવાનું, અથવા તેમ કરવાના સાફ ઇરાદાથી કાએદા વીરોધ બીજા ઉપાયો કરવાનું તોહેમત મુકયું છે અથવા એ શખ્સની આબરૂ એહેવી ખરાબ છે કે અગર એક વર્ષની

બાંધેલી મુદ્દત પછી વગર જામીને એ શખ્સને છોડ્યો હોય તો તે લોકને ભય ભરેલું થશે તો તે માજીસ્ટ્રેટે અથવા ઉપર લખેલા બીજા અમલદારે તે રીતે પોતાનો અભીપ્રાય દફતરમાં લખીને એક હુકમ કરવો તે હુકમમાં પોતાના અભીપ્રાય પ્રમાણે જેટલી રકમના તથા જેટલી મુદ્દત સુધી તથા જેટલા જામીન તે શખ્સની પાસે લેવા જોઈયે તેટલી રકમ તથા તેટલી મુદ્દત તથા તે જામીનોની સંખ્યા લખવી તેટલી મુદ્દત સુધી તે શખ્સની સારી ચાલ બાબત તે જામીનો જવાબદાર થશે, પણ તે મુદ્દત ત્રણ વર્ષ કરતાં વધારે ઠરાવવી નહીં.

૧૫૨. ઊપલી છેલ્લી કલમમાં ઠરાવ્યા પ્રમાણે જે શખ્સની પાસે જામીન માગવામાં આવે તે શખ્સ અગર માગેલો જામીન ન આપે, તો અનુકુળ પડતાં જેમ બને તેમ જલદીથી તે કામ સુપીરીયર કોરટની આગળ રજુ કરવું. અને તે તપાસીને તથા પોતાની નજરમાં જરૂર જણાય તેહેવી કાંઇ બીજી ખબર અથવા પુરાવો માગીને, તે કામમાં હુકમ ફરમાવવાને તે સુપીરિયર કોરટ મુખ્તયાર છે અને તે હુકમથી પોતાને યોગ્ય જણાય તે પ્રમાણે તે માજીસ્ટ્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારના હુકમોને મંજુર કરવાને અથવા તેહેમાં ફેરફાર કરવાને અથવા તેહેને રદ કરવાને તે સુપીરીયર કોરટ મુખ્તયાર છે.

૧૫૩. અગર તે સુપીરીયર કોરટની નજરમાં એમ આવે કે એ શખ્સને તુરત છોડી દેવાનું ફરમાવવું ભય ભરેલું છે તો તે શખ્સની પાસે માગેલો જામીન તેણે ન આપેથી, તે શખ્સને કેદ રાખવા સારૂ તે કોરટે એક બાંધેલી મુદ્દત ઠરાવવી પણ તે મુદ્દત ત્રણ વરષથી વધારે ન હોવી જોઇયે.

૧૫૪. જે જે કામમાં સુપીરીયર કોરટ અથવા માજીસ્ટ્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર કોઈ શખ્સ પાસે ફેલજામીન માગે તે તે કામમાં કેટલી રકમનો જામીન જોઇયે છે, કેટલા જામીન જોઇયે છે તથા જે શખ્સની પાસે જામીન માગવામાં આવે છે તે શખ્સની સારી ચાલ બાબત કેટલી મુદ્દત સુધી તે જામીનો જવાબદાર રેહેશે એ સઘળી વીગત તે હુકમમાં લખવી જામીનખત જે લખવું તે પરિશિષ્ટમાં આપેલા ( ડ ) નમુના મુજબ અથવા તે મતલબનું લખવું.

૧૫૫. જે શખ્સની પાસે ઉપલી કલમોના ઠરાવો મુજબ જામીન માગવામાં આવે, તે શખ્સ અગર તે માગેલો જામીન આપવામાં કસુર કરે, તો તે જ્યાંહાં સુધી તેહેવો જામીન આપે ત્યાંહાં સુધી તેહેને કેદમાં મોકલવો.–પરંતુ જેટલી મુદ્દત સુધીનો

કોઈ શખ્સ પાસે જામીન માગ્યો હોય તે કરતાં વધારે મૂદતસુધી તે શખ્સને કેદમાં રાખવો નહીં.

૧૫૬. જીલ્લાનો માજીસ્ત્રેટ અથવા માજીસ્ત્રેટનો અખ્તીયાર ચલાવતો હોય તેહેવો બીજો અમલદાર, બીજા કોઈ અમલદારને ન પુછતાં પોતાનું ડાહાપણ ચલાવીને ફેલજામીન માગવાના હુકમ ઉપરથી કેદ કરેલા કોઈપણ કેદીને છોડી મૂકવાને મુખ્તિયાર છે; પછી તે શખ્સને કેદ કરવાનો હુકમ તેણે પોતે કરેલો હોય કે પોતાના હાથ તળેના કોઈ અમલદારે કરેલો હોય તોપણ. પરંતુ તે માજીસ્ત્રેટ અથવા બીજા અમલદારનો અભીપ્રાય એહેવો હોવો જોઈયે કે લોકોને જોખમ ન પોહોંચતાં એ શખ્સને છોડી શકાય એહેવું છે.

૧૫૭. કોઈ કામમાં કોઈ માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારનો અભીપ્રાય એહેવો હોય કે ફેલજામીન માગવાના હુકમ મુજબ સુપીરીયર કોરટના હુકમથી કેદ કરેલા ફલાણા શખ્સને તેહેનો ફેલજામીન લીધા સિવાય છોડવામાં કાંઈ જોખમ નથી તો જે કોરટે તે શખ્સ પાસે જામીન માગ્યો હોય તે કોરટનો હુકમ થવા સારૂ તે માજીસ્ત્રેટે અથવા ઉપર લખેલા બીજા અમલદારે તે કામનો તુરત રીપોર્ટ કરી મોકલવો.

૧૫૮. કોઈ શખ્સનો જે ફેલજામીન થયો હોય તે કોઈપણ વખતે જામિન દાખલની પોતાની કબુલતનાં બંધનથી છુટો થવા બાબત તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારને અરજ કરવાને મૂખ્તિયાર છે. એહેવી અરજ કરવામાં આવે એટલે તે શખ્સે પોતાની આગળ હાજર થવા સારૂ અથવા તેહેને હાજર કરવા સારૂ તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે પોતાનો સમન અથવા વારંટ મોકલવું. તે વાંરટ ઊપરથી તે શખ્સ હાજર થાય, અથવા તે પોતાની ખુશીથી સ્વાધીન થાય, એટલે તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે તે જામીનની કબુલાત રદ કરવાનું ફરમાવવું, અને તે શખ્સની પાસે નવો જામીન માગવો, તથા તે નવો જામીન ન આપે તો તેહેને કેદ કરવો.

૧૫૯. જ્યારે તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારનો અભીપ્રાય એહેવો થાય કે ફલાણા શખ્સે પોતાનો ફેલજામીન આપ્યા પછી તેણે કરેલો કાંઈ ગુનોહ તેહેની ઉપર સાબીત થયાના સબબથી તે જામીને લખી આપેલાં ખત ઉપરથી કામ ચલાવવું જોઈએ ત્યારે તેણે તે જામીનને નોટીસ આપવી કે તમે દંડ આપો

અને નહીંતો તે શા માટે ન આપવો તેહેનું કારણ દેખાડો, અને અગર કાંઈ પાકું કારણ દેખાડવામાં નહીં આવે, તો જીલ્લાના માજિસ્ત્રેટની હકુમતમાં તે જામીનની જે કાંઈ જંગમ મીલકત જડે તે મીલકત જપ્ત કરી તથા વેચીને તે જામીન પાસેથી તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે તે દંડ વસુલ કરવો; અને અગર તે દંડ ભરવામાં નહીં આવે, તથા તે જપ્તી તથા વેચાણથી વસુલ નહીં થઈ શકે તો તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારના હુકમથી છ મહીનાની મુદ્દત સુધી દીવાની જેલમાં કેદ થવાને તે જામીન લાયક થશે.

---

## બાબ ૧૮ મો.

### સ્થાનિક અપકારક વસ્તુ વિષે.

૧૬૦. જ્યારે જીલ્લાના માજીસ્ત્રેટના અથવા જિલ્લાના કોઈ ભાગના માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે ફલાણા શરિયામ રસ્તા અથવા સરકારી જગા પરથી ફલાણી કાયદા વિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઈયે, અથવા લોકની તંનદુરસ્તી અથવા સુખને નુકસાન કરે એહેવો ફલાણો વેપાર અથવા ધંધો છે તે વેપાર કે ધંધાને બંધ કરી નાંખવો અથવા બીજી જગાપર લઈ જવો જોઈયે, અથવા ફલાણી ઈમારત બંધાતી અટકાવવી જોઈયે, અથવા આગ લાગે એહેવો સંભવ છે માટે ફલાણા શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થની વ્યવસ્થા થતી અટકાવવી જોઈયે અથવા ફલાણી ઈમારત એહેવી નબળી હાલતમાં છે કે તે પડશે અને આવનાર જનાર લોકોને તેથી નુકસાન થશે એહેવો સંભવ છે, તથા તેટલા માટે તેહેને ખસેડવી જરૂર છે. અથવા ફલાણા શરિયામ રસ્તા પાસેનું ફલાણું તળાવ અથવા કુવાની આસપાસ વાડ અથવા પાળ એહેવી રીતે બાંધી લેવી જોઈયે કે પછી તેથી લોકોને કાંઈ ભય ઉત્પન્ન થાય નહીં, ત્યારે જે શખ્સ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો, હોય અથવા તે વેપાર કે ધંધો ચલાવતો હોય, અથવા ઉપર લખેલી ઈમારત, પદાર્થ, તળાવ, અથવા કુવાનો માલીક, અથવા કબજેદાર અથવા તે ઉપર અખ્તીયાર ચલાવનાર હોય, તે શખ્સની ઉપર હુકમ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તીયાર છે. તે હુકમમાં તે શખ્સને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદ્દતમાં તમે તે અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડજો, અથવા તે વેપાર અથવા ધંધો બંદ કરજો, અથવા બીજે ઠેકાણે લઈ જજો, અથવા તે ઈમારત બાંધવી બંધ રાખજો, અથવા તેહેને ખસેડી લઈ જજો અથવા તે પદાર્થની વ્યવસ્થામાં ફેરફાર કરજો, અથવા તે

તળાવ કે કુવાને વાડ અથવા પાળ બાંધી લેજો, (આટલી બાબતોમાંથી પ્રસંગ હોય તે બાબત તે હુકમમાં લખવી) અને તેહેમાં બીજું એમ ફરમાવવું કે અગર તમે એ-પ્રમાણે ન કરો, તો આ હુકમમાં લખેલી આટલી મુદ્દતમાં, એ હુકમ કેમ અમલમાં ન આવે, તેહેનું કારણ દેખાડવાને તમે હમારી આગળ હાજર થજો.

૧૬૧. બની શકે તો તે હુકમ જે શખસની ઉપર મોકલવામાં આવે તે શખ-સને હાથોહાથ પોંહોંચાડવો; પણ અગર તે હુકમ હાથોહાથ પોંહોંચાડવો અશક્ય માલમ પડે. તો જાહેરનામું કરીને તે હુકમ જાહેર કરવો તથા તેહેની એક લખેલી નોટીસ એહેવી એક અથવા વધારે જગે પર ચોહોંડવી કે તેહેની ખબર તે શખસને સઉથી સારી રીતે જઇ શકે.

૧૬૨. જે શખસની ઉપર એહેવો હુકમ મોકલવામાં આવે તે શખસની ફરજ છે કે તે હુકમમાં ઠરાવેલી મુદ્દતમાં તે હુકમ માનવો, અથવા ઉપર લખ્યા પ્રમાણે કારણ દેખાડવા સારૂ તે માજીસ્ત્રેટની આગળ હાજર થવું અથવા તે હુકમ વાજબી તથા યોગ્ય છે કે નહીં તેહેનો ઠરાવ કરવા સારૂ એક જ્યુરી મુકરર કર-વાનો હુકમ થવા સારૂ અરજી કરીને તે માજીસ્ત્રેટને દરખાસ્ત કરવાને તે શખસ મુખત્યાર છે. તેહેવી અરજી આવે એટલે તે માજીસ્ત્રેટે તુરત એક જ્યુરી ઠરા-વવી તેહેમાં ઓછામાં ઓછા પાંચ શખસો હોવા જોઇયે, અને તેહેના પ્રમુખ તથા સભાસદો માંહેના અડધા સભાસદો તે માજીસ્ત્રેટે મુકરર કરવા, અને બાકીના સભાસદો તે અરજી કરનાર શખસે મૂકરર કરવા. તે ચોકશી ચાલતા સુધી તે માજીસ્ત્રેટે તે હુકમ બજાવવો બંધ રાખવો અને તે જ્યુરીનો બહુ મતથી જે ફેસલો થાય તે પ્રમાણે તે માજીસ્ત્રેટે ચાલવું. ગફલતથી કે કોઇ બીજી રીતે અગર તે અરજી કરનાર જ્યુરી મૂકરર થતી અટકાવે અથવા જ્યુરીને મુકરર કરવાના હુક-મમાં ઠરાવેલી યોગ્ય મુદ્દત સુધીમાં તે ઠરાવેલી જ્યુરી કાંઈ પણ કારણને લીધે ફેસલો તથા રીપોર્ટ ન કરે, તો અગર તેઓને જારી રાખવાનો ખાસ હુકમ તે માજીસ્ત્રેટે નહીં કર્યો હોશે તો, તે મુદ્દત પુરી થયેથી તેઓનું કામ બંધ થશે, અને ઉપલા કારણો માંહેનાં કોઈ પણ કારણને લીધે અગર તે જ્યુરીથી કાંઈ ફેસલો ન થાય, તો નીચે ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટનો હુકમ અમલમાં આવશે.

૧૬૩. જે શખસની ઉપર ૧૬૦ મી કલમમાં લખેલો હુકમ મોકલ્યો હોય, તે શખસ અગર તે હુકમ માને નહીં, અથવા આગળ ઠરાવેલી રીતે તેહેની વીરૂદ્ધ

કાંઇ કારણ દેખાડે નહીં, અથવા તે હુકમમાં લખેલી મુદ્દત સુધીમાં જ્યુરી માગવાની અરજી કરે નહીં, તો તે બાબત હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૩૮ મી કલમમાં ફરમાવેલી શિક્ષાને તે શખ્સ લાયક થશે, અને તે શખ્સને ખરચે તે હુકમ અમલમાં લાવવાને તે હુકમ કરનાર માજીસ્ત્રેટ મુખ્તિયાર છે, અને તે ખરચ જે છે તે જે કાંઈ ઇમારત માલ, અથવા બીજી મીલકત તેહેના હુકમથી ખસેડવામાં આવે તેહેનું વેચાણ કરીને, અથવા ઉપર લખેલા શખ્સની જંગમ મીલકત જપ્ત કરી તથા વેચીને વસુલ કરવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે, અને તેહેવો હુકમ અમલમાં લાવવા સારૂ જરૂરીયાતથી અથવા સકારણ કાંઈ વસ્તુ કરી હોય તે વસ્તુ સંબંધી કોઈ પણ કોરટમાં કાંઇ દાવો અથવા ફરીયાદી ચાલશે નહીં.

૧૬૪. અગર જ્યુરીથી ચોકશી થતાં દરમીયાનમાં તે માજીસ્ત્રેટના વીચારમાં એમ આવે કે લોકને તુરત થતું જોખમ અથવા ભારે નુકસાન અટકાવવા સારૂ તાબડતોબ કાંઈ ઇલાજ કરવો જરૂર છે, તો તે જોખમ અથવા નુકસાન દુર કરવા અથવા અટકાવવાને વાસ્તે જરૂર જણાય તેહેવો હુકમ તથા તાકીદ ૧૬૦ મી કલમમાં તે બાબત લખેલા શખ્સને મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે, અને તે હુકમ અથવા તાકીદમાં ફરમાવેલા સઘળા જરૂરના ઇલાજો તુરત કરવામાં અગર તે શખ્સ કસુર કરે, તો તે જોખમ અથવા નુકસાન દુર કરવા અથવા અટકાવવાને વાસ્તે જરૂર જણાય તેહેવા ઇલાજો પોતે કરવાને અથવા કરાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે. અને તે કારણ સારૂ જરૂરીયાતથી અથવા સકારણ કાંઈ વસ્તુ કરી હોય તે સંબંધી કાંઈ પણ દાવો અથવા ફરીયાદી ચાલશે નહીં.

---

## બાબ ૧૮ મો.

### ઓરતોનાં તથા બચ્ચાંઓનાં ગુજરાન બાબત.

૧૬૫. અગર કોઈ શખ્સની પાસે જોઇયે તેટલી દ્રવ્યશકિત હોય, અને તે પોતાની ઓરતનું અથવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશકત હોય એહેવાં કોઈ ઓરસ કે અનોરસ બાળકનું, ગુજરાન ચલાવવાની ગફલત કરે અથવા ના કહે, તો તે વાતનો બરાબર પુરાવો થયેથી, તે શખ્સે તે પોતાની ઓરત અથવા બાળકનાં ગુજરાનને માટે હર મહીને આટલા દર પ્રમાણે લવાજમ આપવું એમ ફરમાવવાને જિલ્લાનો માજીસ્ત્રેટ અથવા માજીસ્ત્રેટનો અખ્તીયાર ચલાવનાર બીજો

અમલદાર મુખ્તીયાર છે; તે દર તે માજીસ્ત્રેટ અથવા બીજા અમલદારને યોગ્ય જણાય તેટલો ઠરાવવો, પણ સઘળું મળીને તે પચાસ રૂપીયાથી વધારે હોવો જોઇયે નહીં અને અગર તે શખ્સ જાણીજોઇને તે હુકમ માનવામાં કસુર કરે, તો તે હુકમ જેટલીવાર તોડવામાં આવે તેટલીવાર, જે રકમ લેહેણી થઈ હોય તે રકમ દંડ વસુલ કરવાને માટે જે રીત ફરમાવેલી છે તે રીત પ્રમાણે વસુલ કરવાનું વારંટથી ફરમાવવાને તે માજિસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તીયાર છે; અથવા એક મહીનાની મુદત સુધી સખ્ત મજુરી સાથે અથવા સખ્ત મજુરી વગર તે શખ્સને કેદ કરવાનો હુકમ કરવાને તે મુખ્તીયાર છે. પરંતુ અગર તે શખ્સ એમ કેહે કે માહારી ઓરત માહારી સાથે રેહે તો તેહેનું ગુજરાન ચલાવવાને હું તૈયાર છઊં, અને તેહેની ઓરત તેહેની સાથે રેહેવાની ના કહે, તો તે ના કેહેવાનાં જે કાંઇ કારણો તે ઓરત જાહેર કરે તે કારણોનો વીચાર કરવાને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તીયાર છે અને તે પ્રમાણે તે શખ્સે પોતાની ખુશી બતાવ્યા છતાં પણ જો એહેવી ખાતરી થાય કે એ શખ્સ છીનાળું કરેછે, અથવા તે હમેશ પોતાની ઓરતની સાથે ઘાતકીપણાંથી ચાલ્યો છે. તો આ કલમમાં રજા આપી છે તેહેવો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તીયાર છે. અગર કોઈ ઓરત છીનાળું કરતી હોશે. અથવા કોઈ પાકાં કારણ વીના પોતાના ધણીની સાથે રેહેવાની ના કેહેશે, તો તેહેને તેહેના ધણી પાસેથી કાંઇ લવાજમ મળવાને તેહેનો હક ગણાશે નહીં.

૧૬૬. ઉપલી છેલ્લી કલમના ઠરાવો મુજબ કોઈ શખ્સને પોતાની ઓરત અથવા બાળક અથવા એ બંનેનાં ગુજરાનને વાસ્તે કાંઈ માહી લવાજમ આપવાનો હુકમ કર્યો હોય. તે શખ્સ તે લવાજમ ઓછું કરાવવા સારૂ વખતે વખતે તે માજીસ્ત્રેટને અરજ કરવાને મુખ્તિયાર છે. અને તે માજીસ્ત્રેટની આગળ એમ દેખાડી આપવામાં આવે કે તે શખ્સ, તેહેની ઓરત અથવા તેહેનાં બાળકની હાલતમાં ફેરફાર થયો છે તેથી તે લવાજમ ઓછું કરવું વાજબી છે, તો તે ફરમાવેલાં લવાજમમાં પોતાને યોગ્ય જણાય એટલો ઘટાડો કરવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

---

## બાબ ૨૦ મો.

### સંબંધી અથવા કોઈ જમીન કે પાણી વાપરવાના હક સંબંધી તકરારો બાબત.

૧૬૭. જીલ્લાના માજીસ્ત્રેટના અથવા માજીસ્ત્રેટનો અખ્તિયાર ચલાવનાર બીજા અમલદારની જ્યારે એમ ખાતરી થાય કે આપણી હકુમતની હદમાં કાંઈ જમીન, જગા, પાણી, માછલી પકડવાનાં ઠેકાણાં, પાક, અથવા જમીનની બીજી પેદાયસ બાબતની એહેવી કાંઈ તકરાર છે કે તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે, ત્યારે તેણે દફતરમાં એક મીનીટ લખવી અને તેહેમાં પોતાની ઉપલી ખાતરીનાં કારણો લખવાં, અને તે માજીસ્ત્રેટે અથવા ઉપર લખેલા બીજા અમલદારે મુદત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતું વળગતું હોય તે સઘળા શખ્સોને ફરમાવવું કે આટલી મુદતમાં તમે જાતે અથવા મુખ્તિયારની મારફતે હમારી કોરટમાં હાજર થઇને, તે તકરારની વસ્તુ ખરેખર કોહોના કબજામાં છે તે વીશે તમે તમારા પોતપોતાના દાવાની બીના લખી આપો કબજાના હક બાબત કોઈ શખ્સના દાવાના ગુણદોષનો વીચાર ન કરતાં તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે ચોકશી કરવી કે તકરારની વસ્તુ કયા શખ્સના કબજામાં છે, અને તે બાબત પોતાની ખાતરી કરી લીધા પછી તેણે દફતરમાં એક મીનીટ લખવી, તેહેમાં એ પ્રમાણે લખવું કે ફલાણા શખ્સના કબજામાં એ વસ્તુ છે તેહેના કબજામાંથી કાયદાની રીતે તે લઈ લેવામાં આવે ત્યાંહાંસુધી તે વસ્તુનો કબજો રાખવાને તેહેનો હક છે અને ત્યાંહાંસુધી તે કબજામાં કોઈએ ગડબડ કરવી નહીં.

૧૬૮. અગર તે માજિસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર એહેવો ઠરાવ કરે કે એ શખ્સોમાંના કોઇનો કબજો નથી. અથવા તકરારની વસ્તુ કયા શખ્સના કબજામાં છે એ બાબત તેહેની ખાતરી થઈ શકે નહીં. તો તે શખ્સના હક બાબત અથવા કબજો કોહોને મળવો જોઇએ એ બાબત કોઇ મુખ્તિયાર દિવાની કોર્ટનો ફેસલો થતાં સુધી તે તકરારની વસ્તુને જપત કરવાને તે મુખ્તિયાર છે.

૧૬૯. કાંઇ જમીન અથવા પાણી વાપરવાના હક બાબત અગર કાંઈ તકરાર ઉઠે તો જે માજિસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારની હકુમતમાં તે તકરારની વસ્તુ હોય તે માજિસ્ત્રેટે અથવા ઉપર લખેલો બીજો અમલદાર તે બાબત ચોકશી કરવાને મુખ્તિયાર છે, અને તે તકરારની વસ્તુ સર્વે લોકના વાપરવામાં અથવા ફલાણા

શખ્સનાં વાપરવામાં, અથવા ફલાણા વર્ગના શખ્સોના વાપરવામાં, છે એમ તેહેને જણાય, તો કબજાનો દાવો કરનાર શખ્સનો એકલાનોજ તે વસ્તુ કબજામાં રાખવાનો હક છે એહેવી રીતનો તે શખ્સ કોઈ મુખ્તિયાર કોર્ટનો ફેસલો કરાવે ત્યાંહાં સુધી, પ્રસંગ પ્રમાણે સર્વ લોક, અથવા તે શખ્સ, અથવા તે વર્ગના શખ્સો તે વસ્તુ વાપરવાથી બાતલ થાય એહેવી રીતે કોઈ પણ શખ્સે તે વસ્તુનો કબજો લેવો અથવા રાખવો નહીં એહેવો હુકમ કરવાને તે માજિસ્ત્રેટ અથવા બીજો અમલદાર મુખ્તિયાર છે. પરંતુ તે વસ્તુ એહેવી હોય કે તે વાપરવાનો હક વર્ષમાં સઘળા વખતે અમલમાં આવી શકતો હોય અને તે ચોકશીના આરંભની તારીખથી ગણતાં ત્રણ મહીના સુધીમાં હમેશાની રીતે તે હક અમલમાં આવ્યો ન હોય. અથવા મુકરર કરેલી મોસમેજ જે કામોમાં વાપરનો હક થતો હોય તેહેવાં કામોમાં અગર ફરીયાદની પુર્વે તેહેવી છેલ્લી મોસમે તે હક અમલમાં આવ્યો ન હોય, તો તે માજિસ્ત્રેટે અથવા ઉપર લખેલા બીજા અમલદારે તેહેવો કાંઈ હુકમ કરવો નહીં.

---

## બાબ ૨૧ મો.

### સુપીરીયર કોર્ટની રૂબરૂ તજવીજ.

૧૭૦. સુપીરીયર કોર્ટની આગળની હરએક તજવીજમાં ફરીયાદ કરનાર અગર કોઈ હોય તો તે ફરીયાદ કરનારની તે કામમાં શાહેદ દાખલ શાહેદી લેવી.

૧૭૧. સુપીરીયર કોરટની જ્યારે એમ ખાતરી થાય કે આ કામની તજવીજનું કામ મુલતવી રાખવું યોગ્ય છે, તથા તેમ કરેથી ઈનસાફની મતલબ સારી પાર પડશે, તો તે તજવીજનું કામ મુલતવી રાખવાનું ફરમાવવાને તે કોરટ મુખ્તિયાર છે.

૧૭૨. જ્યારે તજવીજનું કામ શરૂ કરવાને કોરટ તૈયાર હોય, ત્યારે તોહોમતવાળા શખ્સને કોરટની આગળ હાજર કરવો, અને તેહેને તોહોમતનામું વાંચી સંભળાવવું તથા સમજાવવું અને તેહેને પુછવું કે એ મધ્યે જે ગુનોહ તાહારી ઉપર મુકેલો છે તે ગુનાહનો તું તકશીરવાર છે કે તાહારી તજવીજ થાય એહેવો તું દાવો કરે છે; અગર તે તોહોમતવાળો શખ્સ હું તકશીરવાર છઊં એહેવો જવાબ આપે. તો તે જવાબ દફતરમાં લખી લેવો, અને તે ઉપરથી તે તોહોમતવાળાની ઉપર ગુનોહ ઠરી શકે.

૧૭૩. અગર તે તોહોમતવાળો શખ્સ જવાબ આપવાની ના કેહે. અથવા માહારી તજવીજ થવી જોઇયે એહેવો દાવો કરે તો કોરટે તે મુકદ્દમાની તજવીજ કરવા માંડવી. અને જે પુરાવો આવે તે લેવો.

૧૭૪. જે સવાલ પુછ્વામાં આવે તે સવાલનો જવાબ આપવાની અગર કોઈ શાહેદ ના કેહે, અને તે ના કેહેવાનું અગર તે કાંઈ વાજબી કારણ ન કેહે, તો કોરટને યોગ્ય જણાય તેટલી મુદ્દત સુધી તે શાહેદને કેદ કરવાને તે મુખ્તિયાર છે. પણ તે દરમીઆંનમાં અગર તે શાહેદ જબાની તથા જવાબ આપવાનું કબુલ કરે તો તેહેને છોડવો, અગર તે શાહેદ પોતાની ના જારી રાખે તો તેહેની ઉપર આ ધારાની ૭૯ મી કલમના ઠરાવો મુજબ અમલ કરી શકાય.

૧૭૫. માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળા શખ્સે આપેલી જબાની તજવીજની વખતે પુરાવામાં આપવી, તે જબાની ઉપર માજીસ્ત્રેટની સહી હોય તેહેને તેહેનું દેખાઇતું પાકું પ્રમાણ સમજવું, અને તે ઉપરની તોહોમતવાળાની સહીનો પુરાવો ન માગતાં તે માજીસ્ત્રેટની સહી કબુલ કરવી; પણ અગર તેહેના ખરાપણાં વીશે શક આણવાનું કોરટની નજરમાં કાંઈ કારણ જણાય તો તેમ કરવું નહીં.

૧૭૬. કોઈ મુકદ્દમાનો વાજબી ફેસલો થવામાં જે શાહેદની શાહેદી કોરટની નજરમાં જરૂર જણાય તે શાહેદને, અગર પોતાની મરજીમાં આવે તો, તજવીજ ચાલતાં કોઈપણ વખતે સમન કરીને તેહેની જબાની લેવાને કોરટ મુખ્તિયાર છે, શાહેદ દાખલ સમન ન કરયા છતાં જે શખ્સ કોરટમાં હાજર હોય તે શખ્સની પણ જબાની લેવાને કોરટ મુખ્તિયાર છે.

૧૭૭. કોઈ સીવીલ સરજન અથવા બીજા દાકતરી શાહેદની જબાની માજીસ્ત્રેટ લીધી હોય, તથા તે પર તે માજીસ્ત્રેટે કાયદા પ્રમાણે સહી કરી હોય તે જબાનીને કોરટે દેખાઇતા પુરાવા દાખલ કબુલ કરવી. પણ અગર તે સિવિલ સરજનને અથવા બીજા દાકતરી શાહેદને સમન કરવાનું કોરટને પાકું કારણ જણાય, તો તેહેને સમન કરવાને તે મુખ્તિયાર છે.

૧૭૮. અગર કોઇ શાહેદ ગુજરી ગયો હોય, અથવા કોર્ટની ખાતરી થાય કે કાંઈ પાકાં કારણને લીધે તેહેને હાજર કરીશકાય એહેવું નથી, તો તે શાહેદની જે જબાની તે તોહોમતવાળા શખ્સના દેખતાં માજિસ્ત્રેટે લઇને તે પર સહી કરી હોય તે જબાની પુરાવામાં આપી શકાય.

૧૭૯. કોઇ ફોજદારી કામની તજવીજનાં દરમિઆનમાં, અથવા તે સંબંધી કાંઈ પ્રથમ ચોકશીમાં, કાંઈ પદાર્થ અથવા વસ્તુની પરીક્ષા અથવા પૃથક્કરણ કરીને તે બાબત રીપોર્ટ કરવાનું કામ સરકારના રસાયન પરીક્ષકને બરાબર રીતે મોકલ્યું હોય તે બાબત તેણે કરેલા રીપોર્ટની મતલબનો જે લખ હોય તે સુપીરીયર કોર્ટથી થતી તજવીજમાં પુરાવામાં કબૂલ કરવો, પણ તે પર તે પરીક્ષકની સહી હોવી જોઇયે ; અને તે લખનાં ખરાપણાં વીશે શક આણવાનું અગર કોર્ટને કાંઈ કારણ ન જણાય, તો તે સહી બાબત અથવા તે સહી કરનાર શખ્સ તે સરકારી કામ પર છે એ બાબત કાંઈ પુરાવાની જરૂર નથી.

૧૮૦. કોઈ મરનાર શખ્સે જે કહેલું હોય તે પુરાવામાં આપી શકાય, પછી તે તેણે તે તોહોમતવાળા શખ્સના દેખતાં કહેલું હોય કે નહીં તોપણ; તે કેહેતી વખતે તે મરનાર શખ્સના મનમાં એહેવી દેહેશત હોવી જોઇયે કે હવે હું મોતના હાથમાં છઉં, પછી તે વખતે તેહેને શારો થવાની આશા હોય તેહેની કાંઈ ફીકર નહીં.

૧૮૧. ફરીયાદ કરનારની તરફનું કામ પુરૂં થાય એટલે તોહોમતવાળા શખ્સને તેહેના જવાબનું કામ ચલાવવાનું તથા તેહેનો પુરાવો હાજર કરવાનું ફરમાવવું.

૧૮૨. અગર તે તોહોમતવાળા શખ્સની તરફથી કાંઈ પુરાવો હાજર કરવામાં આવે તો તે પુરાવાનું કામ પુરૂં થયેથી, અથવા નહીં તો ફરીઆદ કરનારની તરફનું કામ પુરૂં થયેથી, કોર્ટની નજરમાં યોગ્ય જણાએ તેહેવો સવાલ તે તોહોમતવાળા શખ્સને પુછવાને કોર્ટ મુખ્તિયાર છે તે સવાલનો જવાબ આપવો કે નહીં તે તે તોહોમતવાળા શખ્સની ખુશી પર છે.

૧૮૩. ફરીયાદ કરનારની તરફનું કામ પુરૂં થયેથી, અથવા તોહોમતવાળા શખ્સની તરફથી જે પુરાવો આપવામાં આવે તે પુરાવાનું કામ પુરૂં થયેથી, અથવા, અગર કોર્ટે તે શખ્સને કાંઈ સવાલ પુછ્યો હોયતો તે સવાલ પુછાઇ રહ્યા પછી, પોતાની ખુશીમાં આવે તો, તે તોહોમતવાળો શખ્સ કોર્ટને જે કાંઇ કેહેવું હોય તે કેહેવાને મુખ્તિયાર છે.

૧૮૪. તોહોમતવાળા શખ્સે જેહેનું નામ આગળ નહીં કહ્યું હોય એહેવો કોઇ શાહેદ અગર હાજર હોય. તો તે શાહેદની જબાની લેવાની તે તોહોમતવાળા શખ્સને રજા આપવી; પણ આ ધારાની ૧૩૪ મી કલમમાં ઠરાવેલું છે તે શિવાય બીજાં કોઈ કામમાં, જે માજિસ્ટ્રેટે તે તોહોમતવાળા શખ્સની તજવીજ થવા સારૂ

તેહેને કમિટ કર્યો હોય અથવા તેહેનો જામિન લીધો હોય તે માજિસ્ત્રેટને આપેલી ટીપ મધ્યે લખેલા શાહેદો શિવાય બીજા કોઈ શાહેદોને સમન કરાવવાનો તે તોહોમતવાળા શખ્સનો હક છે એમ સમજવું નહીં.

૧૮૫. જેમ જરૂર જણાય તે પ્રમાણે વખતે વખતે, પોતાની ખુશી પ્રમાણે તજવીજનું કામ મુલતી રાખવાને કોરટ મુખ્તિયાર છે.

૧૮૬. અગેર તોહોમતવાળા શખ્સની ઉપર ગુનોહ ન ઠરે, તો કોરટે છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો. અગર તોહોમતવાળા શખ્સની ઉપર ગુનોહ ઠરે તો કોરટે તેહેની ઉપર શિક્ષાનો હુકમ કરવો પણ જો કોરટ સાત વરસ ઉપરાંતની કેદની શિક્ષાનો હુકમ કરે તો તે હુકમ સરકારની મંજુરીયત શીવાય બજાવવો નહીં.

---

## બાબ ૨૨ મો.

### અપીલો.

૧૮૭. તોહોમતવાળો શખ્સ બીન તકશીર છે, એ પ્રમાણે કોઈ પણ ફોજદારી કોરટમાં ફેસલો થયો હોય તે ફેસલા પર અપીલ ચાલશે નહીં.

૧૮૮. જીલ્લાના માજીસ્ત્રેટથી અથવા માજીસ્ત્રેટનો અખ્તિયાર ચલાવનારા બીજા અમલદારથી થયેલી કોઈ તજવીજમાં જે શખ્સની ઉપર કાંઈ ગુનોહ ઠરે, અથવા આ ધારાની ૧૪૯ મી કલમ મુજબ અથવા ૧૫૦ મી કલમ મુજબ જે શખ્સનો ફેલજામીન તે માજીસ્ત્રેટ અથવા બીજા અમલદારે માગ્યો હોય, તે શખ્સ જે સુપરીયર કોરટને તે માજીસ્ત્રેટ અથવા બીજો અમલદાર તાબે હોય તે સુપીરીયર કોરટને અપીલ કરવાને મુખ્તિયાર છે.

૧૮૯. ૩ જા જાર્જનાં ૫૩ માં વર્ષમાં કરેલા કાયદાના ૧૫૫ માં બાબની ૧૦૫ મી કલમ મુજબ, અથવા (૩ જા જાર્જના ૫૩ માં વર્ષમાં કરેલા કાયદાના ૧૫૫ માં બાબની ૧૦૫ મી કલમથી હુમલા બળાત્કાર પ્રવેશ. તથા ફેલોનીથી ઉતરતા દરજાનાં બલાત્કાર સાથેનાં બીજાં નુકસાનોની બાબતોમાં આપેલા માજિસ્ત્રેટોનો અધિકાર વધારવા સારૂ કરેલા) સને ૧૮૫૩ ના ૭ માં આક્ટ મુજબ અથવા આ ધારાની ૭૯ મી કે ૮૧ મી કલમ મુજબ અધિકાર ચલાવનાર કોઈ સુલેહના અમલદારે જે શખ્સને ગુન્હેગાર ઠેરવીને તેહેની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય,

તે શખ્સ, અગર તે શિક્ષાનો હુકમ સુપીરીયર કોરટને તાબેના કોઈ માજિસ્ત્રેટે કર્યો હોય તો જે ઠેકાણે અપીલ સાંભળી શકાય તે ઠેકાણે અધિકાર હોય એહેવી સુપીરીયર કોરટને, અપીલ કરવાને મુખત્યાર છે.

૧૯૦. જે જે કામોમાં કોઇ સુપીરીયર કોરટ અથવા જીલ્લાનો માજીસ્ત્રેટ અથવા મજિસ્ત્રેટનો અખ્તિયાર ચલાવનાર બીજો અમલદાર એક મહિનાસુધી કેદની શિક્ષાનો હુકમ અથવા પચાશ રૂપીયા સુધીના દંડની શિક્ષાનો હુકમ કરે, તે સઘળાં કામોમાં કાંઈ અપીલ ચાલશે નહીં.

૧૯૧. મીજિસ્ત્રેટના અખ્તિયાર કતાં ઓછો અખ્તિયાર ચલાવનાર કોઈ અમલદારે કરેલી કાંઇ તજવીજ મધ્યે જે શખ્સની ઉપર ગુન્હો ઠરયો હોય, તે શખ્સ જીલ્લાના માજિસ્ત્રેટને, અથવા માજિસ્ત્રેટનો અખ્તિયાર ચલાવનાર જે બીજા અમલદારને સરકારે તેહેવી અપીલો સાંભળવાનો અખ્તયાર આપ્યો હોય તે બીજા અમલદારને, અપીલ કરવાને મુખ્ત્યાર છે.

૧૯૨. આ ધારાંના ૧૦ મા બાબ મુજબ જે શખ્સની ઉપર કોઈ દીવાની કોરટે ગુન્હો ઠરાવ્યો હોય, તે શખ્સ, તે કોરટમાં થયલાં હુકમનામાં અથવા હુકમો ઉપર બધું કરીને જે કોરટમાં અપીલ થઇ શકતી હોય તે કોરટને, અપીલ કરવાને મુખ્ત્યાર છે.

૧૯૩. જીલ્લાના માજિસ્ત્રેટને અપીલની જે અરજીઓ આપવી તે જે શિક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ કરવી હોય તે ઠરાવ અથવા હુકમ જે દીવસે થયો હોય તે દીવસને બાતલ કરીને તે દીવસ પછીના પંદર દીવસમાં આપવી જોઇયે. સુપીરીયર કો[illegible] અપીલની અરજીઓ ઉપર પરમાણે ગણેલા ત્રીસ દીવસમાં આપવી જોઇએ. આ કલમમાં ઠરાવેલી મુદત પછી પણ અગર પાકું કારણ બતાવવામાં આવે તો, સદરહુ કોરટો અપીલ દાખલ કરવાને મુખ્ત્યાર છે.

૧૯૪. અપીલની હરએક અરજીની સાથે જે શિક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ કરવી હોય તે ઠરાવ અથવા હુકમની એક નકલ આપવી જોઇયે.

૧૯૫. અગર તે અપીલની અરજી તથા જે શીક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ઠરાવ અથવા હુકમની નકલ વાંચી જોતાં અપીલ કોરટના વીચારમાં એમ આવે કે તે ફેસલાના ખરાપણાં વીશે તકરાર કરવાનું કાંઈ પાકું કારણ નથી અથવા જે શિક્ષાના ઠરાવ કે હુકમ પર અપીલ કરીછે તે ઠરાવ

અથવા હુકમમાં હાથ ઘાલવાનું કાંઇ પાકું કારણ નથી, તો તે અપીલની અરજી નામંજુર કરવાને તે અપીલ કોરટ મુખત્યાર છે. અપીલ નામંજુર કરતાં પેહેલાં તે કોરટ નિચલી કોરટનું કામ અથવા તેહેનો કાંઈ ભાગ મંગાવીને વાંચી જોવાને મુખત્યાર છે, પણ તેમ કરવાની તેહેની ફરજ નથી.

૧૯૬. અગર તે અપીલ કરનાર શખસ, જે શીક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર તે અપીલ કરતો હોય તે ઠરાવ અથવા હુકમ મુજબ, જેલમાં હોય તો તે પોતાની અપીલની અરજી તથા જે શીક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર તે અપીલ કરતો હોય તે ઠરાવ અથવા હુકમની નકલ જે અમલદારના હવાલામાં તે જેલ હોય તે અમલદારને આપવાને મુખ્તિયાર છે અને તેમ કરવામાં આવે ત્યારે તે માજીસ્ટ્રેટ અથવા બીજા અમલદારે તે અરજી અપીલ સાંભળનાર યોગ્ય અધીકારી પાસે મોકલી દેવી.

૧૯૭. નીચલી કોરટનું કામ વાંચ્યા પછી તે કોરટનો ફેસલો તથા શીક્ષાનો ઠરાવ અથવા હુકમ ફેરવવાને અથવા રદ કરવાને તે અપીલ કોરટ મુખ્તિયાર છે, પણ જે કાંઇ શીક્ષા કરી હોય તે શીક્ષામાં વધારો કરવાને તે મુખ્તિયાર નથી.

૧૯૮. જે કામમાં અપીલ મંજુર કરવામાં આવે તે કામમાં, તે અપીલ ચાલે ત્યાંહાં સુધી, શીક્ષાનો હુકમ બંદ રાખવાનું ફરમાવવાને તે અપીલ કોરટ મુખ્તિયાર છે; અને જામીન લઇ શકાય એહેવા કોઈ ગુનાહને માટે અગર તે અપીલ કરનાર કેદમાં હોય તો જામીન લઇને તેહેને છોડવાનું ફરમાવવાને તે મુખ્તિયાર છે.

૧૯૯. જે કામમાં અપીલ મંજુર થઇ હોય તે કામમાં તે અપીલ કોરટને અગર એમ જણાય કે તોહોમતવાળો શખસ તકશીરવાર છે કે બીનતકશીર છે એ વીરોની ફલાંણી બાબતસર વધારે ચોકશી કરવી અથવા વધારે પુરાવો લેવો જરૂર છે, તો તેહેવી ચોકશી કરવાનું તથા વધારે પુરાવો લેવાનું ફરમાવવાને તે અપીલ કોરટ મુખ્તિયાર છે. તે વધારે તજવીજ તથા વધારે પુરાવાનો જે પરીણામ થાય તે તે અપીલ કોરટને લખી જણાવવો, અને તે ઉપરથી તે અપીલ કોરટને યોગ્ય જણાય તેહેવો ફેસલો, શીક્ષાનો ઠરાવ, અથવા હુકમ તે કોરટે કરવો.

૨૦૦. તોહોમતનામામાં અથવા તજવીજનાં કામમાં કાંઇ ભુલ અથવા ચુક થયાના સબબને લીધે અપીલમાં કે તપાસમાં કોઈ પણ બરાબર અધીકારવાળી કોરટનો ઠરાવ અથવા શીક્ષાનો હુકમ રદ થઇ કે ફરી શકશે નહીં; પણ અગર તોહોમતવાળા શખસની ઉપર, અપીલ કોરટના અભીપ્રાયમાં એમ આવે કે પુરાવા પ્રમાણે ફલાણો

ગુનોહ કરવો જોઈ હતો તો તે ગુનાહને માટે જેટલી શીક્ષા થઇ શકે તે કર્તા તે શખ્સને, વધારે શીક્ષાનો હુકમ થયો હોય, અથવા અપીલ કોરટના અભીપ્રાયમાં એમ આવે કે તે ભુલ અથવા ચુકથી તે તોહોમતવાળા શખ્સને નુકશાન થયું છે, તો તે ઠરાવ અથવા હુકમ રદ્દ થઈ કે ફરીશકે. અને તે અપીલ કોરટના અભિપ્રાય પ્રમાણે તે તોહોમતવાળા શખ્સની ઉપર જે ગુનોહ પુરાવાથી સાબીત થયો હોય તે ગુનાહને માટે જેટલી શીક્ષા થઇ શકે તે કર્તા તે શખ્સને વધારે શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય, તો હીંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ અથવા બીજા તે વેળાના ચાલતા કાયદા મુજબ તે ગુનાહને માટે શીક્ષાની જે હદ્દ હોય તે હદ્દમાં આવે એમ પ્રમાણે ઉપલી શીક્ષાને ઓછી કરવાને તે અપીલ કોરટ મુખત્યાર છે.

---

## બાબ ૨૬ મો.

## સાધારણ નિયમો.

૨૦૧. કોઇ પણ ફોજદારી કોરટનો શિક્ષાનો ઠરાવ અથવા છેલ્લો હુકમ, તથા તે કરવા અથવા ફરમાવવાનાં કારણો તે કોરટ મધ્યેના પ્રમુખ અધિકારીની સ્વભાષામાં લખવાં, અને તેપર તે ઠરાવ અથવા હુકમ કરતી અથવા ફરમાવતી વખતે તે અધીકારીએ તારીખ લખીને પોતાની સહી કરવી. અને તે અસલ કાગળ દફતર અથવા તે કામના કાગળોની સાથે દાખલ કરવો. તથા જે કામમાં તે અસલ કાગળ તે અધિકારીના આગળ નિત્ય વપરાતી ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય તે કામમાં તેહેનો તરજુમો તે શીક્ષાના ઠરાવ અથવા હુકમના કાગળની સાથે રાખવો.

૨૦૨. અગર તે પ્રમુખ અધીકારીની સ્વભાષા અંગ્રેજી ન હોય અને તે અધીકારીને અંગ્રેજી ભાષા એહેવી સારી આવડતી હોય કે તે તે ભાષામાં સાફ તથા સમજાય એહેવી રીતે શીક્ષાનો ઠરાવ અથવા છેલ્લો હુકમ લખી શકે અને તે પોતાની ભાષામાં લખવા કરતાં અંગ્રેજી ભાષામાં લખવું પસંદ કરે તો તે શિક્ષાનો ઠરાવ અથવા છેલ્લો હુકમ અંગ્રેજીમાં લખવાને તે મુખ્તિયાર છે.

૨૦૩. કોઈ પણ નીચલી કોરટે કરેલો શીક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા મુજબ છે કે નહીં તથા તે કોરટે કામ બરાબર રીતે ચાલાવ્યું છે કે નહીં એ વિશે પોતાની ખાતરી કરવા સારૂ કોઈ પણ વખતે તે કોરટનું દફતર મગાવીને તપાસવાને તે કોરટની તુરત ઉપરનો જે માજિસ્ત્રેટ હોય અથવા તે કોરટની તુરત ઉપરની જે સુપીરીયર કોરટ હોય, તે માજિસ્ત્રેટ તથા તે સુપીરીયર કોરટ મુખ્તીયાર છે

અગર તે સુપીરીયર કોરટ અથવા માજીસ્ટ્રેટનો અભિપ્રાય એહેવો હોયકે તે શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદાથી ઉલટો છે તો નીચાંની કોરટની શિક્ષા સુપીરીયર કોરટ અથવા માજિસ્ટ્રેટ કમી કરી શકેછે, અથવા રદ કરી શકેછે. પણ તે શિક્ષા કદી વધારવી નહીં.

૨૦૪. માજિસ્ટ્રેટથી તજવીજ નહીં થઇ શકે એહેવા ગુનાહોનાં કામમાં જે તોહોમતવાળા શખ્સને માજિસ્ટ્રેટે છોડી દીધો હોય તે શખ્સને સુપીરીયર કોરટમાં કમીટ કરવાનું ફરમાવવાને સુપીરીયર કોરટ મુખ્તયાર છે. એહેવા ગુનાહોનાં કામમાં જે ફરીયાદ ચોકશી કરયાવિના માજિસ્ટ્રેટે કાહાડી નાંખી હોય તે ફરીઆદની ચોકશી કરવાનું ફરમાવવાને સુપીરીયર કોરટ મુખ્તીયાર છે.

૨૦૫. કોઇ પણ તોહોમતવાળા શખ્સનો જામીન લઇને તેહેને છોડવાનું ફરમાવવાને, અથવા કોઈ માજીસ્ટ્રેટે માગેલા જામીનની રકમ ઓછી કરવાને સુપરીયર કોરટ મુખ્તિયાર છે.

૨૦૬. જ્યારે કોઇ ફોજદારી કોરટ કોઈ શખ્સને જામીન આપવાનું ફરમાવે, ત્યારે તે જામીનને બદલે તે કોરટ ઠરાવે તેટલી રકમની સરકારી પ્રામીસરી નોટો અથવા તેટલા રૂપીયા અનામત મુકવાની તે શખ્સને પરવાનગી આપવાને તે કોરટ મુખ્તીયાર છે.

૨૦૭. જે કામમાં યોગ્ય જણાય તે કામમાં, સુપીરીયર કોરટ મધ્યે કોઇ તજવીજનાં કારણસર હાજર થનાર કોઈ શાહેદ અથવા ફરીયાદ કરનારનો વાજબી ખરચ સરકારે અથવા સરકારની તરફથી અથવા કોઈ દેશી રાજની તરફથી આપવાનો હુકમ કરવાને તે સુપરીયર કોરટ મુખ્તીયાર છે.

૨૦૮. કોઈ પણ ફોજદારી કોરટમાં કાંઈ તજવીજ ચાલી હોય, અથવા કોઈ પણ ફોજદારી કોરટે કાંઈ ફેસલો કરયો હોય અને તે તજવીજનું કામ ચાલતાં કાંઈ ગેરશીરસ્તે કામ ચાલ્યું હોય પણ તે ગેરશીરસ્તે કામ ચાલ્યાથી ઇનસાફની મતલબમાં નુકસાન ન થયું હોય તો તે ગેરશીરસ્તે કામ ચાલ્યાના સબબથી અપીલમાં કે બીજે કોઈ પ્રસંગે તે તજવીજ અથવા ફેસલો રદ થઈ શકશે નહીં.

૨૦૯. કોઇપણ ફોજદારી કોર્ટે કરેલા શિક્ષાના છેલ્લા ઠરાવ અથવા હુકમની એક નકલ, ઢીલ ન કરતાં, જે કામમાં તે શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરયો હોય તે કામ માંહેલા કોઇપણ પક્ષકારે અરજ કરેથી આપવી તે નકલને માટે અરજ કરનાર શખ્સને ખરચે તે નકલ થવી જોઇયે.

# નમુના.

## અ.

### સમનનો નમુનો (કલમ ૨૯ મી.)

[ફલાણા] અ. બ. જોગ.

[આ ઠેકાણે મુચ્લેસરમાં જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો લખવો] ના એક તોહોમતનો જવાબ કરવા સારૂ તમારે હાજર થવું જરૂર છે; માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવેછે કે તમે જાતે ના [માજિસ્ત્રેટની આગળ ની તારીખે હાજર થજો એ પ્રમાણે કરવામાં કસુર કરશો નહીં. (સહી તથા મોહોર.)

તારીખ

---

## બ.

### વારંટનો નમુનો (કલમ ૩૪ મી.)

[આ ઠેકાણે જે શખ્સ અથવા શખ્સો તે વારંટ બજાવવાનાં હોય તે શખસ અથવા શખ્સોનાં નામ તથા તે કોણ છે તે લખવું] જોગ.

ના ની ઉપર (આ ઠેકાણે જે ગુન્હો હોય તે લખવો) ના ગુન્હાનું તોહોમત છે; માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમે સદરહુ ને પકડીને હમારી આગળ હાજર કરો. એ પ્રમાણે કરવામાં કસુર કરશો નહીં. સહી તથા મોહોર.

એ વારંટની પાછળ નીચે મુજબ શેરો લખી શકાયઃ—

અગર સદરહુ હમારી આગળ ની તારીખે હાજર થવા સારૂ પોતે રકમની જામીની લખી આપે તથા એક જામીનની રકમની (અથવા બે જામીનોની એક એકની રકમની) લખાવી આપે, તો તેહેને છોડી શકાય.

તારીખ સહી.

## ઠ.

### કેદ કરવાના વારંટનો નમુનો. (કલમ ૧૧૭ મી.)

ના જેલર જોગ,

ના ની ઉપર (આ ઠેકાણે જે ગુન્હાની બાબત કેદીની ઉપર તોહોમત હોય તે ગુન્હો લખવો; તથા કમીટ કરનાર અમલદારનો અધિકાર લખવો;) નું તોહોમત છે, માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમે ની સદરહુ જેલ મધ્યે તમારા હવાલામાં સદરહુ . ને લેજો અને કાયદા મુજબ તેહેનો ત્યાંહાંથી છુટકો થાય ત્યાંહાં સુધી તેહેને તમે ત્યાંહાં સંભાળીને રાખજો.

તારીખ

---

## ડ.

### સારી ચાલ બાબતનાં ખતનો નમુનો. (કલમ ૧૫૪ મી.)

હું રેહેનાર નો, મુદ્દત સુધી રાણીસાહેબની તરફ તથા રાણી સાહેબની સઘળી રૈયતની તરફ સારી રીતે ચાલવા બાબત એક ખત લખી આપવાનું મ્હને ફરમાવવામાં આવ્યું છે, માટે હું આ ઉપરથી બંધાઉં છઉં કે ઉપર લખેલી મુદ્દત સુધી રાણીસાહેબની તરફ તથા રાણી સાહેબની સઘળી રૈયતની તરફ હું સારી રીતે ચાલીશ, અને અગર એ બાબતમાં હું કસુર કરૂં તો હું બંધાઉં છઉં કે રૂપીયાની રકમ માહારે રાણી સાહેબને ગુન્હેગારીમાં આપવી.

તારીખ

### અસલ ધણીનાં ખતની નીચે લખવાની જામીનીનો નમુનો.

આ ઉપરથી હું જાહેર કરૂં છઉં કે હું ઉપર લખેલા નો જામીન થાઉં છઉં કે તે શખસ ઉપલી મુદત સુધી રાણીસાહેબની તરફ તથા રાણીસાહેબની સઘળી રૈયતની તરફ સારી રીતે ચાલશે; અને અગર તે શખ્સ એ બાબતમાં કસુર કરે તો આ ઉપરથી હું બંધાઉં છઉં કે રૂપીયાની રકમ માહારે રાણી સાહેબને ગુન્હેગારીમાં આપવી.

---

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.